अधि सानौ नि जिघ्नते वज्रेण शतपर्वणा ।
मन्दान इन्द्रो अन्धसः सखिभ्यो गातुमिच्छत्यर्चन्ननु स्वराज्यम् ॥ ६ ॥
इन्द्र तुभ्यमिदद्रिवोऽनुत्तं वज्रिन्वीर्यम् ।
यद्ध त्यं मायिनं मृगं तमु त्वं माययावधीरर्चन्ननु स्वराज्यम् ॥ ७ ॥
वि ते वज्रासो अस्थिरन्नवतिं नाव्याः अनु ।
महत्त इन्द्र वीर्यं बाह्वोस्ते बलं हितमर्चन्ननु स्वराज्यम् ॥ ८ ॥
सहस्रं साकमर्चत परि ष्टोभत विंशतिः ।
शतैनमन्वनोनवुरिन्द्राय ब्रह्मोद्यतमर्चन्ननु स्वराज्यम् ॥ ९ ॥

---

अधि । सानौ । नि । जिघ्नते । वज्रेण । शतऽपर्वणा । मंदानः । इंद्रः । अंधसः । सखिऽभ्यः । गातुं । इच्छति । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ ६ ॥
इंद्र । तुभ्यं । इत् । अद्रिऽवः । अनुत्तं । वज्रिन् । वीर्यं । यत् । ह । त्यं । मायिनं । मृगं । तं । ऊं इति । त्वं । मायया । अवधीः । अर्चन् । अनु । स्वऽराज्यम् ॥ ७ ॥
वि । ते । वज्रासः । अस्थिरन् । नवतिं । नाव्याः । अनु । महत् । ते । इंद्र । वीर्यं । बाह्वोः । ते बलं । हितं । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ ८ ॥ सहस्रं । साकं । अर्चत । परि । स्तोभत । विंशतिः । शता । एनं । अनु । अनोनवुः । इंद्राय । ब्रह्म । उत्ऽयतं । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ ९ ॥

इन्द्रो॑ वृ॒त्रस्य॒ तवि॑षीं॒ निर॑ह॒न्त्सह॑सा॒ सहः॑ ।
म॒हत्तद॑स्य॒ पौंस्यं॑ वृ॒त्रं ज॑घ॒न्वाँ अ॑सृज॒दर्च॒न्ननु॑ स्व॒राज्य॑म् ॥ १० ॥ ३० ॥
इ॒मे चि॑त्तव॒ मन्य॑वे॒ वेपे॑ते भि॒यसा॑ म॒ही ।
यदि॑न्द्र वज्रि॒न्नोज॑सा वृ॒त्रं म॒रुत्वाँ॒ अव॑धी॒रर्च॒न्ननु॑ स्व॒राज्य॑म् ॥ ११ ॥
न वेप॑सा॒ न त॑न्यतेन्द्रं॑ वृ॒त्रो वि बी॑भयत् ।
अ॒भ्ये॑नं॒ वज्र॑ आय॒सः स॒हस्र॑भृष्टिराय॒तार्च॒न्ननु॑ स्व॒राज्य॑म् ॥ १२ ॥
यद्वृ॒त्रं तव॑ चा॒शनिं॒ वज्रे॑ण स॒मयो॑धयः ।
अहि॑मिन्द्र॒ जिघां॑सतो दि॒वि ते॑ बद्बधे॒ शवो॒ऽर्च॒न्ननु॑ स्व॒राज्य॑म् ॥ १३ ॥

---

इंद्रः॑ । वृ॒त्रस्य॑ । तवि॑षीं । निः । अ॒ह॒न् । सह॑सा । सहः॑ । म॒हत् । तत् । अ॒स्य॒ । पौंस्य॑ । वृ॒त्रं । ज॒घ॒न्वान् । अ॒सृ॒ज॒त् । अर्च॑न् । अनु॑ । स्व॒ऽराज्य॑ ॥ १० ॥ ३० ॥

इ॒मे इति॑ । चि॒त् । तव॑ । म॒न्यवे॑ । वेपे॑ते इति॑ । भि॒यसा॑ । म॒ही इति॑ । यत् । इं॒द्र॒ । व॒ज्रि॒न् । ओज॑सा । वृ॒त्रं । म॒रुत्वा॑न् । अव॑धीः । अर्च॑न् । अनु॑ । स्व॒ऽराज्य॑ ॥ ११ ॥ न । वेप॑सा । न । त॒न्य॒ता । इंद्रं॑ । वृ॒त्रः । वि । बी॒भ॒य॒त् । अ॒भि । ए॒नं॒ । वज्रः॑ । आ॒य॒सः । स॒हस्र॑ऽभृष्टिः । आ॒य॒त॒ । अर्च॑न् । अनु॑ । स्व॒ऽराज्य॑ ॥ १२ ॥ यत् । वृ॒त्रं । तव॑ । च॒ । अ॒शनिं॑ । वज्रे॑ण । स॒म्ऽअयो॑धयः । अहिं॑ । इं॒द्र॒ । जिघां॑सतः । दि॒वि । ते॒ । ब॒द्ब॒धे॒ । शवः॑ । अर्च॑न् । अनु॑ । स्व॒ऽराज्य॑ ॥ १३ ॥

अभिष्टने ते अद्रिवो यत्स्था जगच्च रेजते ।

त्वष्टा चित्तव मन्यव इन्द्र वेविज्यते भियार्चन्ननु स्वराज्यम् ॥ १४ ॥

नहि नु यादधीमसीन्द्रं को वीर्या परः ।

तस्मिन्नृम्णमुत क्रतुं देवा ओजांसि सं दधुरर्चन्ननु स्वराज्यम् ॥ १५ ॥

यामथर्वा मनुष्पिता दध्यङ् धियमत्नत ।

तस्मिन्ब्रह्माणि पूर्वथेन्द्र उक्था समग्मतार्चन्ननु स्वराज्यम् ॥ १६ ॥ ३१ ॥ ५ ॥

॥ इति प्रथमाष्टके पञ्चमोऽध्यायः ॥ ५ ॥

---

अभिऽस्तने । ते । अद्रिऽवः । यत् । स्थाः । जगत् । च । रेजते । त्वष्टा । चित् । तव । मन्यवे । इन्द्र । वेविज्यते । भिया । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ १४ ॥

नहि । नु । यात् । अधिऽइमसि । इन्द्र । कः । वीर्या । परः । तस्मिन् । नृम्णं । उत । क्रतुं । देवाः । ओजांसि । सं । दधुः । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ १५ ॥

या । अथर्वा । मनुः । पिता । दध्यङ् । धियं । अत्नत । तस्मिन् । ब्रह्माणि । पूर्वऽथा । इन्द्रे । उक्था । सं । अग्मत । अर्चन् । अनु । स्वऽराज्यं ॥ १६ ॥ ३१ ॥ ५ ॥

॥ इति प्रथमाष्टके पञ्चमोऽध्यायः ॥ ५ ॥

# અધ્યાય ૫.

## સૂક્ત ૬૨.

॥ ६२ ॥ ऋषि–गौतम नोधा । देवता–इंद्र ॥

સામર્થ્યવાન્ તથા સ્તુતિપ્રિય ઇન્દ્રમાટે અંગિરસપ્રમાણે જોરદાર સ્તોત્ર અમે યાદ કરી
રાખીએ છીએ સ્તુતિ કરનારા ભક્તોને અત્યંત સ્તવનીય તથા અતિશય કીર્તિમાન્ આ
વીરના સન્માનાર્થે સુંદર શબ્દરચના કરીને આપણે સ્તોત્ર બોલીએ, આવો. ૧

પગલાં ઓળખી કાઢવામાં કુશળ અંગિરસ નામના અમારા ભક્તિમાન પ્રાચીન પૂર્વજોને
જેની કૃપાને લીધે ધેનુની પ્રાપ્તિ થઈ શકી તે શ્રેષ્ઠ ઇન્દ્રને તમે અત્યંત નમ્રતાથી વંદન કરો.
તે સામર્થ્યવાન ઇંદ્રપ્રીત્યર્થે તમે સ્તુતિપરિપૂર્ણ એકાદ ગાયન કરો ૨

ઇંદ્ર તથા અંગિરસની ઇચ્છાથી સરમાને તેના પુત્રો માટે ઉત્તમ પેય મળ્યું. બૃહસ્પતિએ
પર્વત ફોડ્યો તથા ગાયની પ્રાપ્તિ કરી લીધી અને શૂર લોકોએ ધેનુ સાથે આનંદની કીકીયારી
પાડી. ૩

તું તેજસ્વી છે. તને સપ્ત વિપ્રોએ તથા અત્યંત ચપળ નવગ્વા તથા દશગ્વાએ સ્તુતિસ્તોત્રો
તથા ગીતો ગાઈને (પ્રેરણા કરી ત્યારે) હે પરાક્રમી ઇંદ્ર. તેં પર્વતનો, મેઘનો તથા
વલનો મોટી ગર્જના કરીને ધ્વંસ કર્યો. ૪

હે સૌંદર્યવાન્ ઇંદ્રદેવ, અંગિરસોએ તારી સ્તુતિ કરી ત્યારે ઉષા, ભાનુ, તથા ધેનુને લઈને
તેં અંધકારનો ઉચ્છેદ કર્યો. હે ઇંદ્ર, તેં ભૂલોકની મર્યાદા વિસ્તૃત કરી તથા રજોલોકની ઉપર
દ્યુલોકની સંસ્થાપના કરી ૫ (૧)

---

१–शवसानाय.' गिर्वणस, (इंद्राय) अङ्गिरस्वत् शूषम् आंगूषं, प्रमन्महे । सुवृक्तिभि, स्तुवते ऋग्मियाय विश्रुताय नरं अर्कम् अर्चाम ॥

२–पदज्ञाः' अर्चतः नः पूर्वे पितरः अंगिरसः येन गाः अविंदन, तस्मै महे शवसानाय (इंद्राय) महि नमः, आंगूष्यम् साम प्रभरध्वम् ॥

३–इंद्रस्य अंगिरसा इष्टौ, सरमा तनयाय धासिं' विदत्। बृहस्पति अद्रिं भिनत् गाः विदत । नरः उस्रियाभि (सह) सवावशत ॥

४–सरण्युभि. नवग्वैः, दशग्वैः, सप्त, विप्रैः, सुष्टुभा, स्वरेण, स्तुभा, स्वर्यः अ', (त्वं) (हे) शक्र इंद्र, अद्रिं, फलिग,' वल, रवेण, दरय. ॥

५–(हे) दस्म, इंद्र, अंगिरोभि, गृणानः उषस' सूर्येण गोभि अधः' वि व, भूम्याः सानु, व्यप्रथयः; दिवः रजः उपरम् अस्तभाय ॥

આ સૌંદર્યવાન્ દેવનું આ કર્મ અતિશય સન્માનાર્હ છે—આ તેનુ અદ્ભુત કૃત્ય ખરેખર અતિશય સુંદર છે—કે ક્ષિતિજ પાસે તેણે મધુર જળની ચાર નદીઓ ઉપરાછાપરી તડાતુમ ભરી નાંખી　６

સ્તુતિથી પરિપૂર્ણ સ્તોત્રો ચાલતા હતા ત્યારે આ કદિપણ શ્રાંત ન થનારા દેવે પ્રાચીન કાળથી એકત્ર ચાલતી અને વેલી જોડ તોડીને તેના બે ભાગ કર્યા. અનેક સુંદર આશ્ચર્યકારક પરાક્રમ કરનારા આ દેવે ભગમાફક સ્વર્ગ તથા પૃથ્વી—આ બે યુવતીની—આ વિશાળ આકાશભાગમાં સ્થાપના કરી　૭

સનાતન કાળથી રાત્ર તથા ઉષા—આ બે યુવતી, કે જેમના રૂપો ભિન્ન છે, પણ જે ફરી ફરીને જન્મ લે છે—તે પોતપોતાની ગમનપદ્ધતિથી, દ્યુલોક તથા પૃથ્વીની આસપાસ, રાત્ર કૃષ્ણરૂપ ધારણ કરીને તથા ઉષા ઉજ્જ્વલ રૂપ ધારણ કરીને, એકલી એકલી પરિભ્રમણ કરે છે.　૮

સુંદર સુંદર ચમત્કાર કરનારા તથા અત્યંત ઉદાર આ ઇન્દ્રે પોતાના સામર્થ્યથી શ્રેષ્ઠ કૃત્યો કરીને (સર્વ વિશ્વની બાબતમાં) ચિરકાલિક પ્રેમબુદ્ધિ ધારણ કરી છે (હે ઇન્દ્ર) ગાયને રંગ રાતો હો કે કાળો હો, વધારે તો શું પણ તે જો નવીન વેતરની હોય તો પણ તેનામાં તું ચકચકિત સફેદ તથા મધુરં દુધ મૂકે છે　૯

જેમની ગતિ એકજ સ્થાનતરફ છે તથા જેમને પ્રત્યવાય અથવા નાશ થવાની ભીતિ નથી એવી આ નદીઓ પુરાતન કાલથી સ્વસામર્થ્યાનુરૂપ (આ દેવની) આજ્ઞાનું પરિપાલન કરે છે. એકજ પુરૂષની જેપ્રમાણે લગ્નની હજારો બાયડીઓ હોય તેપ્રમાણે આ બેનએનો આની એટલાનીજ સેવા કરે છે. તથા તે પણ મન મોકળુ મૂકીને લે છે.　૧૦ (૨)

---

६-दस्मस्य अस्य (इन्द्रस्य) तत् उ कर्म प्रयक्षतमम्, दंसः चारुतमम् यत् उपह्वरे, आपः मध्वर्णसः चतस्रः नद्यः अपिन्वन्॥

७-स्तवमानेभिः अर्कैः अयास्यः (इन्द्रः) सनजा सनीळे द्विता विवव्रे। परमे व्योमन्, भगः न, सुदंसाः मेने रोदसी अधारयत्॥

८-सनात् विरूपे पुनर्भुवा युवती स्वेभिः एवैः भूमा दिवं परि, अक्ता, कृष्णेभिः, उषा, रुशद्भिः, वपुर्भिः अन्यान्या आचरतः॥

९-सूनुः, सुदंसाः, शवसा स्वपस्यमानः सनेमि सख्यं दाधार। आमासु चित्, कृष्णासु रोहिणीषु अन्तः पक्वं पयः दधिषे॥

१०-सनात् सनीळाः, अवनीः, अवाताः, अमृताः, सहोभिः व्रता रक्षन्ते। स्वसारः अह्रयाणम्, जनयः पत्नीः न, दुवस्यन्ति।

નમસ્કૃતિની તથા સ્તોત્રોથી અર્ચન કરવાને તું યોગ્ય છે. ધનની તથા લાભની ઇચ્છા રાખીને, હે સૌંદર્યયુક્ત દેવ, અમારા મનની સ્ફૂર્તિ તારી તરફ દોડી આવે છે. હે બલશાલી દેવ, જેપ્રમાણે અનુરક્ત" પત્ની અનુરક્ત પતિને આલિંગન દે છે તેપ્રમાણે અમારી સ્તુતિ તને મળવાને આવે છે. ૧૧

સનાતન કાળથી તારા હાથમાં સંપત્તિ છે; તેનો ક્ષય અથવા ન્હાસ, હે લાવણ્યવાન્ દેવ, કદિપણ થતો નથી ઇન્દ્ર તું કાંતિવાન્, બુદ્ધિમાન્, તથા પ્રજ્ઞાવાન્ છે. સ્વશક્તિના યોગથી હે સામર્થ્યવાન્ દેવ, અમને સન્માર્ગે લગાડ. ૧૨

હે ઇન્દ્ર, આ ગૌતમ પ્રાચીન" ઋષીઓનું અનુકરણ કરે છે. હરિદ્વર્ણ અશ્વપર આરોહણ કરનાર જે તું તે તારે માટે તેણે નવીન સ્તોત્ર રચ્યું છે હે સામર્થ્યવાન્ દેવ, તું અમારો સન્માર્ગદર્શક છે તારે માટે નોધા ઋષીએ સ્તુતિ કરી છે આ દેવપાસે સ્તોત્રસંપત્તિ ભરપૂર છે. તેનું પ્રાતઃકાલેજ અમારી તરફ સત્વર ગમન થાવ. ૧૩ (૩)

## સૂક્ત ૬૩.

॥ ६३ ॥ ऋषि–गोतम नोधा ॥ देवता–इंद्र ॥

જે અર્થે હે ઇન્દ્ર, પ્રત્યક્ષ સર્વ પર્વત તથા ભૂમિપર દૃઢ સંસ્થાપિત થયેલ બીજી પણ મોટી મોટી વસ્તુ તારી ભીતીને લીધે (ભાનુનાં) કિરણોપ્રમાણે થરથર હાલવા લાગી તે અર્થે તું ઘણો મોટો છે—એટલો મોટો કે તું સર્વજ્ઞ હોઈને દ્યુલોક તથા ભૂલોકને પણ સ્વસામર્થ્યથી તેં તારી ધાકમાં રાખ્યા છે. ૧

---

११–नमसा अर्के त्व नव्य । दस्म, सनायुव वसुयव मनय दद्रु । शवसावन् उशन्त पति "उशती पत्नी न मनापा त्वा स्पृशन्ति ॥

१२–सनात् एव राय एव गभस्तौ ' दस्म न क्षीयन्ते न उपदस्यन्ति । इन्द्र, द्युमान् क्रतुमान् धीर असि । शचीव, तव शचीभि न शिक्ष ॥

१३–इन्द्र, गोतम सनायत" । हरियोजनाय नव्य ब्रह्म अतक्षन् । ग—ान न सुनाधाय नोधा. । धियावसु प्रात मक्षु जगम्यात् ॥

१–यत् ह दृढ्हान गिरय श्चित् विश्वा (दृढ्हा) अन्वा ते भिया किरणा न ऐजन्, इन्द्र, त्वं महान्—य. द जहान द्यावा पृथिवी शुष्मे अमे' धा ॥

જ્યારે હે ઇંદ્ર, અનેક રીતે તારા હુકુમ માનનારા તારા અશ્વ તેં જોડયા ત્યારે તારૂં સ્તવન કરનાર ભક્તે તારૂં વજ્ર તારા બાહુમાં આપ્યું. પોતાની બુદ્ધિથી ચાલનારા' તથા અનેક ભક્તોએ સ્વસંરક્ષણાર્થ આવાહન કરેલા, હે ઇંદ્ર, તેજ વજ્ર લઈને તું શત્રૂનો તથા તેમની સંપત્તિથી સમૃદ્ધ પુરોનો ઉચ્છેદ કરે છે. ૨

ઇંદ્ર, તું સત્યસ્વરૂપ છે, તું આ (શત્રુનો) ઉચ્છેદક છે, તું ઋભુનો સ્વામી છે, તું મનુષ્યનો કલ્યાણકર્તા છે. તથા તારીસાથે યુદ્ધમાં પ્રવૃત્ત થનારને તું હાર પમાડે છે. તેં તેજસ્વી તથા તરૂણ કુત્સનો પક્ષ' લઈને સંગ્રામમાં, યુદ્ધમાં' તથા લઢાઇમાં,' શુષ્ણનું હનન કર્યું. ૩

વીર્યશાલી પુરૂષપ્રમાણે મનની પ્રવૃત્તિ હોવાવાળા હે શૂર ઇંદ્ર, જ્યારે દસ્યુપર સહજ' વિજય ગજવીને તથા તેમને નસાડીને' ખુદ તેમના નિવાસસ્થાનેજ તેં તેમને ખરેખર કાઢી મૂક્યા તથા જ્યારે પરાક્રમી પુરૂષ માફક કૃત્યો કરનાર હે વજ્રધર ઇંદ્ર, તે (કુત્સનો) સ્નેહી થઇને વૃત્રનો વધ કર્યો ત્યારે તે કૃત્યની બાબતમાં તારીજ પોતાની બલવત્તર ઇચ્છા હતી. ૪

માનવો પૈકી જે અત્યંત બલિષ્ઠ હોય તેનો જો કે રોષ થાય તોપણ, હે ઇંદ્ર તેં તેમાં વિઘ્ન આવવા દીધું નહિ. તેં અમારા અશ્વમાટે સર્વ દિશા ખુલ્લી મૂકી દીધી. હે વજ્રધર ઇંદ્ર, ઘણ લઈને વધ કર્યાપ્રમાણે શત્રુનો નાશ કર. ૫ (૪)

સમુદ્રપર' વર્ચસ્વ મેળવવાની અથવા સ્વર્ગપ્રાપ્તિ કરી લેવાની ઇચ્છાથી આરંભેલા યુદ્ધમ આ જ કારણને લીધે યોદ્ધાઓ તને ખરેખર હાક મારે છે હે અનેક હવિનો' ઉપભોગ લેના ઇંદ્ર, યુદ્ધમાં અથવા પરાક્રમનાં કૃત્યોમાં તારીજ સહાય અમને સુલભ'' રીતે પ્રાપ્ત થઈ. ૬

---

२-यत् ह इन्द्र विव्रता हरी आवे:, जरिता बाह्वो वज्रं आधात्, येन, अविहर्यतक्रतो' पुरुहू० (इन्द्र) अमित्रान् पूर्वीः पुरः इष्णासि ॥

३-इन्द्र त्वं सत्य, एतान् धृष्णु, त्वं ऋभुक्षा, त्वं नर्य, त्वं षाट्। त्वं द्युमते यूने कुत्साय सचा वृजने' पृक्षे,' आणौ' शुष्णं अहन् ॥

४-यत् ह वृषमणः शूर (इन्द्र) वृथाषाट्' (त्वं) दस्यून् पराचैः' योनौ व्यकृत', यत् (च) वृषकर्मन् वज्रिन् इन्द्र सखा वृत्रं उभ्नाः त्वं हि त्यत् इन्द्र चोदीः ॥

५-दृळ्हस्य चित् मर्तानां अजुष्टौ इन्द्र त्वं ह त्यत् अरिषण्यन्। अस्मत् अर्वते काष्ठाः व्यवः। वज्रिन् घनेव अमित्रान् श्नथिहि ॥

६-अर्णसातौ' स्वर्मीळ्हे आजा नरः त्वां ह त्यत्, इन्द्र, नरः हवन्ते। स्वधाव:' समर्ये वाजेषु तव इयं ऊतिः अतसाय्या'' भूत्।

હે વજ્રધારી ઇંદ્ર, આ જ કારણને લીધે તેં પુરૂકુત્સ માટે યુદ્ધ કરીને સપ્ત પુરોનો વિધ્વંસ કર્યો. જ્યારે સુદાસરાજે તેં તેના શત્રુને કાંઇપણ શ્રમ ન કરતા ઘાસ કાપ્યાપ્રમાણે કાપી કાઢ્યું ત્યારે હે રાજન્, પુરૂનો તેં સંકટમાંથી બચાવ" કર્યો. ૭

હે સર્વસંચારી" ઇંદ્રદેવ, તેં અમારાપર ઉદકમાફક તે તારી અલૌકિક કૃપાદૃષ્ટિનો એવો વરસાદ વરસાવ્યો કે જેના યોગે, હે શૂર, સર્વ ઠેકાણે જાણે કે ઉદકમાફક ઢોળાતી જાય એવી રીતે તારીપાસેથી અમને ઉત્તમ સામર્થ્યની" પ્રાપ્તિ થઈ. ૮

હે ઇંદ્ર, ગૌતમોએ તારૂં સ્તવન કર્યું છે અને તારા અશ્વોને વંદન કરીને તેમના સન્માનાર્થે પણ તેમણે સ્તોત્રો ગાયાં છે. અમને ઉત્તમ પ્રકારનું સામર્થ્ય આપ. અસંખ્ય સ્તુતિસ્તોત્રોવડે પ્રાર્થેલા હે દેવ, અમારી તરફ પ્રાતઃકાળે જલદી ગમન કર. ૯(૫)

સૂક્ત ૬૪.

॥ ६४ ॥ ऋषि-गौतम नोधा । देवता-मरुत् ॥

મરૂદ્દેવોના સન્માનાર્થ, હે નોધા, સામર્થ્યવાન્, અત્યંત પૂજ્ય તથા અત્યંત કર્તૃત્વવાન તેમના ગણને ઉદ્દેશીને એક સુંદર સ્તોત્ર અર્પણ કર. મનમાં કંઇપણ રાખીને તથા સારી પ્રવીણતા' સાધ્ય કરી લઈને હું યજ્ઞપ્રસંગે પ્રભાવસંપન્ન સ્તોત્રોની પાણીપ્રમાણે વૃષ્ટિ કરૂં છું. ૧

---

७-वज्रिन् इन्द्र, यत् ह त्व पुरुकुत्साय युध्यन् सप्त पुरः दर्दः । यत् सुदासे वर्हिः न वृथा वर्क्, राजन् पूरवे वरिव" कः ॥

८-"परिज्मन् इन्द्र, त्व न , आपो न, त्वा चित्रा इष पीपयः यया, शूर, विश्वध क्षरन्ती अस्मभ्य प्रति ऊर्जे "त्मन यासि ॥

९-इन्द्र, गोतमेभि ते ब्रह्माणि अकारि हरिभ्या नमसा ब्रह्माणि उक्ता । सुपेशस वाज नः आ भर । धियावसु प्रात मक्षु जगम्यात् ॥

१ नोधः, मरुद्भ्य वृष्णे सुमखा। वेधसे शर्धाय सुवृक्ति प्र भर । मनसा धीरः सुहस्त्यः विदथेषु आभुवः गिरः अपो न समञ्जे.

રૂદ્રના પુત્ર, (શત્રૂનો) નાશ કરનારા, સર્વ અવગુણોથી' અલિપ્ત, જગતને પાવન કરનારા, સૂર્યપ્રમાણે તેજ પુંજ, તથા વૃષ્ટિ કરનારા હોઇને સામર્થ્યવાન્ પુરૂષોપ્રમાણે ભયપ્રદ, એવા આ ઉંચા શરીરવાળા પરાક્રમી વૃષભ ધુલોકમાથી જન્મ પામ્યા ૨

તારૂણ્યયુક્ત, જરારહિત, ભક્તિહીન કૃપણ પુરૂષોનો વિનાશ કરનારા તથા કોઇના પણ પ્રતિરોધને' ન ગણકારનારા આ રુદ્ર પર્વતપ્રમાણે બલવાન્ થતા ગયા. પોતાના સામર્થ્યના યોગે એ દિવ્યલોકને તથા પૃથ્વી ઉપરના પ્રદેશને, તે ગમે તેટલા અચળ હોય તો પણ હચમચાવી નાખે છે ૩

સુદર દેખાવા માટે તે ચિત્રવિચિત્ર આભરણોથી' પોતાને શૃગારે છે. શોભામાટે તેમણે તેમના વક્ષ સ્થલપર સુવર્ણાલકાર ધારણ કર્યા છે તેમના ખભાપર ચળકાટ મારતા ભાલા દિસે છે તથા આ વીર પોતાનોજ માર્ગ ધારણ કરીને ધુલોકમાથી ઉત્પન્ન થયા છે ૪

વિશ્વપર આધિપત્ય સપાદન કરનારા, સર્વ જગને હચમચાવી નાખનારા, તથા દુષ્ટોનો સહાર કરનારા આ મરૂતોએ વાત તથા વિજળી ઉત્પન્ન કર્યા તે સ્વર્ભૂમિના આચળનુ દોહન કરે છે અને સર્વત્ર સચાર કરીને દુધથી પૃથ્વીને પુષ્ટિ આપે છે ૫

કર્તૃત્વ' અગમા હોવાવાળા આ દાનશૂર મરૂત્ જલની તથા ઘૃતપરિપૂર્ણ દુધની સમૃદ્ધિ કરે છે તે સામર્થ્યવાન્ અશ્વને જાણે કે વૃષ્ટિ કરવાનુજ શિક્ષણ આપે છે તથા મોટેથી અવાજ કરનારા અવિનાશી ઝરાનુ દોહન કરે છે. ૬

---

२ रुद्रस्य मर्या असुरा अरेपस' पावकास सूर्या इव शुचय द्रप्सिन सत्वानो न घोरवर्पस (सन्त) ऋष्वास उक्षण ते दिवो जज्ञिरे

३ युवान अजरा अभोग्घन अध्रिगाव' रुद्रा पर्वता इव ववक्षु । मज्मना दिव्यानि पार्थिवा दृळ्हा चिद् विश्वा भुवनानि प्रच्यावयति

४ वपुर चित्रै अंजिभि' व्यजत । शुभे वक्ष सु रुक्मान् अधियेतिरे । एषा असेषु ऋष्टय निमिमृक्षु नर स्वधया साकं दिव जज्ञिरे

५ ईशानकृत धुनय रिशादस वातान् विद्युत तविषीभि अक्रत । भूतय दिव्यानि दुहन्ति, परिज्मय स्वधया भूमि पिन्वन्ति

६ ओभुव' सुदानव मरुत अप घृतवत् पय पिन्वन्ति । वाजिन अत्य' मिह न विनयन्ति, स्तनयन्त [illegible] दुहन्ति.

જ્યારે સામર્થ્યવાન્' સર્વ યુક્તિપ્રયુક્તિનિષ્ણાત, આશ્ચર્યકારક તેજવડે યુક્ત, પર્વત-
પ્રમાણે સ્વસામર્થ્યથી પરિપૂર્ણ તથા શીઘ્રસંચારી આપ, આપના રક્તવર્ણ મૃગમાંથી બલિષ્ઠ
મૃગને આપના રથે જોડો છો. ત્યારે એકાદ રાની' હાથીપ્રમાણે આપ સર્વ ઝાડ પાન ખાઈજ
જાઓ છો ( કે શું એવો ભાસ થાય છે ). ૭

અત્યંત પ્રજ્ઞાશીલ, રૂડું નામના મૃગપ્રમાણે સુંદર, સર્વજ્ઞ, પોતાના ચિત્રવિચિત્ર મૃગ
જોડીને તથા ભાલા લઈને રાત્રિને ભગાડનાર, શત્રુને એકદમ એકીજ વખતે પીડા આપનાર
તથા બલિષ્ઠ હોવાને લીધે સર્પમાફક મન્યુની આ મરૂત્ સિંહમાફક ગર્જના કરે છે. ૮

સમુદાયમાં સુંદર દિગ્નાગ, મનુષ્યોને" સહાયભૂત થનારા તથા અંગમાં સામર્થ્ય હોવાથી
સર્પપ્રમાણે કુપિત થનારા હે શૂર મરૂદ્દેવો, સ્વર્ગ તથા પૃથ્વી બન્ને લોકસાથે સંભાષણ કરો.
તમારા રથની વધુરાપર સુંદર તેજ' દૃગ્ગોચર થતું નથી કે? તથા તમારા રથપર વિદ્યુત્
વિરાજમાન થઈ નહિ કે? ૯

સર્વજ્ઞ, સ્વવૈભવ [illegible] કરીને એકત્ર નિવાસ કરનારા, એકમેકની સાથે તદ્દન સંલગ્ન,
સ્વસામર્થ્યના જોરે. લોકપક્ષુ [illegible], અસ્ત્રવિદ્યાનિપુણ, અપાર બલ અંગમાં હોવાવાળા,
તથા આયુધો' ધારણ કરનાર [illegible] શૂર મરૂતોએ હાથમાં" બાણ લીધું છે. ૧૦

પવિત્ર, ચપલ, [illegible] ગમન કરનાર, સ્થિર પદાર્થોને ચલાયમાન કરનારા, પોતે શત્રુ
તરફથી અજીતપણું' [illegible] લેનાર, હાથમાં ભાલા ચમકાવનાર, આ મરૂત્ દુગ્ધપ્રાશનથી
સામર્થ્યવાન્ બનીને તેમના સુવર્ણમય પવીથી પર્વતોને, રસ્તામાંના એકાદ ક્ષુદ્ર પદાર્થ-
પ્રમાણે, ચુરો કરી નાખે છે ૧૧

---

७ महिषास' मायिन चित्रभानव गिरयो न स्वतवस रघुष्यद आरुणीषु तविषी' यन् अयुग्ध्व (तदा) मृगा' हस्तिन इव वना खादय

८ प्रचेतस पिशा' इव सुपिश, वि' वेदस पषतीभि ऋष्टिभि क्षप जिन्वन्त, सम् इत् सबाध, शवसा अहिमन्यव सिंहा' इव नानदति

९ गणश्रिय नृषाच' शवसा अहिमन्यव शूरा मरुत रोदसी आवदत । वन्धुरेषु दशता अमति:" न य रथेषु विद्युत् न तस्थौ ?

१० विश्ववेदस, रयीणा संक्षिप [illegible] ताविषीभिरावृतास, अस्तार, अनन्तशुष्मा', वृषखादय नर गभस्त्यो" इषु [illegible]

११ मरुत अजीन [illegible] प्रच्युत [illegible]" [illegible] मरुत प्रयोदय [illegible] हिरण्यनेमि. पविभि. पर्वतान् आपथ्य न उज्जिघ्नन्ते.

યુદ્ધધર્ષણમાં ચતુર, પવિત્ર, અરણ્યમાં સંચાર કરનાર તથા સર્વત્ર પરિભ્રમણ કરનાર એવા જે રૂદ્રના પુત્ર, તેમનું આવાહન કરીને અમે તેમનું સ્તવન કરીએ છીએ. રજોલોકમ જનારા, બલિષ્ઠ, સરલ ગતિથી દોડનારા તથા અતિશય શકિતમાન્ મરૂદ્ગણને વૈભવ પ્રાપ્ત થવા માટે તમે ભજો. ૧૨

પોતાની સહાય અર્પણ કરીને જેનું તમે રક્ષણ કરો છો તે માનવ પોતાના સામર્થ્યથી સર્વ લોકો કરતાં વધારે બલવાન્ થાય છે. તે પોતાના અશ્વોના યોગવડે સામર્થ્ય સંપાદન કરે છે, તે પોતાનાં શૂર માણસો મારફત સંપત્તિ મેળવે છે, લોકો જેને માટે શોધ કરે એવી શક્તિ તેને પ્રાપ્ત થાય છે તથા તે વૃદ્ધિ પામે છે. ૧૩

ધનની પ્રાપ્તિ કરી આપનાર, પ્રશંસનીય, સર્વ વિશ્વમાં વિદિત થનારી, અત્યંત સ્તુત્ય, યુદ્ધમાં હાર ન ખાનાર તથા ઉજ્જ્વલ શક્તિ, હે મરૂત, તમને હવિ આપનારા ભક્તોના અંગમાં આણ. અમને શતાયુ પુત્રપૌત્ર પણ મળો. ૧૪

હે મરૂદેવ, અમને એવો વૈભવ આપો કે જે સ્થિર રહે, જેના યોગવડે શૂર લોકો અમારી પાસે રહે, જેનાયોગે શત્રુ હાર" પામે, જેની ગણતી સેંકડો તથા હજારોથી કરવી પડે તથા જે હમેશાં વૃદ્ધિ પામે. જેની સ્તોલ સંપત્તિ અપાર છે એવા આ મરૂદ્ગણ પ્રાતઃકાળે અમારા તરફ સત્વર ગમન કરો. ૧૫

---

१२ घृषुं पावकं वनिनं विचर्षणिं रुद्रस्य सूनुं हवसा गृणीमसि । रजस्तुर, तवस, ऋजीषिण वृषण मारुत गणं श्रियै सश्चत.

१३ मरुतः वः ऊती यं आवत स मर्तः शवसा जनान् अतितस्थौ । अवद्भिर्वाजं भरते, नृभि धना भरते, आपृच्छ्य" क्रतुं आक्षेति पुष्यति.

१४ मरुतः धनस्पृत, उक्थ्य, विश्वचर्षणि, चर्कृत्यं, पृत्सु दुष्टर, द्युमन्त शुष्म मघव सु धत्तन । शत हिमा तोकं तनयं पुष्येम.

१५ मरुत, स्थिर, वीरवन्त, ऋतिसह," सहस्रिण, शतिन, शशुवांसं रयि अस्म सु नु धत्त । प्रातर्यावाण धियावसुः मक्षु जगम्यात.

## અનુવાક ૧૨

॥ ६५ ॥ ऋषि-शक्तिपुत्र पराशर । देवता अग्नि ॥

### સૂક્ત ૬૫.

જેપ્રમાણે ઢોર ચોરી જનાર એકાદ ચોર ગુફામાં ભરાઈ બેઠો હોય ત્યારે તેનાં પગલ
રથી તેની ભાળ કાઢે છે તેપ્રમાણે પ્રજ્ઞાશીલ પુરૂષોએ પોતપોતામાં એકમત કરીને, સર્વની
મસ્કૃતિ પોતે સ્વીકારીને તે દેવો પાસે પહોંચ ડનાર જે તું, તેની તારા પગલાપરથી શોધ
રી અને તે સર્વ પુણ્યશીલ પુરૂષ ત ર। સમી ર વિ- જમ ન થયા 1
દેવોએ સત્ય નિયમોમાંથી ઉત્પન્ન થયેલ અનુશાસનનું પરિપાલન કર્યું સ્વર્ગ પ્રમાણે
પૃથ્વી પણ તે સત્યનિયમોનુ આશ્રયસ્થાન થઈ પ્રત્યક્ષ સત્યે જ્યા જન્મ લીધો એવ
ગર્ભમાથી અતિશય ઠાઠમાઠથી જેનું જનન થયું તે અગ્નિ વૃદ્ધિગત થવા લાગ્યો ત્યારે સર્વ
ઉદકોએ તેનું સ્તવન કરીને તેના વર્ધનને ઉત્તેજન દીધુ. 2
ઉત્કર્ષ જેવો રમણીય હોય છે, પૃથ્વી જેવી વિસ્તીર્ણ છે, ગિરિ જેવો (પુષ્પફલાદિક
ભોગ્ય વસ્તુથી પરિપૂર્ણ હોય છે, ઉદક જેવુ હિતકારક હોય છે, દોડતા છતા પણ વધ
ફરફરેલો ઘોડો જેવો વધારે દોડે છે, અથવા એકાદ મહા નદી જેપ્રમાણે પોતાનો તટ ભાગ
નાખે એવી સામર્થ્યવાન હોય છે, તેમ આ અગ્નિ છે. ખરેખર એને કોણ પ્રતિબંધ કર
શકશે ? 3
આ નદીઓનો જીવજાન આપ્ત છે, કે જાણે કે તે બહેન અને આ ભાઈ. જેપ્ર
એકાદ નૃપતિ શત્રુનો સંહાર કરે છે તે પ્રમાણે આ આખા અરણ્યનું ભક્ષણ કરે
જેપ્રમાણે વાયુથી પ્રેરિત થઈને આનો મોરચો વનો તરફ વળેલો હોય છે ત્યારે ખરેખર
અગ્નિ પૃથ્વીના (જાણેકે) કેશજ કાપી નાખે છે. 4
હંસપ્રમાણે ઉદકમા બેસીને આ શ્વાસોચ્છ્વાસ લે છે. આ પોતાના બુદ્ધિવાનપણાને
લીધે અતિશય જ્ઞાનશીલ હોઈને સર્વ લોકોને પ્રભાતકાળે જાગૃત કરે છે. સોમપ્રમાણે
આના અંગમા ચપળતા છે. આનો જન્મ સત્યમાથી થયેલો છે. જેપ્રમાણે એકાદ જન
વર પુષ્ટ હોવાથી દેખાવડું દેખાય છે તે જ પ્રમાણે આ દેખાય છે. આ સર્વવ્યાપી છે
આની કાંતિ દૂર સૂધી પસરે છે. 5 (9)

---

१ नमो युजान नमो वहन्त त्वा सजोषा. धीराः पश्वा गुहा चतन्त' तायु न पद अनुग्मन्, विश्व यजत्रा त्वा उप सीदन्.

२ देवा ऋतस्य व्रता अनु गु वीनें भूम परिष्टि भुवन्. ऋतस्य योनौ ग. सुजान मुश्रिश्वि' ई आप प वा वर्धन्ति

३ रण्वा पुष्टि न, पृथ्वी क्षिति न, भुज्म गिरिः न, शभु क्षोद.' न, अग्मन् सर्गप्रतक्त अत्यः न, क्षोद.' सिन्धु न, ई क वराते ?

४ जामय स्वस्रां सिन्धूना जामि राजा इभ्यान्' बनानि अत्ति यत् वातजूत' बना वि अस्थात् अग्निः पृथिव्याः रोम दाति ह

५ अप्सु सीदन् हस न श्वसिति चेतिष्ट क्रत्वा विशा उपर्भुत्. ऋतप्रजात सोम' न वेधाः. विभु द्दरेमा. शिश्वा' पशु न

॥ ६६ ॥ ऋषि–शक्तिपुत्र पराशर । देवता–अग्नि ॥

સૂક્ત ૬૬.

તેજસ્વી તથા પ્રભાવશીલ અગ્નિ, આશ્ચર્યપ્રદ સંપત્તિપ્રમાણે, સર્વદર્શી ભાનુપ્રમાણે, જીવનપ્રદ આયુષ્યપ્રમાણે, પોતાના ઔરસ પુત્રપ્રમાણે તથા ચપલ અશ્વપ્રમાણે હોઈને જેપ્રમાણે ધેનુ દૂધને દૃઢ રીતે ધારણ કરે છે તેપ્રમાણે વનમાંનાં વૃક્ષોને મજબૂત પકડી રાખે છે. ૧

સર્વ લોકોપર વિજય મેળવનાર આ અગ્નિ પકવ થયેલાં ખેતરમાંનાં ધાન્યપ્રમાણે અથવા સુંદર એવા એકાદ મંદિરપ્રમાણે હોઈને તેણે ભક્તોનું ક્ષેમ રહે એવું કર્યું છે. સ્તોત્રો ગાવામાં મગ્ન થયેલા ઋષિ અથવા સર્વને પસંદ પડે એવા એકાદ અશ્વની જેવી સર્વ જનોમાં તારીફ થાય છે તેવી આની વિશ્વમાં પ્રશંસા થાય છે. તથા આ સર્વને તેમનાં જીવન અર્પણ કરે છે. ૨

શાશ્વત ટકનારા સામર્થ્યપ્રમાણે અથવા સ્વગૃહમાની પ્રિયપત્નીપ્રમાણે આ સર્વને પૂજ્ય તથા પ્રિય હોઈને તેનું તેજ દૂર પર્યંત પસરનારું છે તથા સર્વ વિશ્વોની આ તૃપ્તિ કરનારો છે. જ્યારે પોતાની ચિત્રવિચિત્ર કાંતિથી આ વિરાજમાન થયો હોય છે ત્યારે સુવર્ણરથપ્રમાણે અથવા જન સમુદાયમાં પોતાના તેજથી ઝળકનારા એકાદ તેજસ્વી પુરૂષપ્રમાણે આ શોભવા લાગે છે સંગ્રામમાં એનું ઝનુન ઘણું તીવ્ર હોય છે ૩

શત્રુસામે મોકલેલી સેનાપ્રમાણે અથવા એકાદ અસ્ત્રકુશલ વીરે ઝનુનથી ફેંકેલા દીપ્તિમાન્ બાણપ્રમાણે આ ભીતિ ઉત્પન્ન કરે છે આ મૂર્તિમાન્ યમજ છે. પછી તેણે જન્મ ધારણ કર્યો હોય અથવા તેનું માનસ જન્મ લેવાની તૈયારીમાં હોય આ કુમારિકાઓનો વલ્લભ તથા વિવાહિત સ્ત્રીઓનો નાથ છે ૪

જેપ્રમાણે ધેનુ સ્વગૃહ તરફ ગમન કરે છે તેપ્રમાણે તમને પ્રિય જે અગ્નિ તે પ્રજ્વલિત થયો હોય છે ત્યારે અમે અમારી સ્થાવર તથા જંગમ સંપત્તિસહ તે અગ્નિપાસે ગમન કરીએ છીએ એકાદ મહાનદીપ્રમાણે જળનો પ્રવાહ ઉતરાણને માર્ગે આણેજ વહેવડાવવા માંડ્યો. ધેનુ પણ ઉંચે સૂર્યતરફ જોઈને આરડવા લાગી. ५ (१०)

---

१ चित्र [illegible] न, सदृक् सूर. न, प्राण आयु न, नित्यः सूनु न, भूर्णि तक्वा न शुचि विभावा [illegible] न वना [illegible]

२ [illegible] न, [illegible] यव न, जनानां जेता क्षम दाधार सुभ्वा ऋषि न, प्रीतः वाजी न, [illegible] दधाति

३ [illegible] न [illegible] जायन्त दुरोकशोचिः विश्वस्मै [illegible]. गमत्सु त्वेष. यत् चित्र अभ्राद्र विक्षु [illegible] न [illegible] न

४ [illegible], [illegible] दिद्युत् न [illegible] दधाति [illegible] जार, जनीनां पतिः, जनि त्वं [illegible]

५ [illegible] न, [illegible]. व (प्रियं) त (नक्षामः) सिन्धुः न क्षोदः नीचीः [illegible] [illegible]

॥ ६७ ॥ ऋषि–शक्तिपुत्र पराशर । देवता–अग्नि ॥

## સૂક્ત ૬૭.

અરણ્યો (દગ્ધ કરીને) વિજય સંપાદન કરનાર આ મનુષ્ય જાતિનો કલ્યાણકર્તા એકાદ
રાજાપ્રમાણે જે ઉપાસક સેવાથી થાકયા સરખો થનાર નથી એવા સેવકને ચાહે છે.
મનુષ્યનું ક્ષેમ જેવું તેને સુખદાયક હોય છે. અથવા બુદ્ધિસામર્થ્ય જેવું મનુષ્યને
ઉપયોગમાં આવે છે તેપ્રમાણે સૌખ્યકારક હોનારો આ અત્યંત પ્રજ્ઞાશીલ અગ્નિ અમારા ૧
હવિ દેવોતરફ લઇ જઇને તેમને તે અર્પણ કરો.

સર્વ વૈભવો પોતાના હાથમાં રાખનારા આહદેવે ગુફામાં (છુપાઇ) બેસીને દેવોને મોટી
ચિંતામાં નાંખ્યા. મન તલ્લીન કરીને રચેલી પ્રાર્થના જ્યારે બુદ્ધિમાન (ભક્ત) જન ગાતા ૨
બેઠા હોય છે ત્યારે તેમને આ દેવનું જગમાં જ્ઞાન થાય છે.

જન્મરહિત પરમેશ્વરપ્રમાણે આણે આ વિસ્તીર્ણ પૃથ્વીનું પોષણ કર્યું છે, સત્યસ્ફુરિત
પ્રાર્થનાના યોગે તેણે દ્યુલોકને એકત્ર પકડી રાખ્યો છે. હે અગ્નિદેવ, તું વિશ્વનો પ્રાણ છે.
તું ગુફા ગુફામાંથી પરિભ્રમણ કરતી વખતે (પણ) અમારાં પશુની જેટલી મન ગમતી ૩
(ચરવાની) જગ્યા હોય તેટલીનો (અવશ્ય) બચાવ કર.

ગુફામાં નિવાસ કરનાર આ અગ્નિદેવનું જેને જ્ઞાન કરી લેવાની ઇચ્છા છે, સત્યરૂપી
અમૃતની ધારા પ્રાશન કરવામાટે જે તેની પાસે ટાંપીને બેસે છે, તથા જે અગ્નિના સત્ય
નિયમોનું પરિપાલન કરીને તેને તેના નિવાસસ્થાનમાંથી બહાર આણે છે તેમને તે સંપત્તિ ૪
પ્રાપ્ત થવા માટે આશીર્વચનો દે છે.

જે પોતાના સામર્થ્યથી લતાસમુદાયમાં વૃદ્ધિંગત થાય છે, જે તેમનું અપત્યજ છે,
તથા જે પોતાની જનનીમાં રહે છે, જે પ્રજ્ઞાશીલ છે તથા જે વિશ્વનો જાણે કે પ્રાણજ છે, તે
અગ્નિદેવ જલોનાં ગૃહોમાં વાસ કરે છે. સુજ્ઞ લોકોએ તે ઘરનું માપ લઇને તે તેનું જાણે ૫ (૧૧)
મંદિરજ કર્યું છે.

---

१ वनेषु जायुः, मर्तेषु मित्रः, राजेव अजुर्यं श्रुष्टिं वृणीते. क्षेमः न साधुः क्रतुः न भद्रः स्वाधीः होता हव्यवाट् भुवत्.

२ विश्वानि नृम्णा हस्ते दधानः गुहा निषीदन् देवान् अमे धात् यत् हृदा तष्टान् मन्त्रान् अशंसन् (तदा) धियंधाः नरः ईं अत्र विदन्ति.

३ अजः न पृथिवीं क्षां दाधार. सत्यैः मन्त्रेभिः द्यां तस्तम्भ. पश्वः प्रिया पदानि निपाहि. अग्ने विश्वायुः त्वं गुहा गुहं गाः

४ गुहा भवन्तं ईं यः चिकेत, यः ऋतस्य धारां आससाद, ये ऋता सपन्तः विचृतन्ति. वसूनि अस्मै प्रववाच इत् आत्.

५ महित्वा यः वीरुत्सु विरोधत्, उत प्रजाः, उत प्रसूषु अन्तः, चित्तिः विश्वायुः अपां दमे. धीराः सद्म इव संमाय चक्रुः

॥ ६८ ॥ ऋषि-शाक्तिपुत्र पराशर । देवता-अग्नि ॥

સૂક્ત ૬૮.

સર્વ વસ્તુ પરિપકવતાએ પહોંચાડતો આ ચપલ અગ્નિ દ્યુલોકપર આરૂઢ થયો છે. સ્થાવરથી જંગમસુધી સર્વ વસ્તુને-( એટલુંજ શું પણ ) રાત્રિનેય પણ તેણે સુપ્રકાશિત કરી છે. આ દેવ આ સર્વ વસ્તુને એકલો વીંટળાઇ વળીને પોતાના શ્રેષ્ઠ ગુણને લીધે દેવોમા પ્રમુખ દેવ થઇને બેઠો છે. ૧

જ્યારે, હે દેવ, તેં જીવ બનીને શુષ્ક કાષ્ઠમાંથી જન્મ લીધો ત્યારે તારા બુદ્ધિ સામર્થ્યની તે સર્વેએ વાહવા કરી. પોતપોતાને માર્ગે તારા અવિનાશી સત્ય નિયમોનું જ્યારે તેમણે પરિપાલન કર્યું ત્યારે તે સર્વને 'દેવ' સંજ્ઞા પ્રાપ્ત થઇ. ૨

સત્ય નિયમોનો આ પ્રેરક છે, તેમનો આ કલ્પક છે, સર્વ વિશ્વનો આ પ્રાણ છે. આને લીધે જ સર્વ લોક પોતપોતાનાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે. તું જ્ઞાનવાન્ છે, માટે જે તને હવિ અર્પણ કરે, અથવા જે તારી સેવા કરે તેને તું સંપત્તિ આપ. ૩

મનુના અપત્યસમુદાયમાં આ 'હવિર્દાતા' થઈને બેઠો છે. સર્વ સંપત્તિનો આ જ ખરે- ખરો સ્વામી છે. પોતાના શરીરમા વીર્ય હોવામાટે સ્ત્રીપુરૂષની પરસ્પર ઇચ્છા થઇ ત્યાં ... નાપર મને ભંગ ...વાનો પ્રસંગ ન આવતાં તે તારી શક્તિના યોગે સંતતિ લાભ પ્રાપ્ત કરી શક્યાં. ૪

જેણે આની આજ્ઞા તાબડતોબ સાંભળી છે તેમને, જેપ્રમાણે પુત્રને પિતાનો અધિકાર પ્રાપ્ત થાય છે તેપ્રમાણે, આનું સામર્થ્ય પ્રાપ્ત થયું છે. સર્વના પોષણની વ્યવસ્થા કરનાર આ અગ્નિએ એક.દ ગૃહનાં દ્વારો ખોલીએ તે પ્રમાણે પોતાની સંપત્તિ ખુલ્લી કરીને મુકી છે. સર્વના ગૃહસ્વાસ્થ્યમાં આનંદ માનનાર આ અગ્નિએ નક્ષત્રોના યોગે સ્વર્ગમાં શોભા આણી છે. ५ (१२)

---

१ भुरण्युः श्रीणन् दिवः उप स्थात्, स्थातुः चरथं अक्तून् वि ऊर्णोत्, विश्वेषां एका एकः परि यत् महित्वा देवानां देव. भुवत्,

२ देव. यत् जीव शुष्कात् जनिष्ठा. ते विश्वे क्रतुं जुषन्त दा आत्, एवैः अमृत ऋत सपन्तः विश्वे देवत्व नाम भजन्त

३ ऋतस्य प्रेषा ऋतस्य धीतिः. विश्वायुः. विश्वे अपांसि चक्रुः तुभ्य य दाशात्, यः वा ते शिक्षात् तस्मै चिकित्वान् रयि दयस्व.

४ मनो अपत्ये निषत्त होता सः चित् आसां रयीणां पतिः नु मिथः तनूषु रेत. इच्छन्त. अमूरा.' स दधे भजान्त

५ पुत्र - अस्य शासं श्रोषन्, क्रतुं, पितुः पुत्रा न, जुषन्त. पुरुक्षु.' वमूनाः दुरः-ऋत -वि ... ... ... नाक शिरत.

॥ ६९ ॥ ऋषि-शक्तिपुत्र पराशर । देवता-अग्नि ॥

### સૂક્ત ૬૯

ઉષાના વલ્લભની માફક આ ઉજ્જવલ તથા દેદીપ્યમાન હોઇને સ્વર્ગમાંની જ્યોતિપ્રમાણે
દ્યુલોક તથા પૃથ્વીનું આક્રમણ કરે છે. જન્મ લેતાંની સાથે એણે પોતાના સામર્થ્યથી
સર્વ જગતને વ્યાપ્ત કરી દીધું તથા પુત્ર હોવા છતાં પણ તે દેવોનો પિતા થયો. ૧
તે અગ્નિમાં કર્તૃત્વ શક્તિ ઘણી છે. એનું જ્ઞાન વિશાળ હોવા છતાં પણ તેનામાં ગર્વનો
સ્પર્શ નથી. ધેનુના આંચળપ્રમાણે પેય પદાર્થમાંનું આ મૂર્તિમંત માધુર્ય જ છે. આનો
તાપ દુર્ધર હોવા છતાં પણ પ્રત્યક્ષ સૌખ્યપ્રમાણે આ જનોને અત્યંત આનંદ આપનાર છે.
ઘરના મધ્ય ભાગમાં આ સ્થિત હોય છે, તે વખતે આ ઘણો રમણીય દેખાય છે. ૨
પુત્ર જન્મ્યો એટલે તે જેવો ઘરમાં પિતાને રમણીય દિસે છે તેવો આ ગૃહમાં રમણીય
લાગે છે. મનગમતા ઘોડાપ્રમાણે આ અવઘડ પ્રસંગ નિભાવી લે છે. મનુષ્યો સાથે સહવાસ
કરવામાં જે દેવ સમુદાયને આનંદ થાય છે, તેમને હું જ્યારે જ્યારે (અમારા યજ્ઞમાં)
બોલાવું છું, ત્યારે ત્યારે તે સર્વનું દેવત્વ આ જ ધારણ કરીને આવે છે. ૩
જે અર્થે આ સર્વ માનવોપાસે તેં (આજપર્યંત) ઉત્તમ લક્ષ પરોવ્યું છે તે અર્થે
તારી આજ્ઞા તોડવાને કોઇજ ઉદ્યુક્ત થશે નહિ. ખરેખર તે તારૂં જ પરાક્રમ છે કે સમબળ
દેવોની સહાયથી તેં શત્રુનો વધ કર્યો તથા વીર પુરૂષોને સાથે લઈને તેં દુર્ભાષી નિંદકોની
દાણાદાણ કરી નાંખી. ૪
ઉષાના વલ્લભની માફક દેદીપ્યમાન તથા તેજસ્વી આ અગ્નિની કાન્તિ સર્વની ઓળખીતી
છે. પોતાની જાતની પ્રેરણાથી રથ વહી જનારા અગ્નિના અશ્વોએ દ્વારો ઉઘાડ્યાં તથા
સૂર્યદર્શન થતાં સાથે આનંદનો શબ્દ કર્યો. ૫ (૧૩)

---

१ उषः जारः न शुक्रः शुशुक्वान् दिवः ज्योतिः न समीची पप्रा. प्रजातः क्रत्वा परिबभूथ. पुत्रः सन्
देवानां पिता भुवः

२ वेधाः विजानन् अग्निः अदृप्तः. गोनां ऊधः न पितूनां स्वाद्म. आहूर्यः सन् जने शेवः न. दुरोणे
मध्ये निषत्तः रण्वः.

३ पुत्रः जातः न दुरोणे रण्वः प्रीतः वाजी न विशः वितारीत्. यन् नृभिः सनीळाः विशः अहे अग्नि
विश्वानि देवत्वा अश्याः.

४ यत् एभ्यः नृभ्यः श्रुष्टिं चकर्थ एता ते व्रता नकिः मिनन्ति. तत् तु ते दंसः यत् समानैः (रपांसि)
अहन्, यत् नृभिः युक्तः रपांसि विवेः.

५ उषः जारः न विभावा उस्रः संज्ञातरूपः अस्मै चिकेतत्. त्मना वहन्तः दुरः विऋण्वन् स्व...
विश्वे मदन्तः.

॥ ७० ॥ ऋषि–शक्तिपुत्र पराशर । देवता–अग्नि ॥

## સૂક્ત ૭૦.

અગ્નિની ઉપાસના કરનારા અમે તેની મનઃપૂર્વક સ્તુતિ કરીને ભરપૂર વૈભવ પ્રાપ્ત થવામાટે યાચના કરીશુ, કારણ આ અત્યંત તેજઃપુંજ અગ્નિ સર્વ વિધાન વ્યાપ્ત કરી નાખનાર છે. દેવલોકમાના નિયમોનુ એને પૂર્ણ જ્ઞાન છે. તથા મનુષ્ય જાતિમાના પ્રાણી કેમ જન્મ પામે છે, તે આ ઉત્તમ રીતે જાણે છે. १

ઉદકોનો જે ગર્ભ છે, જે ચરાચર સૃષ્ટિનો પણ ગર્ભ છે, તે અગ્નિ આગળ—પછી તે પર્વતના અંતર્ભાગમા હો કે ગૃહોના અંતર્ભાગમા હો—માનવજાતિમાનુ પ્રત્યેક મનુષ્ય તથા તે જ પ્રમાણે અમરોનો પણ સમુદાય સંતોષથી નમ્ર થાય છે २

જે આ અગ્નિને ઉત્તમ સ્તોત્રોસહિત તૃપ્તિ થતા સુધી હવિ અર્પણ કરે છે તેને આ રાત્રિનો સ્વામી અગ્નિ ધનના ભંડાર આપે છે. દેવોના જન્મ તથા મર્ત્યજનનું જેને જ્ઞાન છે એવા હે જ્ઞાનશીલ અગ્નિદેવ, આ સર્વ ભૂપ્રદેશોનુ સંરક્ષણ કર. ३

સ્વર્ગમા અધિષ્ઠિત થયેલો આ હવિર્દાતા અગ્નિ સત્યમા પરિપૂર્ણ પરાક્રમ કરતી વખતે તેની આરાધના અમારી તરફથી થઈ છે આ સત્યથી પરિવેષ્ટિત છે આનું વર્ણન ભિન્ન ભિન્ન સ્વરૂપની અનેક રાત્રિએ તથા તેજપ્રમાણે સ્થાવર જંગમ સર્વ પદાર્થોએ કર્યું છે ४

તું અમારી ધેનુની પ્રશંસા કરાવે છે તું અમારા તાબામાના વનોની પ્રશંસા કરાવે છે અમારા કુળનાં સર્વ મનુષ્યો તને સ્વર્ગમાંના બલિ અર્પણ કરે છે. અનેક સ્થાને તારી માનવો તરફથી સ્તુતિ થયેલી છે. તથા વૃદ્ધ થયેલા પિતાની સંપત્તિ જેપ્રમાણે તેના પુત્રને પ્રાપ્ત થાય છે તેપ્રમાણે તારી તરફથી તેમને સંપત્તિ મળેલી છે. ५

આ સ્વાર્થી મનુષ્યપ્રમાણે પોતાની મતલબ સાધનાર, અસ્ત્રકુશલ મનુષ્યો પ્રમાણે શૂર, વેર લેનાર, માણસો પ્રમાણે ભયપ્રદ તથા સંગ્રામમાં ઉગ્રપણું ધારણ કરનારો છે. ६(१४)

---

१ वनेमा पूर्वीरर्यो मनीषा अग्निः सुशोको विश्वान्यश्याः। आ दैव्यानि व्रता चिकित्वाना मानुषस्य जनस्य जन्म ॥ (चिकित्वान्)

२ गर्भो यो अपां गर्भो वनानां गर्भश्च स्थातां गर्भश्चरथाम्। अद्रौ चिदस्मा अन्तर्दुरोणे विशां न विश्वो अमृतः स्वाधीः ॥

३ स हि क्षपावाँ अग्नी रयीणां दाशद्यो अस्मा अरं सूक्तैः। एता चिकित्वो भूमा नि पाहि देवानां जन्म मर्तांश्च विद्वान् ॥

४ वर्धान्यं पूर्वीः क्षपो विरूपाः स्थातुश्च रथमृतप्रवीतम्। अराधि होता स्वर्निषत्तः कृण्वन्विश्वान्यपांसि सत्या ॥

५ गोषु प्रशस्तिं वनेषु धिषे भरन्त विश्वे बलिं स्वर्णः। वि त्वा नरः पुरुत्रा सपर्यन्पितुर्न जिव्रेर्वि वेदो भरन्त ॥

६ साधुर्न गृध्नुरस्तेव शूरो यातेव भीमस्त्वेषः समत्सु ॥

॥ ७१ ॥ ऋषि-शक्तिपुत्र पराशर । देवता-अग्नि ॥

## સૂક્ત ૭૧.

જેપ્રમાણે પ્રેમાળ પત્ની પોતાના પ્રેમાળ પતિને સંતુષ્ટ કરે છે તેપ્રમાણે એક જ ઠેકાણે
રહેનારી આ સ્ત્રીઓએ આને સંતુષ્ટ કર્યો છે. જેપ્રમાણે ઉષાને જોઇને ગાયને સંતોષ થાય છે,
તેપ્રમાણે આણે આશ્ચર્યકારક તેજના યોગે પ્રકાશમાન થનારા શુભ્રવર્ણ દિવસ તથા કૃષ્ણ-
૧
વર્ણ રાત્રિને જોઇને તેમનું આનંદથી સ્વાગત કર્યું છે.

અમારા વડિલોએ ફક્ત સ્તોત્રસામર્થ્યથી અત્યંત દુર્ભેદ્ય દુર્ગ પણ તોડી નાંખ્યા: તે જ
પ્રમાણે અંગિરસોએ સ્તોત્રઘોષથી પર્વતો ભાગી નાંખ્યા તેમણે અમારે માટે વિસ્તીર્ણ
દ્યુલોક તરફ જવાને માર્ગ તૈયાર કર્યો તથા દિવસ, સ્વર્ગ, દીપ્તિ અને પ્રકાશની પ્રાપ્તિ
૨
કરી લીધી.

પ્રેમથી તેની ઉપાસના કરનારા તેના ઋત્વિજોએ તેના સત્ય નિયમનોનું અવલંબન કર્યું તથા
તેની પ્રાર્થના સફળ કરી લીધી. દેવસમુદાયને સંતુષ્ટ કરનાર, કર્મવ્યાપૃત પરંતુ નિર્લોભ
૩
થઇને, અગ્નિપાસે ગમન કરે છે.

આને સર્વવ્યાપી માતરિશ્વાએ મન્થન કરીને ઉત્પન્ન કર્યો ત્યારથી આ દેદીપ્યમાન અગ્નિ
પ્રત્યેક ઘરમા પ્રાદુર્ભૂત થવા લાગ્યો એકાદ બલિષ્ઠ રાજાની કામદારી અંગીકાર કર્યાપ્રમાણે આ
ભૃગુજેવા હિસ્રનાના અગ્નિદેવે પ્રત્યેક ઠેકાણે હાજર રહીને સર્વનું પ્રતિનિધિત્વ સ્વીકાર્યું છે. ૪

અગ્નિદેવ ચિત્રવિચિત્ર કાન્તિયુક્ત તથા પ્રજ્ઞાવાન્ છે. પોતાનો પિતા જે શ્રેષ્ઠ દ્યુલોક તેની
હોંસ તેણે પુરી તથા તે પછી નીચે નીકળી ગયો. (તેની સાથે) તેનીપર ક્રોધથી અસ્ત્રવેત્તા
પરાક્રમી પુરૂષે પ્રજ્વલિત બાણ છોડયું તથા તે દિવ્ય દ્યુલોકે તેની કન્યામા પ્રકાશ
પં (૧૫)
ઉત્પન્ન કર્યો.

---

१ उशतीः उशन्त नित्य पति न सनीळाः जनयः ऊ प्र जिन्वन् गाव उषस न स्वसारः श्यावी
चित्र उच्छन्तीं अरुषी अजुषन्.

२ पितरः उक्थं वीळु चित् दृळ्हा न अगिरस रवेण अद्रिं रुजन् अस्मे बृहत दिवः ऊरमे गातुं
चक्रु, अह, स्व केतु, उस्रा विविदु

३ अर्य दिधिष्व विनुतां ऋत दधन् अस्य धीर्मि धनवन् इन् आन देवान् जन्म प्रयसा वर्धयन्तीः
अतृष्यन्ती. अपस अच्छ यन्ति

४ यत् विभृत मातरिश्वा ई मथीत् स्वेन दृहेन्द्रे मेन्य भुत सचाः सन् दाय्य ई महीयसे राज्ञे न
च आ विवाय

५ यत् महे पित्रे दिवे ई रस्र क चिकित्वान् दृशाय नव स्मरत् अस्ता धृष्णा भार्म दिद्यु समन्, देवः
स्वासो दुहितरि त्विषि धात्

જે પોતાને ઘેર તારા પ્રીત્યર્થ તારી જ્વાલા પ્રજ્વલિત કરે છે તથા ભક્તોની ઉપાસનાને પ્રસન્નતાથી[1] સ્વીકાર કરનાર તને જે પ્રતિદિન નમન કરે છે તેનું, હે દ્વિગુણિત કાન્તિથી વિભુષિત અગ્નિદેવ, તું આયુષ્ય વધાર. તું તેનો પક્ષ લે છે. તેને વૈભવ પ્રાપ્ત થઈને તે રથમાં બેસો. ૬

જેપ્રમાણે સપ્ત મહાનદી[1] સમુદ્રને જઈને મળે છે તેપ્રમાણે વિશ્વમાંના સર્વ હવિ અગ્નિપાસે જ જાય છે. અમારા છેક પાસેના સંબંધીને પણ અમારૂં આયુષ્ય કેટલું છે તેનું જ્ઞાન નથી, પણ તું એટલો પ્રજ્ઞાવાન્ છે કે દેવોના મનમાં શા વિચાર ચાલે છે, તે પણ તને વિદિત થાય છે. ૭

જ્યારે સર્વ લોકના સ્વામી અગ્નિદેવે વિશ્વમાં સુખસમૃદ્ધિ રહેવામાટે તેના તેજથી વ્યાપ્ત કરી દીધું ત્યારે ખરેખર ઉજ્જવલ વીર્યથી જ (તેના શરીરમાં) સંચાર કર્યો. આ સર્વ જોવાને દ્યુલોકપાસે જ સાક્ષી હતા. (પછી તે વીર્યના યોગે) અગ્નિએ તારૂણ્યયુક્ત, સુવિચારસંપન્ન તથા નિર્દોષ પ્રજા[1] નિર્માણ કરી અને તેમને પોતાના કર્મમા પ્રવૃત્ત કરી. ૮

જેનું પોતાને માર્ગે મનપ્રમાણે ત્વરાથી ગમન થાય છે તે સૂર્ય સર્વ સંપત્તિપર પોતે એકલો અધિકાર ચલાવે છે. સુંદર હસ્તથી સુશોભિત મિત્ર તથા વરૂણ એ બન્ને સાર્વભૌમ, ધેનુમા રહેલા મિષ્ટ અમૃતનુ રક્ષણ કરે છે. ૯

હે અગ્નિદેવ, જે અર્થે તું અતિશય જ્ઞાતા તથા પ્રજ્ઞાશાલી છે, તે અર્થે અમારા વડિલોથી અમારા સુધી તારો ચાલતો આવેલો સ્નેહ સંબધ તું તોડી[1] નાખીશ નહિ. જરા પણ (કાળા) વાદળપ્રમાણે સુંદર રૂપનો બિગાડ કરનારી છે, માટે તે દુષ્ટાના આવતા[1] પહેલા તુંજ (અમારી તરફ) આવ.
१० (१५)

---

६ यः तुभ्यं स्वे दमे आ विभाति वा उशतः[1] अनु द्यून् नमः दाशात्, अग्ने, द्विबर्हा अस्य वयः, वर्धय जुनासि राया सरथं यासत्,

७ सप्त यह्वीः[1] स्रवतः समुद्रं न विश्वाः पृक्षः अग्निं अभि सचन्ते न वयः जामिभिः विचिकिते, चिकित्वान् देवेषु प्रमतिं विदाः.

८ यत् इषे नृपतिं तेजः आ आनट्, शुचि रेतः निषिक्तं द्यौः अभीके अग्निः अनवद्यं, युवानं, स्वाध्यं शर्धं[1] जनयत् सूदयत् च.

९ मनः न यः अध्वनः सद्य एति, सूरः एकः सत्रा वस्वः ईशे राजाना सुपाणी मित्रावरुणा गोषु प्रियं अमृतं रक्षमाणा.

१० अभि विदुः कविः. सन् अग्ने नः पित्र्याणि सख्या मा प्रमर्षिष्ठाः[1]. जरिमा नभः न रूपं मिनाति[1] तस्याः अभिशस्तेः[1] पुरा अधीहि.

सूक्त ७२.

॥ ७२ ॥ ऋषि–शक्तिपुत्र पराशर । देवता–अग्नि ॥

અનેક હિતકારક લાભ પોતાના હાથમાં રાખનારા અગ્નિદેવે કેટલાક કવિનાં કાવ્યો
પોતાની તરફ આકર્ષી લીધાં છે. સર્વ પ્રકારની શાશ્વત સંપત્તિ સદૈવ નિર્માણ કરીને અગ્નિ　૧
વૈભવોનો સ્વામી થયો છે.

જેમનું મન ગભરાઈ જવાનો સંભવ નથી એવા સર્વ દેવોએ અમારેમાટે અમારી
આસપાસ બેસી રહેનારા આ બાલકની મન પૂર્વક શોધ કરી, તોપણ તેમને આ બાળક મળ્યું
નહિ પણ પગલાં પાછળ જતા જતાં શ્રમથી થાકેલા દેવોએ તેની સ્તુતિ કરતાં જ અગ્નિના　૨
શ્રેષ્ઠ પદને સ્થાને તે સુંદર રીતે જઈને ઉભા રહ્યા.

હે અગ્નિદેવ, તું દેદીપ્યમાન છે. જ્યારે તે દેદીપ્યમાન પુરૂષોએ ત્રણ વર્ષપર્યન્ત ઘીથી
તારી જ પૂજા કરી ત્યારે યજ્ઞમાં સર્વત્ર વિદિત પદવી તેમને પ્રાપ્ત થઈ તથા તે સુંદર પુરૂષોને
તેમના પોતાના મહદ્ દેવ તરફ પ્રેરણા કરવામાટે આવી લાગ્યો.　૩

વિશાલ દ્યુલોક તથા પૃથિવીલોકમાં શોધ કરતા કરતા તે યજ્ઞાર્હ પુરૂષોને રૂદ્રના સામર્થ્યની
પ્રાપ્તિ થઈ જ્યારે મર્ત્ય માણસોને આ વિદિત થયું ત્યારે અત્યંત શ્રેષ્ઠ પદપર વિરાજમાન
થયેલા અગ્નિને ઉચ્ચ-સ્થાનપર આરોહણ કરીને તે જાણવાને સમર્થ થયા.　૪

તારૂં જ્ઞાન થયા પછી તે ઢીંચણ વાળીને તારીપાસે બેઠા અને તું તેમને અત્યંત પૂજ્ય
હોવાથી તેમણે તને વંદન કર્યું આખ્ય ની રૂચ અને બીજા મિત્ર ત્યાં રક્ષણ કરતા એ
તેવી રીતે ...... કરીને તેમણે તેમને પોતાને (અમર) કરી લીધા.　૫ (૧૭

१ नर्या पुरूणि हस्त दधान शश्वत वेधस कव्या निक विश्वा अमृतान सत्रा चक्राण आम रयाणा
रायपात सुवत्.
२ अमूरा विश्व अनूता, अस्ते परिषन्त वत्स इच्छन्त, न विन्दन, पदज्ञ श्रमयुज धियधा अ
परम पद चारु तस्थु
३ अग्ने यत् शुचय तिस्र शरद शुचि त्वा घृतेन सपर्यान् यज्ञियानि चित् नामानि धरे सुजाना त व
अमृदन्त.
४ वृहती रोदसी आ वेविदाना यज्ञियास रुद्रिया प्रजाभिरे. मर्ते विदत; परमे पदे तस्थिवास अग्नि
नमावता चिकित्वान्.
५ सजा ना ... उपसीदन, पत्नीवत, नमस्य नमस्यन्, सस्तु निमिषि ... गिरिणा ...
सा तन्व कृण्वन.

જે એકવીસ ગુહ્ય પદો ફક્ત તારે જ સ્થાને મૂક્યા છે તેનાથી તે યજ્ઞાર્હ પુરૂષોને જ્ઞાન થયું. તે ગુહ્ય પદોના જ યોગે તે, 'ઐક્યભાવથી' ગ્રહીને પોતાના અમરત્વનું રક્ષણ કરે છે હે અગ્નિદેવ, તુ અમારા ઢોર ઢાખરનુ તથા સ્થાવર જંગમ સંપત્તિનુ પરિપાલન કર ૬

હે અગ્નિદેવ, સર્વ મનુષ્યોના વિચાર' તું જાણતો હોઈને તેમના જીવનાર્થ તેમના પોષણની તેં ચિરકાલીક યોજના કરી છે. દેવોના ગમન કરવાના અંતર્માર્ગ પણ તને વિદિત છે તથા તેને લીધે તું તેમને હવિ પહોંચાડનારો દૂત થયો છે. આળસ શું છે તે તને ખબરજ નથી. ૭

તારૂં ચિંતન કરનારા તથા તારા સત્ય નિયમ પાળનારા તે પુરૂષોને દ્યુલોકમાં સપ્ત નદીઓ તથા સંપત્તિના દ્વારોનુ જ્ઞાન થયું. સરમાને પણ ગાયો' પુરી રાખેલું દુર્ભેદ્ય સ્થાન સાંપડયું કે જેના યોગે માનવજાતિને સુખમાં રહેતા આવડે છે ૮

અમરત્વ મેળવવામાટે માર્ગ તૈયાર કરવાના ઉદ્દેશથી જે પુરૂષ પોતાના સર્વ આપત્યો પાસે પ્રાપ્ત થયા તે શ્રેષ્ઠ પુરૂષોમાટે પૃથિવી પોતાના સામર્થ્યથી વિસ્તૃત થઈ—ને પોતાના પુત્રોમાટે—પોતાના (નાના) પંખેરાં' પોતાની તૃષા નિવારી શકે માટે—અદિતિ માતાએ વિશાલરૂપ ધારણ કર્યું. ૯

મૃત્યુમાંથી મુક્ત હોવાવાળા દેવોએ જ્યારે સ્વર્ગલોકની બે આંખો નિર્માણ કરી ત્યારે તેમણે આ અગ્નિમાં અત્યંત સુંદર તેજ મૂક્યું તેની સાથે તન્ન છરી મૂક્ય પ્રમણે અગ્નિ માંથી તેજની નદીઓ વહેવા લાગી તથા તે નીચે (પૃથ્વીપર) આવતાવાર અખિલ પ્રાણિમાત્રને તેમનુ જ્ઞાન થયુ. 
१० (१८)

---

६ यत् त्रि सप्त गुह्यानि पदा त्वे इत् निहिता यज्ञियास अविदन्. तेभि सजोषा' अमृत रक्षन्ते पशून् च स्थातॄन् चरथ च पाहि

७ अग्ने, क्षितीनां वयुनानि' विद्वान् जीवसे शुरुध आनुषक् विश्वा देवयानान् अध्वन अन्तर्विद्वान् हविवाट् अतन्द्र दूत अभव

८ स्वाध्य ऋतज्ञा दिव सप्त यह्वी राय दुर आवि अजानन्. येन मानुषी विट् क भोजते सु दृळ्ह ऊर्वं गव्य' सरमा विदत्

९ अमृतत्वाय गातु कृण्वानाय ये विश्वा स्वपत्यानि आ तस्थु महद्भि पृथ्वी मही वितस्थे पुत्रै, वे' पायसे, अ दिति माता

१० अधि अमृता दिव अक्षी अकृण्वन् अग्निन् चारु श्रिय अधि नि दधु अध यद्दा न सिन्धव सृजन्ति, अग्ने, एनीभी अरुषी अजानन्.

## સૂક્ત ૭૩

॥ ७३ ॥ ऋषि–शाक्तपुत्र पराशर । देवता–अग्नि ॥

જે અગ્નિદેવ બાપપાસેથી[1] મળેલી ન પત્તિપ્રમાણે આયુષ્યને વૃદ્ધિકારક થાય, જ્ઞાની
મનુષ્યના ઉપદેશપ્રમાણે જે નન્મ ર્ગ દેખાડે છે, જેની ખ તર બરદાન્ન ત્તન ક િય નવા
પ્રાહુણાપ્રમાણે જે ન તુષ્ટ થ ય છે એવા આ અગ્નિદેવે ભક્તના હવિ પહે ચાડવાનુ ક ર્ય 1
કરીને ઉપાસકનુ ઘર નમૃદ્ધિથી ભરી નાખ્યુ છે

જે સવિતાદેવપ્રમાણે સત્યબુદ્ધિવાળો[2] છે, જે પોતાના સામર્થ્યથી સર્વ પાપોનો નાશ કરે
છે, જેની સ્તુતિ અનેકો તરફથી થઈ છે પોતાનુ રૂપ[3] જેમ બદલી શકાય નહિ તેપ્રમાણે જે
કદિપણ બદલાતો નથી, પોતાના પ્રાણપ્રમાણે જે મનુષ્યને સુખદ યક લાગે છે એવો આ ૨
અગ્નિદેવ સર્વને પ્રિય થયો છે

એકાદ દેવપ્રમાણે વિશ્વનુ પોષણ કરીને, હિતકારક તથા મિત્રત્વ ધારણ કરનારા નૃપતિ
પ્રમાણે અથવા યુદ્ધમા અગ્રભાગ લેનારા તથા સુખમા ગાળનારા વીરપ્રમાણે અથવા એકાદ
પતિપ્રિય તથા નિષ્કલંક સ્ત્રીપ્રમાણે ( સર્વને સન્માનનીય થઈને ) આ પૃથ્વીપર વિરાજમાન ૩
થાય છે

હે અગ્નિદેવ, પ્રત્યેક ગૃહમા પ્રજ્વલિત થનારા તને આ સનાતન વિશ્વમા મનુષ્યો ભજતા
આવ્યા છે આ અગ્નિને સ્થાને તેમણે પુષ્કળ ધન અર્પણ કર્યુ છે, માટે (હે અગ્નિદેવ), ૪
તુ તેમનેમાટે વૈભવ લઈને આવ તુ સર્વ વિશ્વનો પ્રાણ છે

હે અગ્નિદેવ, તારી ઉપાસના કરનારાને (પેટભર) અન્ન મળવુ જ જોઈએ તને હવિ અર્પણ
કરનાર વિદ્વાન્ સ્તોતાઓને પૂર્ણ આયુષ્ય પ્રાપ્ત થવુ જ જોઈએ અમને વિજય મળવાને
દેવોમાટે તેમના હવિભાગ તૈયાર કરી મૂકનારા જે અમે ભક્તિમાન્ લોક તેમને યુદ્ધના
શૌર્યની પ્રાપ્તિ ખાત્રીથી થશે ૫ (૧૯)

---

१ य पितृवित्त' रयि न वयोधा, चिकितुष शासु न सुप्रणीत, स्योनशी अतिथि न प्रीणान होतेव विधत सद्म वितारीत्

२ देव सविता न य सत्यमन्मा, क्रत्वा विश्वा वृजनानि निपाति, पुरुप्रशस्त, अमति' न सत्य, आत्मेव शेव दिधिषाय्य भूत्

३ य देव न पृथिवीं विश्वधाया, हितमित्र राजा न, पुर सद शर्मसद वीरा न, अनवद्या पतिजुष्टेव नारी उपक्षेति

४ अग्ने, दम नित्य इद्ध त त्वा ध्रुवासु क्षितिषु नर आ सचन्त आस्मन् भाध भूरि द्युम्न निदधु विश्वायु रयीणां धरुण' नव ॥

५ अग्ने, मघव न पृक्ष वि अश्यु, ददत सूरय विश्वमायु यदत देवषु भाग दयमाना अर्व सामेषु वाज सनेम.

તારા સત્ય નિયમનોનું અભિમાન[6] ધારણ કરનાર તથા સ્વર્ગલોકમાંનો એક હિસ્સો પ્રાપ્ત કરી લેનાર ધેનુઓએ (સર્વ જગને) પોતાનાં સદોદિત ભરપૂર ભરેલાં આંચળમાંનું દુધ ઉત્સુક્તાથી પાયું. તારી કૃપાની યાચના કરનારી મહાનદીઓ ઘણા લાંબા પ્રદેશમાંથી પર્વતની પાસે આવીને ચોળી. ૬

હે અગ્નિદેવ, પવિત્ર દેવોએ તારીપાસે કૃપાની ભિક્ષા માગીને સ્વર્ગલોકમાં કીર્તિ મેળવી. તેમણે રાત્રિ તથા ઉષા એ બે ભિન્ન સ્વરૂપના (દેવતા) ઉત્પન્ન કર્યા અને આપ્રમાણે કાળા તથા રાતા રંગને તેમણે એક સ્થાને આણ્યા. ૭

હે અગ્નિદેવ, જે અમે માનવોની તેં વૈભવ પ્રાપ્ત્યર્થ યોજના[*] કરી મૂકી છે તે અર્થે અમે પણ તને હવિ અર્પણ કરીશું. દ્યુલોક તથા પૃથ્વીલોકની જોડી અને અંતરિક્ષને વ્યાપ્ત કરીને તું છાયાપ્રમાણે આ (સર્વ) વિશ્વને વળગ્યો છું. ૮

હે અગ્નિદેવ, તું અમારો સંરક્ષક થાય તો અમે અમારા ઘોડાથી (શત્રુના) ઘોડાને જીતીએ; અમે અમારાં માણસોવડે (શત્રુનાં) માણસોને હરાવીએ તથા અમે અમારા શૂરવીરો-વડે (શત્રુપક્ષના) યોદ્ધાઓને પરાભૂત કરીએ. અમારા કુળમાંના વિદ્વાન્ પુરુષોને વડિલોએ મેળવેલી સંપત્તિનું સ્વામિત્વ મળીને તેમને સો[*] વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાવ. ૯

હે કર્તૃત્વવાન્ અગ્નિદેવ, આ તારાં સ્તોત્રો તારા ચિત્તને તથા અંતઃકરણને પ્રિય થાવ. દેવોની કૃપાથી પ્રાપ્ત થયેલી કીર્તિ ધારણ કરતા અમે, સર્વ વૈભવોપર રાજ્ય[*] ચલાવનાર તારા નિયમ પાળવ ને, (ખચિત, સમર્થ થઈએ. १० (२०)

---

६ ऋतस्य वावशानाः' द्युभक्ता. धेनव. स्मदूध्नी पीपयन्त. सुमति भिक्षमाणा. सिन्धवः परावतः अद्रिं समया सस्रुः

७ अग्ने, यज्ञियासः त्वे सुमतिं भिक्षमाणा दिवि श्रवः दधिरे. विरूपे नक्ता उषसा च चक्रुः, कृष्णं च अरुणं च वर्णं संधुः.

८ अग्ने, यान् मर्तान् राये सुषूदः' वयं च ते मघवानः स्याम. रोदसी अन्तरिक्षं आपप्रिवान् छायेव विश्वं भुवनं सिसक्षि.

९ अग्ने, त्वोताः अर्वद्भिः अर्वतः, नृभिः नॄन्, वीरैः वीरान् वनुयाम. पितृवित्तस्य रायः ईशानासः नः सूरयः शतहिमाः' विअश्युः

१० वेधः अग्ने, एता उचथानि ते मनसे हृदे च जुष्टानि सन्तु देवभक्तं श्रवः अधिदधानाः रायः सुधुरः' ते यमं शकेम.

## અનુવાક ૧૩.

### સૂક્ત ૭૪.

॥ ७४ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-अग्नि ॥

જે અમારી હાંક લાંબે[1] હોવા છતાં સાંભળે છે એવા આ અગ્નિપ્રીત્યર્થ આપણે એક સ્તોત્ર ૧
ગાઈએ, આવો.

જ્યારે એકમેકનો વધ કરવાના હેતુથી માણસો એકમેકપર તુટી પડે છે ત્યારે આ પુરાતન ૨
અગ્નિદેવે ભક્તમાટે તેના ઘરદારની કાળજી કરી છે.

હવે લોકોને બિન હરકતે કહેવા દો કે આ પ્રત્યેક યુદ્ધમાથી ધનની લૂંટ આણનારા ૩
અગ્નિદેવે વૃત્રના વધાર્થ જન્મ લીધો હતો.

જેને ઘેર તું દેવોના પ્રતિનિધના સંબંધથી રહે છે, જેના હવિનો આસ્વાદ લેવા માટે તું ૪
ત્યાં ગમન કરે છે, અથવા જેનો યજ્ઞ સુંદર[4] થાય એવી તું તજવીજ કરે છે,

તે જ મનુષ્યનો હવિ, હે અંગિરસ, હે સામર્થ્યમાથી જન્મ પામનાર અગ્નિદેવ, ઉત્તમ
થયો એમ લોક કહે છે. તે જ અતિશય તેજસ્વી એમ લોક સમજે છે, તેનો જ યજ્ઞ ઉત્તમ ૫ (૨૧)
એવી લોકોમાં પ્રશંસા થાય છે.

હે અત્યંત આલ્હાદ[6] આપનાર અગ્નિદેવ, હવિનો આસ્વાદ લેવા માટે તથા સ્તવનોનો ૬
સ્વીકાર કરવામાટે તે સુપ્રસિદ્ધ દેવોને તું અત્રે લઈને આવે છે.

---

१ आरे' च अस्मे शृण्वते अग्नये अध्वर उपप्रयन्त मन्त्र वोचेम.
२ स्नीहितीपु कृष्टिपु सजग्मानासु, पूर्व्यं च दाशुपे गय अरक्षत्.
३ उत, रणेरणे धनजय अग्नि वृत्रहा अजनि जन्तव. ब्रुवन्तु
४ यस्य क्षये दूत असि, हव्यानि वीतये वेषि, अध्वर दस्मं कृणोषि
५ यदस यहो, अगिर , तमित् जनाः सुहव्य, सुदेव, सुबर्हिष आहु
६ सुचन्द्र', हव्या वीतये प्रशस्तये तान् देवान् च इह उप आ वहसि

જ્યારે હે અગ્નિદેવ, તું તારૂં પ્રતિનિધિપણાનું કાર્ય બજાવવા જાય છે ત્યારે તારા રથનો અથવા અશ્વોના ચાલવાનો અવાજ બિલકુલ જ સંભળાતો નથી. ૭

અગ્નિદેવ, જ્યારે તને હવિ અર્પણ કરનારને તેં તારા સંરક્ષણનીચે લીધો ત્યારે તેનું બળ વધ્યું અને તેની હીન સ્થિતિ નાશ પામીને તે પ્રથમ કરતા ઉચ્ચ સ્થિતિએ ચઢીને સંપૂર્ણતાએ પહોંચ્યો. ૮

અગ્નિદેવ, દેવોને હવિ આપનારને તું તેજયુક્ત વિપુલ સામર્થ્ય અર્પણ કરે છે. ૯ (૨૨)

### સૂક્ત ૭૫

॥ ७५ ॥ ऋषि–रहूगणपुत्र गोतम । देवता–अग्नि ॥

તારા મુખમાં હવિ મૂકતી વખતે, દેવોને પ્રિય જે મારૂં એક સ્તોત્ર છે, તેનો સ્વીકાર કર. ૧

હે અગ્નિ, હે અંગિરસ, હે અત્યંત કર્તૃત્વશીલ દેવ, તને મન ગમતું એક સુંદર સ્તોત્ર હવે અમે બોલનાર છીએ. ૨

---

७ अग्ने, यत् दूत्यं यासि, रथस्य अश्व्य यो.' उपब्दिः कत् चन् न शृण्वे.

८ अग्ने त्वोत दाश्वान् वाजी अह्रय:' पूर्वस्मात् अपर अभि प्र अस्थात्

९ उत अग्ने देव, देवेभ्य दाशुषे द्युमत् बृहत् सुवीर्यं विवाससि.

१ आस्यनि' हव्या जुह्वान. देवप्सरस्तम सप्रस्तम वच. जुषस्व.

२ १.२, अंगिरस्तम वेधस्तम अग्ने ते प्रिय ते प्रिय मनसि' ब्रह्म वोचेम.

હે અગ્નિદેવ, સર્વ મનુષ્યોમાં તને કોણ આપ્ત લાગે છે? તને યજ્ઞ સમર્પણ કરનાર કોણ? ખરેખર તું કોણ છે? તથા કોની પાસે જઈને તને ગમે છે? 3

હે અગ્નિદેવ, તું સર્વનો આપ્ત છે તું અમારો પ્રિય મિત્ર છે. તારાપર પ્રેમ કરનારનો તું સન્માનનીય સ્નેહી છે. ૪

મિત્ર તથા વરૂણને તું અમારો યજ્ઞ પહોચાડ. દેવોને તથા તારા શ્રેષ્ઠ સત્યનિયમોને અમારી પૂજા અર્પણ કર. અગ્નિદેવ. તું અમારો યજ્ઞ ઘેર લઈ જાય છે. ૫ (૨૩)

## સૂક્ત ૭૬.

॥ ७६ ॥ ऋषि रहूगणपुत्र गोतम । देवता-अग्नि ॥

કયું સ્તોત્ર છેક તારા અંતઃકરણ સુધી પહોંચીને તને આનંદ આપશે? કયી સ્તુતિ, હે અગ્નિદેવ, તને ઘણી સંતોષદાયક લાગશે? યજ્ઞ અર્પણ કરીને કોણે તારીપાસેથી સામર્થ્ય-પ્રાપ્તિ કરી લીધી? કેવા અંતઃકરણથી અમે તને હવિ અર્પણ કરીએ? ૧

અગ્નિદેવ, અત્રે આવ, અમારો હવિર્હોતા થઈને અત્રે વિરાજમાન થા. તું અમારો અગ્રણી થા, કારણ તને કોઈપણ અપાય કરવાને સમર્થ થનાર નથી. વિશ્વમાં સર્વત્ર પસરેલા દ્યુલોક તથા પૃથ્વીલોક તારૂં રક્ષણ કરો. દેવોનો અમારાપર ઘણો અનુગ્રહ થાય માટે અમારો યજ્ઞ તેમને અર્પણ કર. ૨

---

३ अग्ने, जनानां क ते जामिः, क दाश्वध्वरः, क ह, कस्मिन् श्रित असि.

४ अग्ने, त्वं जनानां जामिः प्रियः मित्रः असि, सखिभ्यः ईड्यः सखा.

५ अग्ने, नः मित्रावरुणा यज, देवान् यक्षि ऋतं बृहत् यज स्वं दमं यक्षि

१ अग्ने, ते मनसः वराय का उपेतिः, का मनीषा शंतमा भुवत्? यज्ञैः कः वा ते दक्षं परि आप? केन वा मनसा ते दाशेम?

२ अग्ने, आ इहि, होता इह निषीद, अदब्धः नः पुरः एता सु भव. विश्वमिन्वे रोदसी त्वा अवताम्, महे सौमनसाय देवान् यज.

સર્વ રાક્ષસોને, હે અગ્નિદેવ, તું દહન કરે છે. માટે આ અમારા યજ્ઞની કીર્તિ કાયમ રહે એવી તજવીજ કર. વળી સોમરસના મુખ્ય ભોક્તા ઇન્દ્રને તેના ઘોડા જોડાવીને અત્રે લાવ. તે ફિદાર દેવના આદરાતિથ્યની સર્વ તૈયારી અમે કરી રાખી છે. ૩

અમારા કુળમાંનાં સર્વ મનુષ્યો જે તારી સ્તુતિ ગાય છે તેના યોગે તથા સ્વમુખથી પણ હું તારું પૂજન કરું છું, માટે તું દેવોસહિત અત્રે આવીને બેસ. હે યજ્ઞાર્હ દેવ, હવિ પહોંચાડવા તથા યજ્ઞમાં પવિત્રતા લાવવી—આ બન્ને કામો તું સંભાળે છે. સંપત્તિ ઉત્પન્ન કરનાર તથા તેનું દાન કરનાર હે દેવ, (જલદી) જાગૃત થા. ૪

જેપ્રમાણે વિદ્વાન્ મનુના હવિથી, તેં બુદ્ધિમાન ઉપાસકોની સાથે, સ્વતઃ પ્રજ્ઞાવંત હોવાને લીધે દેવોનું યજન કર્યું તેજપ્રમાણે હે અત્યંત સત્યસ્વરૂપ હવિર્દાતા, દેવોને આનંદ ઉત્પન્ન કરનાર આ યજ્ઞ-ચમસવડે તું તેમને હવિ અર્પણ કર. ૫ (૨૪)

## સૂક્ત ૭૭.

॥ ७७ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-अग्नि ॥

આ અગ્નિને અમે કયી રીતે હવિ આપીએ વારુ? જે અમર, સત્યધર્મનો પ્રણેતા, હવિર્દાતા તથા યજ્ઞાર્હ હોઈને દેવોને માનવોના સમુદાયમાં લાવીને બેસાડવાનું કામ જેના એકલાનેજ હાથે થાય છે એવા તે દેદીપ્યમાન અગ્નિમાટે દેવોને પસંદ પડે તેવું અમે કયું સ્તોત્ર બોલીએ વારુ? ૧

જેનું દર્શન થતાંવાર મનને અત્યંત સંતોષ થાય છે, જે સત્યધર્મનો પ્રણેતા છે, જે દેવોને હવિ પહોંચાડે છે, તે અગ્નિદેવને અનેક વખતે વંદન કરીને તમે અત્રે લઈ આવો. જ્યારે માનવોના કામમાટે અગ્નિદેવોપાસે જાય છે ત્યારે તે (તેમનામાંના પ્રત્યેકને) ઓળખે છે તથા તેમનું મનઃપૂર્વક પૂજન કરે છે. ૨

---

३ अग्ने, विश्वान् रक्षसः सु प्र धक्षि. यज्ञाना अभिशस्तिपावा भव अथ हरिभ्यां सोमपतिं आवह अस्मै सुदाव्ने आतिथ्यं चकृम

४ प्रजावता वचसा आसा च वह्निः आहुवे देवैः च इह निषत्सि. यजत्र होत्र उत पोत्रं बोधि. वसूनां जनितः प्रयन्त. बोधि.

५ कविः सन् यथा कविभिः विप्रस्य मनुषः हविर्भिः देवान् अयजः, एव होतः सत्यतर अग्ने, मन्द्रया जुह्वा त्वं अद्य यजस्व.

१ अग्नये कथा दाशेम? यः अमृतः, ऋतावा, होता, यजिष्ठः देवान् मर्तेषु कृणोति इत्, अस्मै भामिने देवजुष्टा का गीः उच्यते?

२ य. अध्वरेषु शन्तमः, ऋतावा, होता, तं ऊम् नमोभि आ कृणुध्वम्, यत् मर्ताय अग्निः देवान् वेः बोधाति मनसा च यजाति.

જગમાં જે ક્યાંય પણ બુદ્ધિસામર્થ્ય જણાય છે તે તે જ છે. તે જ ખરો મનુષ્ય છે. તે જ સારો છે. જેપ્રમાણે મિત્ર તેના આશ્ચર્યકારક રથપર આરોહણ કરે છે તેપ્રમાણે આ પણ અદ્ભુત રથપર વિરાજમાન થાય છે. દેવોના શ્રદ્ધાળુ ઉપાસક આ જ સૌન્દર્યવાન્ દેવને યજ્ઞમાં પ્રથમ બોલાવે છે. ૩

સર્વ નરોમાં અત્યંત શ્રેષ્ઠ અને શત્રુનો સંહાર કરનાર તે અગ્નિ અમને પોતાના સંરક્ષણ નીચે લઈને અમારાં સ્તુતિસ્તોત્રોનો અંગીકાર કરો, અને તેજપ્રમાણે તને હવિ અર્પણ કરનાર તથા તેને લીધે સામર્થ્યવાન્ તથા પરાક્રમી બનેલા જે કોઈ પુરૂષોએ તારૂં સ્તવન કર્યું હોય તેનો પણ તું સ્વીકાર કર. ૪

સત્યધર્મના પ્રણેતા અને સર્વજ્ઞ અગ્નિની વિદ્વાન્ ગૌતમોએ આપ્રમાણે સ્તુતિ કરી. તેનાથી જ તેમને વૈભવ, સામર્થ્ય તથા સમૃદ્ધિ પ્રાપ્ત થયાં. તે પ્રજ્ઞાશીલ અગ્નિ સર્વને ગમે છે. ૫ (૨૫)

## સૂક્ત ૭૮.

॥ ७८ ॥ ऋषि–रहूगणपुत्र गोतम । देवता–अग्नि ॥

હે સર્વજ્ઞ તથા સર્વસંચારી (અગ્નિદેવ). અમે ગોતમ, તને પ્રાર્થના તથા ઉત્તમોત્તમ હવિ અર્પણ કરીને, ફરી ફરી વંદન કરીએ છીએ. ૧

વૈભવની ઇચ્છા રાખીને આ ગોતમ તારી આપ્રમાણે સેવા કરે છે. ઉત્તમોત્તમ હવિ અર્પણ કરીને અમે તને ફરી ફરી વંદન કરીએ છીએ. ૨

---

३ सः हि क्रतुः, सः मर्यः, सः साधुः, मित्रः न अद्भुतस्य रथी भूत्. देवयन्तीः आरीः विशः मघेषु प्रथमं दस्मं तं उपब्रुवत।

४ नृणां नृतमः रिशादाः सः अग्निः अवसा नः गिरः धीतिं वेतु. ये मघवानः शविष्ठाः वाजप्रसूताः तना च मन्म इषयन्त।

५ ऋतावा जातवेदाः अग्निः विप्रेभिः गोतमेभिः एव अस्तोष्ट. सः एषु द्युम्नं पीपयत्, सः वाजं, सः पुष्टिं, चिकित्वान् जोषं आयाति।

१ जातवेदः विचर्षणे, त्वा अभि गिरा द्युम्नैः गोतमाः अभि प्र णोनुम।

२ रायस्कामः गोतमः तं उ त्वा गिरा दुवस्यति. द्युम्नैः अभि प्र णोनुमः।

સામર્થ્યની અતિશય પ્રાપ્તિ કરી આપનાર તને અમે, અંગિરસમાફક, હાંક મારીએ છીએ. ઉત્તમોત્તમ હવિ અર્પણ કરીને, અમે તને ફરી ફરી વંદન કરીએ છીએ. ૩

વૃત્રનો વિધ્વંસ કરીને દસ્યુની હાણાહાણ ઉરાડનાર તને ઊત્તમોત્તમ હવિ અર્પણ કરીને, અમે ફરી ફરી વંદન કરીએ છીએ. ૪

અગ્નિદેવને ઉદ્દેશીને અમે રહૂગણોએ આ અત્યંત મધુર સ્તોત્ર કહ્યું છે. તને ઉત્તમોત્તમ હવિ અર્પણ કરીને, ( અગ્નિદેવ ) અમે ફરી ફરી વંદન કરીએ છીએ. ૫ (૨૬)

## સૂક્ત ૭૯.

॥ ७९ ॥ ऋषि–रहूगणपुत्र गोतम । देवता–अग्नि ॥

એના વાળ સોના જેવા હોય છે. એ જ્યારે રજોલોકના વીસ્તીર્ણ પ્રદેશમાં હોય છે ત્યારે ભીતીથી ગભરાટ ફેલાવનાર (જાણે કે) સાપ જ, અથવા જોસભેર ફૂંકાતા પવનમાફક હોય છે. એની દીપ્તી અત્યંત પ્રકાશમાન હોય છે. દાસીમાફક ઇમાનથી કામ કરનાર અને (હમેશાં) યશસ્વી થનાર ઉષાનું એને જ્ઞાન[3] છે. ૧

તારાં મોટી મોટી પાંખોવાળાં પક્ષી (સર્વ વસ્તુનો) નાશ કરવા લાગ્યા, અને કાળા રંગનો બળદ જોરથી બરાડવા લાગ્યો. જ્યારે આપ્રમાણે હતું ત્યારે તે હસવા સરખો અવાજ કરનાર શિયાળને પણ લાવ્યો. પછી શું? વરસાદ જોસથી વરસવા લાગ્યો અને મેઘ ગર્જના કરવા લાગ્યા. ૨

જ્યારે તે સત્યધર્મના સરળ માર્ગથી લોકોને રસ્તો બતાવતા સત્યના પાણીનું પાન કરે છે ત્યારે અર્યમા, મિત્ર અને વરૂણ ચારે તરફ ફરીને ઉપર (આકાશમાં) થયેલા પખાલીના ચામડામાં ત્યાંનું ત્યાંજ પાણી ભરી રાખે છે. ૩

---

३ वाजसातमं तं त्वा अंगिरस्वत् हवामहे द्युम्नैः अभि प्र णोनुमः ।

४ यः दस्यून् अवधूनुषे तं त्वा वृत्रहन्तमं द्युम्नैः अभि प्र णोनुमः ।

५ रहूगणाः अग्नये मधुमत् वचः अवोचाम द्युम्नैः अभि प्र णोनुमः ।

१ रजस. विसारे' हिरण्यकेशः ध्रजीमान्' वातः इव धुनिः अहि' शुचिभ्राजा', यशस्वती' सत्याः अपस्युव, उषसः नवेदाः' ।

२ ते सुपर्णाः एवैः आ अमिनन्त. कृष्णः वृषभः नोनाव यदि इदं, स्मयमानाभिः शिवाभिः न आ अगात मिहः पतन्ति अभ्रा स्तनयन्ति ।

३ ऋतस्य रजिष्ठैः' पथिभिः नयन् यत् ई ऋतस्य पयसा पियान, अर्यमा मित्रः परिज्मा वरुण' उपरस्य योनौ त्वचं पृञ्चन्ति ।

।

સામર્થ્યથી જન્મ લેનાર, હે અગ્નિદેવ, જેથી ગાયનો લાભ થાય છે એવા સામર્થ્ય ઉપર તારી સત્તા છે. હે સર્વજ્ઞ દેવ, અમારેમાટે ઘણી કીર્તિનો ભંડાર તૈયાર કર. ૪

તે તું જગપ્રસિદ્ધ અગ્નિદેવ, દેદીપ્યમાન વૈભવની મૂર્તિ, પ્રજ્ઞાવાન્, અને સ્તુતિથી ગુણ ગાવાને યોગ્ય છે. અનેક સેનાં ઉપર અધિકાર ચલાવનાર હે અગ્નિદેવ, અમને ધન પ્રાપ્ત થાય એવી તારી જ્યોતિ પ્રજ્વલિત કર. ૫

હે તીક્ષ્ણ જડબાવાળા અગ્નિદેવ, હે રાજાધિરાજ, દરેક રાત્રી અને ઉષાનો પ્રકાશ પડતાંની સાથે જ તારીં જ્વાળાથી રાક્ષસોને બાળી નાખ. ૬ (૨૭)

આખા સ્તોત્રમાં જેને નમન કરેલું છે એવા હે અગ્નિદેવ, અમે ગાયત્રી છંદમાં તને સ્તુતિ અર્પણ કરીએ છીએ, એટલામાટે તું અમારી ઉપર કૃપા કરીને અમારૂં રક્ષણ કર. ૭

હે અગ્નિદેવ અમને એવો વૈભવ આપ કે જે હુમેશાં રહે, જે હુંમેશાં અમને મળે, અને અમારી પાસેથી યુદ્ધમાં શત્રુ લુટી શકે નહી. ૮

४ सहसः यहो अग्ने, गोमत राजस ईशान जातवेद अस्मे महि श्रवः धेहि ।

५ सः अग्निः इधान, वसुः, कविः, गिरा इळेन्यः पुरुणीक अस्मभ्यं रेवत् दीदिहि ।

६ उत क्षपः उत उषस वस्तो. तिग्मजम्भ राजन् अग्ने त्मना रक्षसः प्रति दह ।

७ विश्वासु धीषु वन्द्य अग्ने गायत्रस्य प्रभर्मणि अस्माकं न अव ।

८ अग्ने, सम्राळद्, वरेण्य, विश्वासु कृत्सु दुष्टर रयिं न. आ भर ।

તે (સુખમાં) રહ્યા, તેણે આનંદ કર્યો, તેનાપર તારી પ્રીતિ હોવાથી, તેણે (હર્ષથી) પોતાનું મસ્તક હલાવ્યું. પોતાના જ તેજથી યુક્ત થએલા તે વિદ્વાન્ લોકોએ નવું સ્તોત્ર રચીને તારૂં સ્તવન કીધું. તે માટે, ખરેખર તું તારા અશ્વો હમણાં જોડ. ૨

હે ઉદાર ઇન્દ્રદેવ, જેનું દર્શન અતી રમણીય છે, એવા તને, અમે વંદન કરીશું. અમે તારી સ્તુતિ કરી તેથી તારા રથમાં સર્વ પ્રકારનો વૈભવ ભરીને તારા સેવક સમીપ આવ ખરેખર, હે ઇન્દ્ર, તું તારા અશ્વો હમણાં જોડ. ૩

હે ઇન્દ્રદેવ, સોમરસથી ભરેલું જે યજ્ઞપાત્ર તને તારા અશ્વો જોડવાને પ્રવૃત્ત કરે છે, તેની રૂચી શી છે તે જે કોઈ જાણતો હોય, તે ધેનુની પ્રાપ્તિ કરી લેવાના સામર્થ્યવવાળા પોતાના રથપર આરૂઢ થાય. ઇન્દ્રદેવ, ખરેખર, તું તારા અશ્વો જોડ. ૪

હે અત્યંત પ્રબળ ઇન્દ્ર તારો જમણી બાજુનો ઘોડો રથમાં જોડેલો હો અને ડાબી બાજુતરફનો ઘોડો પણ રથને જોડેલો હો. તે રથમાં બેસીને અમે કરેલા હવીથી સંતોષ માનીને તું તારી પ્રીયપત્ની તરફ ગમન કર. ખરેખર, હે ઇન્દ્ર, તું તારા અશ્વ જોડ. ૫

તારૂં સ્તોત્ર ગાઈને, તારા અશ્વો, રથને જોડાવાની મેં પ્રેરણા કીધી છે, તેની ગરદન-પરના વાળ કેટલા લાંબા છે, તે જુઓ. તું અહીં આવ, કારણ કે તું હાથમાં સર્વ (સંપત્તિ) ધારણ કરે છે. મનને ઉત્સાહ આપનારા આ સોમરસે તને આનંદ આપ્યો છે. અને હે વજ્રધારી ઇન્દ્ર, પૂષાદેવ, અને તારી પત્નીસહવર્તમાન, તું તેમાં મગ્ન થઈ ગયો છે. ૬ (૩)

---

२ अक्षन्; अमीमदन्त; प्रिया अव अधूषत. स्वभानवः विप्राः नविष्ठया मती अस्तोषत. इन्द्र, ते हरी योज नु।

३ मघवन्, सुसदृशं त्वा वयं वन्दिषीमहि स्तुतः पूर्णवन्धुर. नूनं वशान् अनु प्र याहि. इन्द्र, ते हरी योज नु।

४ इन्द्र, हारियोजनं पूर्णं पात्रं य. चिकेतति स घृत गोविदं वृषणं रथं अधि तिष्ठाति. इन्द्र, ते हरी योज नु।

५ ते दक्षिण. युक्तः अस्तु, उत, शतक्रतो, सव्य तेन अन्धसः मदानं प्रियां जायां उपयाहि. इन्द्र, ते हरी योज नु।

६ ब्रह्मणा ते केशिना हरी युनज्मि. उप प्र याहि. गभस्त्यो दधिषे. त्वस्य सुतासः त्वा उन्मदन्तु. वज्रिन् पूषण्वान् पत्न्या सं अमदः

## સૂક્ત ૮૩.

॥ ८३ ॥ ऋषि–रहूगणपुत्र गोतम । देवता–इन्द्र ॥

હે ઇન્દ્રદેવ, તારી કૃપા સામર્થ્યથી તું જે માણસનું સંરક્ષણ[1] કરે છે, તેને સર્વ પહેલા ધેનુ અને અશ્વયુક્ત સંપત્તિ પ્રાપ્ત થાય છે. જેપ્રમાણે ભારે વેગવાળું પાણી ચારે તરફથી આવીને સમુદ્રને ભરી નાખે છે, તેપ્રમાણે ખરેખર તું, તેને વિપુલ ધનથી ભરી નાખે છે. ૧

પુણ્યકારક નદીઓપ્રમાણે, તેઓ યજ્ઞાહ (ઇન્દ્ર) દેવની આસપાસ મળે છે, અને જગતનું સંરક્ષણ કરવાનુ તેનું રજોલોકપ્રમાણે સર્વત્ર પસરેલું સામર્થ્ય[2] જુએ છે. ભક્તિમાન્, પુરૂષોને (સર્વ) દેવ પ્રમુખસ્થાને લઈ જાય છે. જેપ્રમાણે વિવાહના ઉત્સાહી પુરૂષો કન્યાનો શોધ કરે છે, તેપ્રમાણે, તે પોતાની સ્તુતિ ગાનારા ભક્તોને શોધી જાય છે. ૨

યજ્ઞચમસ સિદ્ધ કરીને જે દંપતી તારૂં પૂજન કરે છે, તે બંન્ને ઉપર તું પ્રશંસાયુક્ત વચનોની વૃષ્ટી કરે છે. જે કોઈ તરી આજ્ઞામા રહે છે, તે તદન સલામતીથી[3] આબાદીએ પહોંચે છે. જે ભક્ત તને સોમરસ અર્પણ કરે છે, તેને કલ્યાણપ્રદ સામર્થ્ય પ્રાપ્ત થાય છે. ૩

સત્કૃત્યો અને ભક્તિનાયોગે[4] જે અંગીરસોએ અગ્નિને પ્રદિપ્ત કર્યો હતો, તેમને સર્વની પહેલાં દીર્ઘાયુની પ્રાપ્તિ થઈ તે પુરૂષોને પણીની સર્વ અન્ન સામગ્રી, અને તેણે પોતાનીપાસે રાખેલા અશ્વ ધેનુ વિગેરે સર્વ પશુ પણ મળ્યા. ૪

પ્રથમ અથર્વણે યજ્ઞના યોગે માર્ગ તૈયાર કર્યો, પછી નિતીનિયમેનું પરીપાલન કરનાર સુંદર સૂર્ય દેવે જન્મ લીધો ઉશનાકાવ્યા (પછી) તત્વજ ધેનુ હાકી લાવ્યો. અમે હવે યમે જન્મ લીધો માટે તેનું પૂજન કરીએ કારણ તેને મૃત્યુનો ભય નથી. ૫

---

१ इन्द्र, तव ऊतिभि [illegible] मर्त्य. प्रथम अश्ववति गोषु गच्छति यथा विचेतस आप अभितः सिन्धु, भवीयसा वसु त दत् पृणक्षि ।

२ देवा· आप न होत्रिय उपयन्ति, रज· यथा वितत अव' पश्यन्ति देवयु देवास प्राचैः प्र नयन्ति, वध इव ब्रह्मप्रिय जोषयन्ते.

३ या यतस्रुचा मिथुना सपर्यत द्वयोः उक्थ्यं वच अधि [illegible] ते मते क्षेति [illegible]' पुष्यति [illegible] यजमानस्य भद्रा शक्ति. ।

४ पूर्व्यया शम्या' ये इद्धाग्नय. अङ्गिरः प्रथम वय दधिर आत् नर पणे सर्व भोजन [illegible] गोमन्त पशु आ स अविन्दन्त.

५ अथर्वा प्रथम यज्ञै पथ तते. तत सूर्य व्रतपा वेन आ अजनि. उशना काव्य. गा ततस आ अजत. यमस्य अमृत जात यजामहे ।

જે વખતે સારી સંતતિ પ્રાપ્ત થાય ત્યારે ભક્તિમાન્ લોક દર્ભ કાપી લાવે છે, અથવા
જ્યારે સ્તોત્રો અથવા ગાયનોનો અવાજ દ્યુલોક સુધી જઈ પહોંચે છે, અથવા જ્યાં
સોમવલ્લીથી તેનો રસ બહાર કાઢવાને સમર્થ એવા એકાદા સુશોભીત યજ્ઞપાષાણનો
ધ્વની થાય છે, ત્યારે આવો યજ્ઞ પોતાની સમીપ થએલો જોઈને ઇન્દ્રને અત્યંત આનંદ
૬ (૪)
થાય છે.

## સૂક્ત ૮૪.

॥ ८४ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-मरुत् ॥

હે ઇન્દ્ર, તારામાટે અહીંઆં સોમરસ તૈયાર કરી રાખ્યો છે, માટે હે અત્યંત બળવાન
અને ધારીષ્ટવાન્ દેવ અહીં આવ. જેપ્રમાણે સૂર્ય પોતાના કીરણોથી રજોલોકને વ્યાપ્ત
૧
કરી નાંખે છે, તેપ્રમાણે તારા શરીરમાં સર્વત્ર ઉત્સાહનો પ્રવેશ થાઓ.

જેના બળનો પ્રતિરોધ કોઇપણ કરી શકનાર નથી એવો જે ફક્ત ઇન્દ્ર, તેને, તેના ઘોડા
રૂષિજનોની સ્તુતિ સાંભળવામાટે અને (બીજા) મનુષ્યોના યજ્ઞનો સ્વીકાર કરવામાટે,
૨
લઈ આવે છે.

હે વૃત્રનો વધ કરનાર દેવ, તું રથપર આરૂઢ થા. અમે સ્તોત્ર ગાઈને તારા અશ્વો રથને
જોડવાને તને પ્રવૃત્ત કર્યો છે. આ સોમરસ કાઢવાનો પાષણ તેના મધુર ધ્વનીથી તારૂં મન
૩
અમારી તરફ લાવે.

હે ઇન્દ્રદેવ, જાણે કે પ્રત્યક્ષ આનંદ જ, એવા અત્યુત્તમ અને અમરપણું પ્રાપ્ત કરી
આપનાર આ સોમરસનું પ્રાશન કર. આ ઉજ્વલ સોમધારા તને ઉદ્દેશીને યજ્ઞગૃહમાં વહેવા
૪
લાગી છે.

ખરેખર આ ઇન્દ્રને ઉદ્દેશીને પૂજા અર્પણ કરો, તેના સન્માનાર્થ સ્તોત્ર ગાઓ. આ
સોમવલ્લીમાંથી કાઢેલા રસબિંદુએ તેને આનંદ આપ્યો છે; એટલામાટે, આ સર્વ શ્રેષ્ઠ
૫ (૫)
સામર્થ્ય આગળ વિનયથી પ્રણામ કરો.

---

६ स्वपत्याय यत् बर्हिः वा वृज्यते, अर्कः वा श्लोकं दिवि अघोषते, यत्र कारुः उक्थ्यः ग्रावा वदति
तस्य इत् अभिपित्वेषु इन्द्रः रण्यति । सूर्यः रश्मिभिः रजः न त्वा इन्द्रियं आ पृणक्तु.
१ इन्द्र, ते सोमः असावि. शविष्ठ धृष्णो आ गहि. हरी वहतः
२ अप्रतिधृष्टशवसं इन्द्रं इत्, ऋषीणां स्तुतीः च उप मानुषाणां यज्ञं च, ते मनः अर्वाचीनं सु कृणोतु ।
३ वृत्रहन्, रथं आ तिष्ठ. ब्रह्मणा ते हरी युक्ता. ग्रावा वग्नुना शुक्रस्य धाराः त्वा अभि ऋतस्य सदने अक्षरन्.
४ इन्द्र, इमं ज्येष्ठं अमर्त्यं मदं सुतं पिब. ज्येष्ठं सहः नमस्यत ।
५ नूनं इन्द्राय अर्चत, उक्थानि ब्रवीतन च सुताः इन्दवः अमत्सुः.

હે ઇન્દ્ર, જે વખતે તું તારા અશ્વો રથને જોડે છે, તે વખતે (તું એવો દેખાય છે કે) રથ ચલાવવામાં તારાથી વધારે હોશિયાર બીજો કોઇપણ થશે નહી. સામર્થ્યમાં તારી બરોબરી કરનાર ખરેખર કોઈ જ નથી, અને આજ સુધી એવો કોઈપણ થયો નથી કે જે તારી માફક અશ્વવિદ્યા સંપાદન કરીને તારાથી વધી શકે. ६

ભક્તિથી હવિ અર્પણ કરનારા માણસોને ધન અર્પણ કરનાર ફક્ત ઇન્દ્ર પ્રભુ એક જ છે, કે જેના સામર્થ્યનો કોઈપણ પ્રતિબંધ કરનાર નથી. ૭

ઇન્દ્રનું પૂજન ન કરનારા માણસોને તે તૃણ માફક પગ નીચે ક્યારે છેદી નાંખશે વારૂ? ખરેખર તે અમારી પ્રાર્થના ક્યારે સાંભળશે ? ૮

ખરેખર આ ઇન્દ્ર દેવપાસે એવું સામર્થ્ય છે કે જેથી, માણસો બીજા અનેક દેવોને મૂકીને સોમરસથી તારી જ ઉપાસના કરે છે. ૯

ઇન્દ્રની સાથે રહેનારી, તે પરાક્રમી દેવના સહવાસમાં શોભાપામીને આનંદનો ઉપભોગ લેનારી, અને કોઇથી પણ પ્રતિબંધ કરી શકાય નહી તેવી તેની જગત્પ્રભૂતાને લીધે તેજ પામેલી, તે ઉજ્વલ ધેનુ આ ક્રમ ણે મધુર અને આખા શરીરમાં એકદમ પ્રવેશ કરનાર ઉત્તમ સોમરસનું પ્રાશન કરે છે. ૧૦ (६)

---

६ इन्द्र, यत् हरी यच्छसे त्वत् रथितरः नकि. मज्मना त्वा अनु नकि., स्वश्वः नकिः आनशे.

७ यः दाशुषे मर्ताय वसु विदयते अप्रतिष्कुतः इन्द्रः ईशानः एकः इत् अङ्ग।

८ अराधसं मर्तं क्षुम्पं इव कदा पदा स्फुरत्? अङ्ग, इन्द्रः कदा नः गिरः शुश्रवत्?

९ यः चित् हि त्वा सुतवान् बहुभ्यः आ विवासति तत् उग्रं शवः इन्द्रः पत्यते अङ्ग।

१० याः इन्द्रेण सयावरीः, वृष्णा शोभसे मदन्ति, स्वराज्यं अनु वस्वीः गौर्यः इत्था स्वादोः विषुवत मध्वः पिबन्ति।

ચિત્રવિચિત્ર વર્ણની ગાય, ઇન્દ્ર પોતાની પાસે રહે એવું ઇચ્છે છે, અને સોમરસને પરિપક્વ કરે છે. આ ધેનુ ઇન્દ્રને પ્રીય છે. સત્ર વિશ્વપર ઇન્દ્રનો અમલ હોવાથી તે (ધેનુ) પણ તેજોમય થઇને તે (ઇન્દ્ર) ના આયુધ (વજ્ર) ને ઉશ્કેરણી કરે છે. ૧૧

તે જ્ઞાનવાન્ ધેનુ, તેના સામર્થ્યને વંદન કરીને તેનું (ઇન્દ્રનું) પૂજન કરે છે. ઇન્દ્રની (સર્વ વિશ્વપર) સત્તા હોવાને લીધે, તેજોમય થએલી તે ધેનુએ, સર્વની પહેલા પોતાને જ્ઞાન પ્રાપ્ત થાય, તેવી ઈચ્છાથી તે (ઇન્દ્ર) ના અનેક નિયમોનું યોગ્ય પરિપાલન કર્યું. ૧૨

શત્રુને પોતાની સામે નહી ટકવા દેનાર સામર્થ્યવાન્ ઇન્દ્રે, દધિચના હાડકા લઇને, તે વડે નવ્વાણું વૃત્રોનો વધ કર્યો. ૧૩

પર્વતમાં છુપાઈ રહેલાં જે અશ્વનું મસ્તક ઇન્દ્ર શોધતો હતો, તે તેને શર્યણાવતામાં મળ્યું. ૧૪

ત્વષ્ટા દેવના વૃષભના ગુમ થયેલા નામની પણ તેને આ જ ઠેકાણે શોધ લાગી તેમજ ચંદ્રના ઘરમાં પણ તે વિદિત થયું. ૧૫ (૭)

સામર્થ્યવાન, તેજસ્વી, કબજે ન રાખી શકાય તેવા, મુખ તેમજ છાતીમાં બાણમાફક ઘાતકી હોવા છતાં પણ સૌખ્ય અર્પણ કરનાર વૃષભોને સત્યનિયમોની ધુંસરીએ આજ કોણ જોડશે વારૂ? ખરેખર જે કોઇ તેની સેવાને ઉત્તેજન આપશે તેને દીર્ઘાયુની પ્રાપ્તિ થશે. ૧૬

ઇન્દ્રને જોઇને કોણ નાશી જશે? કોનું હૃદય ધડકશે? કોણ ભયભીત થશે? કોના મનમાં એમ આવશે કે ઇન્દ્ર અમારી પાસે જ છે.? તેને પોતાના બાળ બચ્ચામાટે કોણ પ્રાર્થના કરશે? પોતાના નોકર ચાકરમાટે અને માલ મીલકત તેમજ શરીરે નીરોગી રહેવામાટે તેને કોણ વિનવશે? આપણા વાળાના માણસોમાટે તેનીપાસે કોણ વિનંતિ કરશે. ૧૭

---

११ ताः पृश्नयः अस्य पृशनायुवः" सोमं श्रीणन्ति इन्द्रस्य प्रियाः स्वराज्य अनु वस्वीः धेनवः सायकं वज्रं हिन्वन्ति."

१२ ताः प्रचेतसः नमसा अस्य सहः सपर्यन्ति पूर्वचित्तये स्वराज्य अनु वस्वीः अस्य पुरूणि व्रतानि सश्चिरे।

१३ अप्रतिष्कुतः इन्द्रः दधीचः अस्थभिः नव नवतीः वृत्राणि जघान।

१४ पर्वतेषु अपश्रितं यत् अश्वस्य शिरः इच्छन् तत् शर्यणावति विदत्।

१५ त्वष्टुः गोः अपीच्यं नाम अत्र अह अमन्वत. चन्द्रमसः गृहे इत्था।

१६ शिमीवतः" भामिनः दुर्हृणायून्" आसन्निषून्" हृत्स्वसः" मयोभून् गाः ऋतस्य धुरि अद्य कः युङ्क्ते? यः एषां भृत्याम्" ऋणधत् सः जीवात्।

१७ कः ईषते? कः तुज्यते? कः बिभाय? इन्द्रं अन्ति सन्तं कः मंसते? कः तोकाय कः इभाय" उत राये तन्वे अधिब्रवत्? कः जनाय?

હવિથી અને ઘીથી તેને કોણ વિનતિ કરે છે? ઠરાવેલી યોગ્ય વખતે યજ્ઞચમસથી હવિ કોણ આપે છે? દેવ, જલદીથી યજ્ઞ દ્રવ્ય કોના માટે લાવે છે? કલ્યાણ કર્તા દેવે કયો ઉપાસક તેમને યજ્ઞ અર્પણ કરીને તેમનું ચિંતન કરે છે?.

હે અત્યંત પરાક્રમી દેવ, ખરેખર તું શ્રેષ્ઠ દેવ હોવા છતાં પણ માણસોની મોટાઇ વધારી છે હે ઉદાર (ઇન્દ્ર), હું તને ખાત્રીથી કહું છું કે, તારા શીવાય સૌખ્યની પ્રાપ્તિ કરી આપનાર બીજો કોઈ નથી. ૧

હે વૈભવ સ્વરૂપ દેવ, તારી કૃપા અને અમારૂં સંરક્ષણ કરનાર તારા સામર્થ્યને અમારે માટે કદીપણ ભગ્ન થાઓ નહી. હે, માનવોના હિતકર્તા દેવ, સર્વ સંપત્તિ અમારા અને અમારી પાસેના માણસોમા વહેંચી આપ ૨૦(૮)૧

અનુવાક ૧૪.

સૂક્ત ૮૫

॥ ८५ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-मरुत ॥

અદ્ભુત પરાક્રમી અને શીઘ્ર સંચારી રૂદ્રનો પુત્ર સ્વમાર્ગે જતી યુવતી પ્રમાણે પોતાનું શરીર શણગારે છે. તેમણે-ખરેખર તે મરૂતોએ-દ્યુલોક અને ભૂલોકને આબાદીએ પહોંચાડયા તે શૂર અને યુદ્ધમા શત્રુને મારી નાખવામા ચતુર છે. જ્યારે યજ્ઞ થાય છે ત્યારે તે બહુ જ ખુશી થાય છે ૧

વૃદ્ધિગત થતા થતા તેમણે મહોટાઇ મેળવી તે રૂદ્રે દ્યુલોકને પોતાનું નિવાસસ્થાન કર્યું. અર્કની ઉપાસના કરતા અને શરીરનું પૂર્ણ બળ જમાવતા પૃશ્નિના પુત્રે પુષ્કળ વૈભવ સંપાદન કર્યું ૨

१८ हविषा घृतेन [illegible] कोन [illegible] ऋतुभिः [illegible] [illegible] देवा [illegible] [illegible]

१९ [illegible] मर्त्यं [illegible]

२० [illegible]

१ [illegible]

२ [illegible]

દેદીપ્યમાન ધેનુપુત્ર, જ્યારે ભૂષણોથી પોતાનું શરીર શોભાવે છે ત્યારે તે ઉજ્વળ અલંકાર પોતે પહેરે છે. તે સર્વ દુષ્ટોનો નાશ કરે છે અને તેના માર્ગઉપરથી ઘીનો પ્રવાહ ચાલે છે. ૩

સ્વસામર્થ્યથી અચળ વસ્તુને પણ ચળાયમાન કરનાર અને પોતાના આયુધોથી શોભાયમાન દેખાતા હે પરમપૂજ્ય મરૂતદેવો, જ્યારે, તમે સર્વ બળવાન્ દેવો ભેગા મળીને તમારા રથોને ટપકાવાળી હરિણી જોડો છો, ત્યારે તમારી ગતીમાં મન જેટલો વેગ આવે છે. ૪

હે મરૂત્ દેવો, જે વખતે, પુર જોશથી શસ્ત્ર ફેંકતા વેંતજ, ટપકાવાળી હરિણી તમારા રથને જોડો છો, ત્યારે તમારા તેજની ધારા ચોતરફ પસરે છે. તેમ જ જેપ્રમાણે પાણીથી પખાળ તદન ભીંજાઇ જાય છે તેપ્રમાણે તે (ધારા) પોતાના પ્રવાહથી પૃથ્વીને ડુબાવી દે છે. ૫

હે મરૂત્ દેવો, તમારા શીઘ્રગામી અને પુરવેગી ઘોડા તમને લઈ આવે. (સંગ્રામ માટે) તમે ભુજબળ જમાવીને આવો. તમારે માટે બહોળી જગા તૈયાર કરી છે, તેમાં રાખેલા આ આસનપર બેસો. અમારા મધુર હવિ ખુશીથી સ્વીકારો. ૬ (૯)

સ્વસામર્થ્યયુક્ત મરૂત્ દેવો પોતાની શક્તીથી વૃદ્ધિ પામ્યા. તે સ્વર્ગ સુધી પહોંચ્યા. તેમણે પોતાને માટે વીસ્તીર્ણ સદન બનાવ્યું. શત્રુના ગર્વનો નાશ કરનાર પરાક્રમી દેવોને જ્યારે વિષ્ણુએ સહાય્ય કરી ત્યારે મરૂત દેવો પક્ષીની માફક પોતાના મનપસંદ કુશાસન પર જઇને બેઠા. ૭

---

३ यत् गोमातर. अञ्जिभि शुभयन्ते शुभ्रा विदक्मन. तनूषु दधिरे. विश्वं अभिमातिनं अप बाधन्ते एषां वर्त्मानि घृत अनु रीयते.

४ ओजसा अच्युता चित् प्रच्यावयन्तः ये सुमखास ऋष्टिभिः वि भ्राजन्ते मरुतः यत् वृषव्रातासः रथेषु पृषतीः आ अयुग्ध्व मनोजुवः

५ मरुतः यत् वाजे अद्रि रहयन्तः पृषती. रथेषु प्र अयुग्ध्व अरुषस्य धाराः विस्यति उत उद्भिः चर्म इव भूम वि उ दन्ति ।

६ मरुत, रघुस्यदः रघुपत्वान सप्त वः आ वहन्तु बाहुभि प्र जिगात. बर्हिः आ सीदत. वः उरु सद. कृत. माद अन्धस मदयध्व ।

७ ते स्वतवस महित्वना अवर्धन्त. नाक आ तस्थु. उरु सद. चक्रिरे. यत् विष्णुः मदच्युत वृषण आवत् द्विषे बर्हिषि वयः न अधि सीदन् ।

શૂરોપ્રમાણે, શત્રુપર એકદમ તૂટી પડનાર યોદ્ધાપ્રમાણે, અથવા લઢાઈમાં નામ મેળવવાની-ઈચ્છા રાખનાર-લઢવૈય પ્રમાણે, તે યુદ્ધમાં બનતો પ્રયાસ કરે છે. આ મરૂતોથી સર્વ જગત્‌ને ભય પેદા થાય છે. રાજાની પેઠે આ શૂરોના અંગમાં ઝનુન જણાય છે.

જ્યારે કુશળ ત્વષ્ટા દેવે હજાર ધારવાળું સોનાનું સુંદર વજ્ર બનાવી તૈયાર કર્યું ત્યારે બહાદુરીનું કામ કરવામાટે ઈન્દ્રે તે સ્વીકારીને વૃત્રનો વધ કર્યો, અને ઉદકોના પ્રવાહ છોડી દીધા. ૯

તે સ્વસામર્થ્યથી કુવાને નીચેથી ઉપર લાવ્યો, અને મજબુત પર્વતો પણ ભાગી નાખ્યા આ ઉદાર મરૂતોએ, સોમરસની આનંદદાયક સ્ફુર્તીમાં આવીને, (મધુર) વાંસળીનો અવાજ કરતા, આશ્ચર્યકારક અનેક કૃત્યો કર્યાં. ૧૦

તે વાંકો કુવો તેણે તેજ દિશાએ ઉપર આણ્યો, અને પાણીના આતુર ગોતમમાટે તેણે ઉદકોના ઝરાને વહેવડાવ્યો. ચિત્રવિચિત્ર કાન્તીવાળા મરૂતો ભક્તોનું સંરક્ષણ કરવામાટે સ્વસામર્થ્યસહિત તેની પાસે ગયા, અને પોતાના તેજથી તે વિદ્વાન્‌ ઋષીની ઈચ્છા પરિપૂર્ણ કરી. ૧૧

તમારી સ્તુતિ કરનારને માટે રાખી મૂકેલું સૌખ્ય ત્રણગણું કરીને, હવિ અર્પણ કરનાર ભક્તોને આપો, અને, હે મરૂત્‌ દેવો, અમને પણ તેનો લાભ લેવ દો. હે શૂર મરૂત્‌ દેવો વીર્યશાળી સંતતીવાળો વૈભવ અમને અર્પણ કરો. ૧૨ (૧૦

८ शूराः इव इत्, जग्मयः युयुधयः न, श्रवस्यवः न, पृतनासु येतिरे. मरुद्भ्यः विश्वा भुवना भयन्ते. नरः राजानः इव त्वेषस-दृशः

९ यत् स्वपाः त्वष्टा सहस्रभृष्टिं हिरण्ययं सुकृतं वज्रं अवर्तयत् नरि अपांसि कर्तवे इन्द्रः धत्ते वृत्रं अहन् अपां अर्णवं निः औब्जत्।

१० ते ओजसा अवतं ऊर्ध्वं नुनुद्रे दादृहाणं पर्वतं चित् विबिभिदुः सुदानवः मरुतः सोमस्य मदे वाणं धमन्तः रण्यानि चक्रिरे।

११ जिह्मं अवतं तया दिशा नुनुद्रे. तृष्णजे गोतमाय उत्सं असिंचन्. चित्रभानवः अवसा आ गच्छन्ति ईम्, धामभिः विप्रस्य कामं तर्पयन्त।

१२ या शर्म वः शशमानाय सन्ति त्रिधातूनि दाशुषे अधि यच्छत. मरुतः. तानि अस्मभ्यं वि यन्त. वृषणः. सुवीरं रयिं नः धत्त।

## સૂક્ત ૮૬.

॥ ८६ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-मरुत ॥

અત્યંત તેજ પુંજ મરૂત્ દેવો, દ્યુલોકમાંથી આવીને ખરેખર જેના ઘરમાં તમે સોમરસનું
પાન કરો છો તેને તેનું રક્ષણ કરવા માટે ઉત્તમ જ સંરક્ષણકર્તા મળ્યો (એમ કહેવું
જોઇએ). ૧

હે મરૂત્ દેવો, યજ્ઞ કરનારા ભક્તોના યજ્ઞ ધ્યાનમાં રાખીને, અથવા વિદ્વાન્ ઉપાસકોની
સ્તુતિનો આદર કરીને, તમે અમારી હાક સાંભળો ૨

વળી, જે સામર્થ્યવાન્ પુરૂષોક્તિ (તમારા એટલી લાગણી છે કે) તમારા વિદ્વાન્ ભક્તને
તમે તેના જ જેવો થવાને કહો છો, તેને ધેનુ વિપુલવાળું (વૈભવનું) સ્થાન પ્રાપ્ત થાય છે. ૩

યજ્ઞમાં આજ, વીરના પવિત્ર દર્ભપર સોમરસ કાઢી મૂકે છે અને સ્તુતિ તેમજ સંતોષ-
પ્રદ ગાયન ગાય છે. ૪

સર્વ માનવોમાં શ્રેષ્ઠ આ ભક્તની હાક, (હે મરૂત્ દેવો), સાંભળો. આનો વૈભવ સૂર્ય
સુધી જઇ પહોંચે એટલો (વિપુલ) છે ૫ (૧૧)

---

१ विमहसो मरुतो दिवः यस्य क्षये पाथ हि स जन सुगोपातम ।

२ यज्ञैर्वा यज्ञवाहसो विप्रस्य वा मतीनाम्, मरुत, शृणुत हवम् ।

३ उत वा यस्य वाजिनः अनु विप्रमतक्षत स गन्ता गोमति व्रजे ।

४ अस्य वीरस्य बर्हिषि सुतः सोमो दिविष्टिषु उक्थं मदश्च शस्यते ।

५ अस्य श्रोषन्तु आ भुवः विश्वा यश्चर्षणीः अभि सूरं चित् सस्रुषीः ।

હે મરૂત્ દેવો, તમે માણસોનું (કેટલી કાળજીથી) રક્ષણ કરો છો, તે જોઇને, ખરેખર અમે, તમને ઘણાં વર્ષોથી હવિ અર્પણ કરીએ છીએ. ૬

હે અત્યંત પૂજ્ય મરૂત દેવો, જેના હવિનો તમે સ્વીકાર કરો છો, તે માણસ, ખરેખર, ઘણોજ ભાગ્યશાળી છે. ૭

સત્યબળસમૃદ્ધ હે મરૂત્ દેવો, ભક્તજન તમારી સ્તુતિ કેટલા પરીશ્રમથી કરે છે, અને તમારી તરફ પ્રેમ રાખનાર ભાવિકોના મનમાં શી શી ઇચ્છા છે, તે તમને વિદિત જ છે. ૮

સત્યબળપરિપૂર્ણ હે મરૂત દેવો, તમે તમારા સામર્થ્યના યોગે તેની ખાત્રી કરી આપો, અને વિદ્યુતપ્રહારથી રાક્ષસોનો નાશ કરો. ૯

આ ઘોર અંધકાર દુર કરો, અને સર્વ દુષ્ટને કાઢી મૂકો. જે પ્રકાશની અમને ઇચ્છા છે તે પ્રકાશ પણ અમને આપો. ૧૦ (૧૨)

---

६ मरुत्, चर्षणीनां अवोभिः पूर्वीभिः शरद्भिः ददाशिम हि ।

७ प्रयज्यवः मरुत, यस्य प्रयांसि पर्षथ सः मर्त्यः सुभगः अस्तु ।

८ सत्यशवसः नरः शशमानस्य स्वेदस्य वा वेनत कामस्य विद ।

९ सत्यशवस महित्वना यूयं तत् आविः कर्त. विद्युता रक्षः विध्यत ।

१० गूहत तम गुह्यं विश्वं अत्रिणं वियात. यत् उश्मसि ज्योतिः कर्त ।

હમેશાં ઉત્તમ હવિ મેળવનાર તે મરૂતોએ સૌંદર્યની વૃદ્ધિને માટે તેજસ્વીપણું કો આપ્યું? તેમણે પ્રકાશનો લાભ કોને કરી આપ્યો, અને કોની પ્રશંસા[1] કરાવી? ચપળ નિર્ભય, તેમજ શસ્ત્રાસ્ત્ર ધારણ કરનાર, તે મરૂત્ દેવો પોતાના નિવાસસ્થાન તરફ ગયા. ૬(૧

## સૂક્ત ૮૮.

॥ ८८ ॥. ऋषि–रहूगणपुत्र गोतम । देवता–मरुत् ॥

હે મરૂત્ દેવો, પક્ષીની પાંખોમાફક અશ્વવાળા, ભરપુર આયુધોથી ભરેલા, અત્યં સ્તુતિપાત્ર થએલા, અને વિજળીના ચળકાટવાળા તમારા રથમાં બેસીને અહીં આવો યુક્તિપ્રયુક્તિમાં પ્રવિણ હે દેવો, (સર્વ લોકમાં) અત્યંત વિપુલ ગણાય તેવી પોષણસામગ્રી (તમારી) સાથે લઇને પક્ષીની માફક આ તરફ આવો. ૧

રથને પુરવેગથી ખેંચી[1] જનાર પોતાના તામ્ર વર્ણ અને પીત વર્ણના અશ્વોપર બેસીને તે કયા શ્રેષ્ઠ પુરૂષનું (ઘર) સુશોભિત કરવા જાય છે? (પોતાના હાથમાં) આયુધો ધારણ કરનાર આ (મરૂત્ દેવોનો સમુદાય) સુવર્ણમાફક આશ્ચર્યકારક કાંતિયુક્ત[2] દેખાય છે. આ (મરૂતોએ) પોતાના રથમાં વાટવાળાં[3] પૈડાથી વદારણ કરી છે. ૨

(જશથી) કોને સુશોભિત કરવા માટે તમારા શરીરપર શસ્ત્રાસ્ત્રો ચમકે છે? જેપ્રમાણે, લતાદિક આકાશમાં ઠોક ઉંચે કાઢે છે, તેપ્રમાણે, (તારા ભકતો) તારીપાસે ઉપર સ્તોત્રો મોકલે છે. મોટા વૈભવમાં જન્મ પામેલા, અને અત્યંત તેજયુક્ત હે મરૂત્ દેવો, તમાર માટેજ,—ખરેખર, તમારા શિવાય બીજા કોને માટે વારૂ?—આ ભક્તજન યજ્ઞપાષાણનું (સોમરસ કાઢવાનું) કામ ચાલુ કરે છે? 3

હે ગીધો, ઉદકવૃષ્ટિ[4] કરનાર સામર્થ્યવાળી આ દિવ્ય સ્તુતિની આસપાસ, તેમજ તમારી પણ આસપાસ (ઉજ્વલ પ્રકાશ આપનાર) દિવસો ભેગા થયા છે. સ્તુતિ કરનાર ગોતમો તેમના સ્તોત્રોથી, તેમને પાણી પીવા મળે એવી ઇચ્છાથી, પાણીના ઝરાઓ[5] ઉપર લાવ્યા. ૪

---

६ सुखादय धियसे धानुभि कं स मिमिक्षिरे? ते रश्मिभि. (कं स मिमिक्षिरे)? ते ऋक्वभि.[1] (कं स मिमिक्षिरे)? इष्मिण.[1] अभीरव वाशीमन्त[1] प्रियस्य मारुतस्य धाम्न विद्रे।

१ मरुत विद्युन्मद्भि स्वर्कै ऋष्टिमद्भि अश्वपर्णै रथेभि आ यात सुमाया वर्षिष्ठया इषा[1] वय न न. आ पप्तत।

२ अरुणेभि पिशङ्गै रथतूर्भि[1] अश्वै कं वरं यान्ति? स्वधितीवान्[1] रुक्म न चित्र. रथस्य पव्या[1] भूम जङ्घनत।

३ कं श्रिये वः तनूषु अधि वाशी? वना न मेधा[1] ऊर्ध्वा कृणवन्ते. सुजाता तुविद्युम्नास कं अद्रिं धनयन्ते? युष्मभ्य।

४ [illegible] इमां[1] वार्कार्यां देवीं धियं च अहानि परि आ अगु. ब्रह्म कृण्वन्त. गोतमास [illegible] उत्सधिं[1] ऊर्ध्वं नुनुद्र।

હે મરૂત્ દેવો તમે સુવર્ણચક્રધારી તથા લોખંડ જેવા મજબુત જડબાવાળા તેમજ સર્વત્ર સંચાર કરનાર વરાહ જેવા છો. તમારૂં દર્શન થતાં ગોતમોએ ગાયેલું" સ્તોત્ર એટલુ યશસ્વી હતું કે બીજું કોઈ સ્તોત્ર તેની બરોબરી" કરી શકે નહી. ૫

હે મરૂત્ દેવો, તમારા મનને સંતોષ" આપનારી આ સ્તુતિ તમારા (બીજા) ભક્તોની વાણીમાફક જ તમારૂં સ્તવન કરવામાટે ગવાય છે. તમારા હાથમાં વૈભવોનો ભંડાર હોવાથી ઉપાસકોએ તમારૂં સ્તવન કર્યું તે સ્વભાવિક" જ છે. ૬ (૧૪)

સૂક્ત ૮૯.

॥ ८९ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता-विश्वेदेव ॥

પ્રતિરોધ થવાને અશકય, કદીપણ પરાભવ ન પામનાર, (સર્વદા) વિજયશાળી અને કલ્યાણપ્રદ સામર્થ્ય અમને બધી તરફથી પ્રાપ્ત થાઓ. આથી જ, દેવો અમને ઉત્કર્ષ આપનાર તેમજ અમારૂં હમેશાં અવિશ્રાંત સંરક્ષણ કરનાર થશે. ૧

સરળતાગુણથી યુક્ત દેવોની કલ્યાણકારક કૃપા તેમજ તેમની ઉદારતા અમને પ્રાપ્ત થાઓ. દેવોની મિત્રાચારીનો લાભ અમને મળો,—અમારૂં જીવન દીર્ઘ કાલ સુધી કાયમ રહે એટલા માટે દેવો અમારૂં આયુષ્ય વધારે. ૨

ભગ, મિત્ર, અદિતિ, કોઇથી પણ ઇજા ન પામનાર દક્ષ, અર્યમા, વરૂણ, સોમ, અને બે અશ્વિનોને હું એક પુરાતન સ્તોત્ર ગાઇને નિમંત્રણ કરૂં છું. દયાળુ સરસ્વતી અમને સૌખ્ય અર્પણ કરે. ૩

---

५ मरुत., हिरण्यचक्रान् अयोदंष्ट्रान् विधावतः वराहून् व. पश्यन् यत् गोतमः ससृ " एतत् त्यत् योजन न अचेति"

६ मरुतः एषा स्या वः अनुभर्त्री" वाघतः वाणी न प्रति स्तोभति. गभस्त्योः स्वधां अनु आशां वृथा" अस्तोभयत् ।

१ अदब्धास. अपरीतासः उद्भिद. भद्राः क्रतवः नः विश्वत. आ यन्तु, यथा देवासः सद इत् न. वृधे [illegible]दिवे अप्रायुव.' रक्षितारः असन् ।

२ ऋजूयतां देवानां भद्रा सुमति. देवानां रातिः नः अभि निवर्तताम्. देवानां सख्य वयं उप सेदिम. [illegible] देवा नः आयुः प्र तिरन्तु ।

३ वय तान् भग, मित्र, अदिति, अस्रिध दक्ष, अर्यमण, [illegible] सोम, अश्विना, पूर्वया निविदा हूमहे. सुभगा सरस्वती नः मय.' करत् ।

વાયુ, તે હિતકારક ઔષધ અમારી પાસે લાવે. તે જ પ્રમાણે માતા પૃથ્વી તથા પિતા દ્યુલોક તે જ ઔષધ) લઈને આવે. સોમરસ તૈયાર કરનાર સુખદાયક યજ્ઞપાષાણુ તેમજ અશ્વિની દેવો પણ તે અમને લાવી આપે. હે સ્તુતિપાત્ર અશ્વિની દેવો, તમે અમારી પ્રાર્થના સ્વીકારો. ૪

બુદ્ધિને પ્રેરણા કરનાર તેમજ સ્થાવરજંગમ સર્વ વસ્તુપર અમલ ચલાવનાર તે સત્તાધીકારી દેવને અમે અમારૂં રક્ષણ કરવા બોલાવીએ છીએ. તેથી પૂષા અમારા વૈભવોમાં વધારો કરશે તેમજ અમને સુખશાંતિ આપશે, કારણ કે તે અજીત હોવાથી અમારૂં સંરક્ષણ તથા પરિપાલન કરનાર છે. ૫ (૧૫)

અતિશય વિખ્યાતિ પામેલો ઇન્દ્ર અમને ક્ષેમ આપે, સર્વજ્ઞ પૂષાદેવ પણ અમને ક્ષેમ આપે, જેના રથની વાટને કાંઇ પણ પ્રતિબંધ થતો નથી, તે તાર્ક્ષ્ય અમને ક્ષેમ આપે, અને **બૃહસ્પતિ** પણ અમને ક્ષેમ આપે. ૬

જેના અશ્વો ટપકાદાર છે, પૃશ્નિ જેની માતા છે, સર્વનું હિત કરવાને જે પ્રવૃત્ત છે અને યજ્ઞમાં હમેશા જે ગમન કરે છે, તે મરૂત્ દેવો, તેમજ, અગ્નિ જેની જીભ છે તથા જે સૂર્યનું નિરીક્ષણ કરનાર છે, તે મનુ વગેરે સર્વ દેવ, સર્વનું સંરક્ષણ કરી શકે તેવું તેમનું સામર્થ્ય સાથે, લઇને અત્રે આવે. ૭

હે યજ્ઞાર્હ દેવો, (તમારી કૃપાથી) અમારા કાન (વૃદ્ધાવસ્થામાં પણ) હમેશમાફક તીક્ષ્ણ રહેવાથી અમે બરાબર સાંભળી શકીશું, તેમજ આંખોથી જોઈ શકીશું. અમારા ગાત્રો, નિરોગી રહીને અને શારીરીક બળ સારી રીતે ટકીને, દેવોએ જે આયુષ્ય અમને આપ્યું હશે તેનો ઉપભોગ તેમનું સ્તવન કરતા કરતા અમે લઇશું. ૮

---

४ तत् मयोभु भेषज वात न. वातु तत् माता पृथिवी, तत् पिता द्यौः तत् मयोभुव. सोमसुतः ग्रावाण तत् अश्विना. धिष्ण्या युवं शृणुत ।

५ धियजिन्वं जगत. तस्थुष. पति ईशान त वयं अवसे हूमहे, यथा अदब्ध. पायु पूषा न. वेदसां वृधे स्वस्तये असत् ।

६ वृद्धश्रवाः इन्द्र. न. स्वस्ति, विश्ववेदाः पूषा न स्वस्ति, अरिष्टनेमि ताक्ष्यं न स्वस्ति, बृहस्पति न स्वस्ति दधातु ।

७ पृषदश्वाः, पृश्निमातर', शुभयावान , विदथेषु जग्मयः मरुत. अग्निजिह्वा सूरचक्षस मनव विश्वे देवा न अवसा इह आ गमन् ।

८ देवाः, कर्णेभिः भद्र शृणुयाम, यजत्राः, अक्षभि. भद्रं पश्येम. यत् आयु देवहित स्थिरैः अंगै. तनूभि तुष्टुवांसः वि अशेम ।

હે દેવો, અમને ફક્ત સો જ વર્ષનુ આયુષ્ય મળેલુ છે, તેમાથી પણ તમે અમારા શરીરમા ઘડપણ મૂકો છો, અને તેમા પણ (આજ) જે પુત્ર છે, તે (કાલે) બાપ થવાના છે. તે માટે, અમારી આયુષ્યદોરી વચમાથી તોડી નાખશો નહી. ૯

દ્યુલોક અદિતિ જ છે અ તરિક્ષ પણ અદિતિ જ છે. માતા, પિતા, પુત્ર પણ અદિતિ જ હોય છે. સર્વ દેવ તેમ જ પાચ જાતના માણસો પણ અદિતિ જ હોય છે, જે સવ પેદા થયેલુ છે તે પણ અદિતિ જ છે, તેમ જ જે કાઈ હવે પછી ઉત્પન્ન થવાનુ છે તે પણ અદિત જ છે ૧૦ (૧૬)

સૂક્ત ૯૦.

॥ ९० ॥ ऋषि रहूगणपुत्र गोतम । देवता-विश्वेदेव ॥

વરુણ, પ્રજ્ઞાવાન મિત્ર અને સર્વ દેવોસહવર્તમાન અર્યમા અમને સરળ માર્ગે લઈ જાઓ. ૧

વૈભવોનો સગ્રહ કરનાર તે દેવ, સ્વસામર્થ્યથી પોતાની સાવચેતીમા જરી પણ અતર ન પડવા દેતા, હમેશા તેના અનુશાસનોનુ રક્ષણ કરે છે ૨

મૃત્યુભયથી નિર્મુક્ત દેવોએ, દુષ્ટ લોકોનુ નિર્મૂલન કરીને, અમને તેમજ સર્વ માણસોને સૌખ્ય અર્પણ કરેલુ છે ૩

---

९ देवा शतम् इत् नु अन्ति, यत्र न तनूना जरस चक्र, यत्र पुत्रास पितर भवति. मन्तो मध्या न आयु मा रिरिषत ।

१० अदिति द्यौ, अदिति अ तरिक्ष, अदिति माता, स पिता, स पुत्र विश्वे देवा पञ्च जना अदिति, अदिति जात, अदिति जनित्व ।

१ वरुण, विद्वान् मित्र, देवै सजोषा अयमा ऋजुनीती न नयतु ।

२ वस्व वसवाना महोभि अप्रमूरा ते विश्वाहा व्रता रक्षन्त हि ।

३ द्विष अप बाधमाना अमृता त अस्मभ्य मर्त्येभ्य शर्म यसन. ।

વંદન કરવા યોગ્ય ઇન્દ્ર, મરૂત્, પૂષા તેમજ ભગ, અમારા કલ્યાણનો માર્ગ શોધી ૪
કાઢો.

પોતપોતાના માર્ગે ગમન કરનાર, હે પૂષા, અને વિષ્ણુ દેવો, અમારી પ્રાર્થના અમને ૫ (૧૭)
ઘણું કરીને ધેનુનો લાભ અપાવે એમ કરો, અને અમને સુખી રાખો.

જે નીતિનિયમોનું યોગ્ય પરિપાલન કરે છે, તેને માટે, વાયુ સંતોષદાયક રીતે વાય છે,
તેમજ, તેનેમાટે મીઠા પાણીની નદી પણ વહે છે. અમારામાટે, અમારા ઔષધી માધુર્ય ૬
યુક્ત થાઓ.

રાત્રિ તેમજ પ્રભાતકાળ આનંદદાયક થાઓ, તેમ જ દ્યુલોક અને રજોલોક પણ માધુર્યથી ૭
ભરેલા હો. અમારા પિતા દ્યુલોક પણ અમને સુખ દેનાર થાઓ.

અમારામાટે, વનસ્પતિ માધુર્યયુક્ત થાઓ, તેમ જ સૂર્ય પણ સુંદર થાઓ. ધેનુ અમને ૮
મીઠું દૂધ દેનાર થાઓ.

મિત્ર અમને સુખદાયક થાઓ, વરૂણ પણ અમને સુખદાયક થાઓ, અર્યમા પણ
અમને સુખદાયક થાઓ, ઇન્દ્ર અને બૃહસ્પતિ પણ અમને સુખદાયક થાઓ. અને અનેક ૯ (૧૮)
પ્રદેશોમાં ગમન કરનાર વિષ્ણુ પણ અમને સુખદાયક થાઓ

---

४ वन्यास इन्द्र मरुत, पूषा, भग न सुविताय पथ वि चियन्तु।

५ उत, प्रचरथ पूषन् विष्णो, न धिय गोअमाः, नः स्वस्तिमत कर्त।

६ ऋतायते वाता मधु, सिन्धव मधु क्षरन्ति, न ओषधी माध्वी सन्तु।

७ उत, नक्त उषस मधु, पार्थिवं रज मधुमत, न पिता द्यौ नः मधु अस्तु।

८ वनस्पति. न मधुमान्, सूर्यः न मधुमान्, गाव. न. माध्वीः भवन्तु।

९ मित्र नः शं, वरुण. अर्यमा। न शं भवतु इन्द्रः बृहस्पति न. शं, उरुक्रमः विष्णुः नः शं।

सूक्त ९१.

॥ ९१ ॥ ऋषि–रहूगणपुत्र गोतम । देवता–सोम ॥

હે સોમદેવ, તું અત્યંત પ્રજ્ઞાવાન્ અને વીચારશીલ છે. (સર્વ જગતને) તું જ સરળ માર્ગે પહોંચાડે છે. હે ઇન્દ્ર, તારા માર્ગદર્શકપણાને લીધે અમારા સુજ્ઞ બાપદાદાઓને દેવસમુદાય તરફથી ઉત્તમોત્તમ વૈભવોનો લાભ મળ્યો. १

હે સોમદેવ, તારા શરીરમાં અનેક સામર્થ્ય એકત્ર થવાથી તું સામર્થ્યવાન થયો. તું સર્વજ્ઞ હોઇને અનેક પ્રકારની શક્તિ તારા શરીરમાં વાસ કરી રહેલી હોવાથી તું શક્તિમાન બન્યો. તારા શ્રેષ્ઠપણાને લીધે અનેક પ્રકારનું બળ સંપાદન કરવાને તું શક્તિવાન્ થવાથી તારા શરીરમાં જોર આવ્યું. અનેક પ્રકારની ઉજ્વલ સંપત્તિ તને પ્રાપ્ત થવાથી તને વૈભવશાલીપણું મળ્યું. સર્વ મનુષ્યોપર તારી નજર છે. २

તું રાજા વરૂણ હોવાથી આ પૃથ્વીપર જે જે નિયમો પ્રચલિત છે તે સર્વ તારાજ છે. હે સોમ તારૂં નિવાસસ્થાન વિશાળ તેમજ ભવ્ય છે તું દેદીપ્યમાન પણ છે. હે સોમદેવ, તું મિત્રપ્રમાણે સર્વનો માનીતો છે, તેમજ અર્યમાપ્રમાણે સામર્થ્યવાન્ છે. ३

હે સોમરાજા, દ્યુલોક, પૃથ્વી, પર્વત, ઔષધી અને ઉદકોમધ્યે જે જે તારા નિવાસસ્થાન હોય તે સવ ઠેકાણે, તું ગુસ્સામુક્ત થઇને પ્રસન્ન મનથી અમારા આ હવિનો સ્વીકાર કર. ४

હે સોમ, તું જ (સર્વનો) દયાશીલ અધિપતિ છે, તું રાજા છે, તું વૃત્રનો વધ કરનાર છે. તું કલ્યાણકારક શ્રેષ્ઠ શક્તિ છે. ५ (१९)

---

१ सोम, त्वं प्र चिकित मनीषा; त्वं रजिष्ठं पन्थां अनु नेषि. इन्दो, तव प्रणीती नः धीराः पितरः देवेषु रत्नं अभजन्त ।

२ सोम, क्रतुभिः त्वं सुक्रतुः भूः, विश्ववेदाः त्वं दक्षैः सुदक्षः, महित्वा वृषत्वेभिः त्वं वृषा. नृचक्षाः द्युम्नेभिः द्युम्नी अभवः ।

३ व्रतानि त वरुणस्य राज्ञः. तु. सोम तव धाम बृहत् गभीरं. त्वं शुचिः असि, मित्रः न प्रियः. सोम अर्यमा इव दक्षाय्यः असि ।

४ राजन् सोम, या ते धामानि दिवि, या पृथिव्यां, या पर्वतेषु, ओषधीषु, अप्सु, तेभिः विश्वैः अहेळन् सुमनाः हव्या गृभाय ।

५ सोम, त्वं सत्पतिः असि, त्वं राजा उत वृत्रहा, त्वं भद्रः क्रतुः असि ।

હે સોમ, અમે અમારા આયુષ્યનો ઉપભોગ લઇએ એવી તું જો ઇચ્છા કરીશ તો અમારૂં ('વત્રમાં) મરણ થશે નહી. તું જંગલમાંના વૃક્ષોનો માલીક છે અને તને સ્તુતિ પ્રિય છે. ૬

હે સોમ, તારા નીતિનિયમ પાળનાર ભક્તોને, તે જુવાન અથવા વૃદ્ધ હોય તો પણ તું સૌખ્ય અર્પણ કરે છે. તેના આયુષ્યની વૃદ્ધિ કરવામાટે તું તેને ઉત્તમ સામર્થ્ય આપે છે. ૭

હે સોમરાજા, પાપી માણસોથી તું અમારૂં ચોતરફથી રક્ષણ કર. તારા સંરક્ષણ નીચે રહેલા તારા ભક્તનો નાશ થાય, તે વાજબી નથી ૮

હે સોમ, તને હવિ અર્પણ કરનાર ભક્તોના સંરક્ષણમાટે, જે જે સુખપરિણામી સાધનો તેં સજ્જ કરી રાખ્યા હોય, તે સર્વ લઇને અમારૂં સંરક્ષણ કર. ૯

આ યજ્ઞ તેમજ આ સ્તુતિનો સ્વીકાર કરતાં અહીં આવ. હે સોમ, તું અમને આબાદી આપનાર થા.

૧૦ (૨૦)

---

६ सोम, त्वं च नः जीवातुं वशः न मरामहे प्रियस्तोत्रः, वनस्पतिः।

७ सोम, ऋतायते, यूने महे, त्वं भगं, जीवसे दक्षं दधासि।

८ सोम राजन्, अघायतः त्वं नः विश्वतः रक्ष त्वावतः सखा न रिष्येत.

९ सोम, याः ते मयोभुवः ऊतयः दाशुषे सन्ति, ताभिः नः अविता भव।

१० इमं यज्ञं, इदं वचः जुजुषाणः उपागहि सोम, त्वं नः वृधे भव।

હે સોમ, સ્તુતિ કેમ કરવી, તેનું જ્ઞાન સંપાદન કરીને અમે તને સ્તોત્રથી સંતુષ્ટ કરીએ છીએ, તેથી તું પ્રસન્ન અંતઃકરણથી અમારી પાસે આવ. ૧૧

હે સોમ, તું અમારા વૈભવોમાં વૃદ્ધિ કર, હમારા રોગો દૂર કર, અમને સંપત્તિ આપ, અમારા ઘરમાં ધનધાન્યની વૃદ્ધિ થવા દે, અને તું અમારો ઉત્તમ મિત્ર થા. ૧૨

હે સોમ, જેપ્રમાણે મનુષ્ય પોતાના ઘરમાં આનંદી હોય છે અથવા ઘાસ જોઇને ગાય સંતુષ્ટ થાય છે, તેપ્રમાણે, તું અમારા અંતઃકરણમાં સંતોષ ઉત્પન્ન કર. ૧૩

હે સોમ જે મનુષ્ય તારી મિત્રતામાં આનંદ માને છે, તેનાજ સહવાસની સામર્થ્યવાન્ અને પ્રજ્ઞાવાન્ લોક ઇચ્છા કરે છે. ૧૪

હે સોમ, નિંદાથી અમારો બચાવ કર અને પાપીઓથી અમારૂં સંરક્ષણ કર. અમને સૌખ્ય ઉત્પન્ન કરીને તું અમારો ઉત્તમ સ્નેહી હો. ૧૫ (૨૧)

---

११ सोम, वचोविदं गीर्भिः त्वा वर्धयामः सुमृळीकः न आ विश ।

१२ सोम, गयस्फानः, अमीवहा, वसुवित्, पुष्टिवर्धनः, नः सुमित्रः भव ।

१३ सोम, रारन्धि नः हृदि गावः यवसेषु न, मर्यः इव स्वे ओक्ये ।

१४ सोम देव, यः मर्तः तव सख्ये रारणत्, तं दक्षः कविः सचते ।

१५ सोम, अभिशस्तेः नः उरुष्य, अंहसः नि पाहि नः सुशेवः सखा एधि ।

હે સોમ, તું વૃદ્ધિંગત" થા. ચારે તરફથી સામર્થ્યનો પ્રવાહ તારી પાસે ચાલુ હો. જ્યાં અનેક પરાક્રમ એકત્ર હોય ત્યાં તારો વાસ થવા દે. ૧૬

અત્યંત આનંદ" આપનાર હે સોમ, તું તારા સર્વ પ્રકાશકિરણોથી વૃદ્ધિંગત થા. તારી મનોહર કીર્તિ સર્વત્ર વિદિત છે, અને તું અમારો પ્રેમાળ સ્નેહી છે, તેથી તું અમને આબાદી મેળવવા દે. ૧૭

દુષ્ટોનો" પરાભવ કરનાર (હે સોમ,) આ જગતમાં જેટલું દુધ છે, તે સર્વ તારી પાસે આવે, સર્વ સામર્થ્ય તને પ્રાપ્ત થાય અને સર્વ શક્તિનો પ્રવાહ તારી તરફ વળે. હે સોમ, તારૂં અમરપણું સ્થાપન કરવામાટે અભિવૃદ્ધિ મેળવીને દ્યુલોકમાં ઉત્તમ કીર્તિ સંપાદન કર. ૧૮

તારા જે નિવાસસ્થાનોની (સર્વ લોક) હવીથી પૂજા કરે છે, તે સર્વ, અમારી ઉપર દરેક રીતે કૃપાદૃષ્ટી રાખે. હે સોમ, અમારા વૈભવોની વૃદ્ધિ કરતા, અમારાપર દાનશૂરતા ધારણ કરતા, તમારૂં વીર્ય ગજવતા, અને જે બીકણ છે તેનો નાશ કરતા, તું અમારા ઘરતરફ" આવવાને પ્રવૃત્ત થા. ૧૯

જે સોમને હવિ અર્પણ કરે છે, તેને સોમ, ધેનુ તેમજ ઝડપથી દોડનાર ઘોડા આપે છે. અને સ્વકર્તવ્યમાં કાળજી ધરાવનાર, ઘરોની ખબર લેનાર, યજ્ઞકર્મમાં ગફલત ન કરનાર, સમાજમાં પ્રતિષ્ઠિતપણે ચાલનાર અને પોતાના પિતાની કીર્તિ વધારનાર, શૂર પુત્રોની પ્રાપ્તિ કરી આપે છે. ૨૦ (૨૨)

---

१६ सोम, आ प्यायस्व," ते वृष्ण्य विश्वतः स एतु वाजस्य सगथे भव ।

१७ मन्दितम" सोम, विश्वेभिः अंशुभिः आ प्यायस्व. सुश्रवस्तमः सखा न. वृधे भव ।

१८ अभिमातिसह." सोम, पयांसि ते सं (यन्तु), वाजाः सं यन्तु, वृष्ण्यानि सं (यन्तु). अमृताय आप्यायमानः दिवि उत्तमानि श्रवांसि धिष्व ।

१९ या ते धामानि हविषा यजन्ति ता ते विश्वा यज्ञं परिभूः अस्तु. सोम, गयस्फानः, प्रतरणः, सुवीरः, अवीरहा, दुर्यान्" प्र चर ।

२० य. अस्मै ददाशत्, सोमः धेनुं, सोमः आशुं अर्वन्तं, सोमः कर्मण्यं, सदन्यं, विदथ्यं, सभेयं पितृश्रवणं, वीरं ददाति ।

હે સોમ, યુદ્ધમાં અજીત, સંગ્રામમાં સહાયકારક, સ્વર્ગમાંથી ઉદક આણનાર, સંકટ
વખતે સંરક્ષણ કરનાર, યજ્ઞમાં પ્રગટ થનાર, ઉત્તમ મંદિરમાં રહેનાર, ઉત્તમ કીર્તિયુક્ત
અને હમેશા વિજયી થનાર તને જોઈને અમે ખુશી થઈશું. २१

હે સોમ, આ સર્વ વનસ્પતિ તેં ઉત્પન્ન કરી છે, તેં પાણી ઉત્પન્ન કર્યું છે, તેં ધેનુ
ઉત્પન્ન કરી છે. વિશાળ અંતરિક્ષ તેં સર્વત્ર ફેલાવ્યું છે અને પ્રકાશના યોગે તેં અંધકા-
રનો નાશ કર્યો છે. २२

હે સામર્થ્યવાન્ સોમદેવ, અમારામાટે સંપત્તિની ભરપૂર ભરતી કરવા માટે તારા દિવ્ય
અંતઃકરણમાં જેટલી કાળજી હોય તેટલી કાળજીથી યુદ્ધ કર. તને કોઈપણ પ્રતિબંધ ન કરે.
(સર્વ) સામર્થ્યનો માલીક તું જ છે. ધેનુપ્રાપ્તિમાટે યુદ્ધ ચાલેલું હોય તે વખતે, બન્ને
પક્ષોને તું તારૂં તેજ બતાવ. २३ (२३)

સૂક્ત ૯૨.

॥ ९२ ॥ ऋषि–रहुगणपुत्र गौतम । देवता–उषा ॥

આ (જગપ્રસિદ્ધ) ઉષાએ પોતાનું નિશાન ફરકાવ્યું છે. અંતરિક્ષના પહેલા અર્ધા
ભાગમાં તે પોતાના સુંદર કિરણો ફેંકે છે. પોતાના શસ્ત્રો અણીદાર કરનાર (શૂર) યોદ્ધા-
પ્રમાણે, પોતાનું ઉજ્વલ તેજ પ્રગટ કરતા આ માતા—આ ધેનુ—અહીં આવવા લાગ્યા છે. १

---

२१ सोम, युत्सु आषाळ्हं, पृतनासु पप्रिं अप्सां स्वर्षां, वृजनस्य गोपां, मरेषुजां, सुक्षितिं, सुश्रवसं जयन्तं त्वा अनु मदेम ।

२२ सोम, त्वं इमाः विश्वाः ओषधीः, त्वं अपः, त्वं गाः अजनयः, त्वं उरु अन्तरिक्षं आ ततन्थ. त्वं ज्योतिषा तमः वि ववर्थ ।

२३ सहसावन् देव सोम, देवेन मनसा, नः रायः भागं अभि युध्य. त्वा मा आतनत्, वीर्यस्य ईशिषे. गोइष्टौ उभयेभ्यः प्र चिकित्स ।

१ एताः त्याः उषसः केतुं अक्रत. रजसः पूर्वे अर्धे भानुं अञ्जते. धृष्णवः आयुधानि इव निष्कृण्वानाः अरुषीः गावः मातरः प्रति यन्ति ।

તેનાં રક્તવર્ણ કિરણો સહેલાઈથી ઉપર ફૂદતા આવે છે. રથને જોડતાં કદીપણ ત્રાસ દેનાર ઉજ્વળ પ્રકાશમાન ગાય તેણે (પોતાના રથને) જોડેલી છે. પ્રથમમાફક (આજપણ સર્વ જગપર પ્રકાશ પાડવાનો) વિચાર ઉષાએ કર્યો છે. તે ઉજ્વળ ઉષાએ ઝગઝગાટ તેજ ધારણ કર્યું છે. 1 2

સદાચારી, ઉત્તમ હવિ અર્પણ કરનાર અને સોમરસ તૈયાર કરી રાખનાર પોતાના ભક્ત માટે તેના ગુજરાનજોગ પુરતી સંપત્તિ હમેશાં લઈને આવનાર, આ સુવર્ત્તિ, ઘણા દૂરના પ્રદેશમાંથી એક રથમાં આવીને, મોટા આવેશથી, જાણે કે તે કેટલી પરાક્રમી છે તે બતાવે છે. 3

જેપ્રમાણે એકાદી નટી (જુદા જુદા) વેષ ધારણ કરે છે, તેપ્રમાણે આ (ઉષા) પણ (જુદા જુદા) રૂપ લઈને આવે છે. જેપ્રમાણે, ધેનુ પોતાના આંચળ સર્વની નજરે પડવા દે છે, તેપ્રમાણે, આપણુ પોતાના વક્ષસ્થળ ખુલ્લા રાખે છે. જેપ્રમાણે ગાય પોતાનો વાડો ઉઘાડો મૂકી જાય છે, તેપ્રમાણે સર્વ જગતને પ્રકાશ આપનાર આ ઉષાએ પણ અંધકારને ઉઘાડો મૂકી દીધો છે. ૪

તેનો ઉજ્વળ પ્રકાશ દેખાવા લાગ્યો છે. તે સર્વત્ર ફેલાતો હોવાથી ઘાડા અંધકારનો નાશ કરે છે. જેપ્રમાણે, યજ્ઞમાં યજ્ઞસ્તંભને શણગારે છે, તેપ્રમાણે, આણે પણ પોતાનું શરીર શણગાર્યું છે, અને આ દ્યુલોકદુહિતા આશ્ચર્યકારક પ્રકાશ પોતાની સાથે લઈ આવી છે. ૫(૨૪)

આ અંધકારમાંથી અમે બાહેર આવ્યા. આ (જુઓ) ઉષા પોતાનો પ્રકાશ પાડીને પોતાનો હેતુ પ્રદર્શિત કરે છે. આ દીપ્તિમાન્ ઉષાએ કવિતાપ્રમાણે સૌંદર્ય ધારણ કરેલું હોવાથી તેનું મુખ હસતું જણાય છે. પોતાના અત્યંત મનોહર સ્વરૂપમાં તે (અમારા ઉપર) કૃપા કરવામાટે આવી છે. ૬

---

२ अरुणा. भानवः वृथा उत अपप्तन्. स्वायुज. अरुषीः गाः अयुक्षत. पूर्वथा उषसः वयुनानि अक्रन्. अरुषीः रुशन्तं भानु अशिश्रयुः

३ सुकृते सुदानवे सुन्वते यजमानाय विश्वा इत अह इष वहन्ती नारीः परावतः समानेन योजनेन विरिभि. अपसः न अर्चन्ति ।

४ नृतूः इव पेशांसि अधि वपते उस्रा इव बर्जहं वक्षः अप ऊर्णुते. विश्वस्मै भुवनाय ज्योतिः कृण्वती उषाः, गावः व्रजं, न तमः वि आवः ।

५ अस्याः रुशत् अर्चि. प्रति अदर्शि. वि तिष्ठते. अधं कृष्णं बाधते. विदथेषु स्वरुं न पेशः अंजन्. दिवः दुहिता चित्रं भानुं अश्रेत् ।

६ अस्य तमसः पारं अतारिष्म. उषाः उच्छन्ती वयुना कृणोति विभाती छन्दः न श्रिये स्मयते. सुप्रतीका सौमनसाय अजीगः ।

દેદીપ્યમાન, તેમજ સત્ય અને માધુર્યની સ્ફુર્તિ કરનારી દ્યુલોકકન્યાનું ગોતમોએ સ્તવન કરેલું છે. હે ઉષાદેવી, અમને સંતતિ તેમજ શૂર લોકનો લાભ દેનાર, અશ્વના યોગે દૃગ્ગોચર થનાર, અને મુખ્યત્વે કરીને ધેનુની પ્રાપ્તિ કરાવનાર, સામર્થ્ય તું અમને આપે છે. ૭

સામર્થ્યથી જન્મ પામીને આશ્ચર્યકારક પરાક્રમ" અને કીર્તિ પ્રકટ કરતી, અત્યંત ઉજ્વલ તેજથી પ્રકાશિત, હે દયાશીલ ઉષાદેવિ, (તારી કૃપાથી) વીર પુરૂષો અમારી નોકરીમાં હોય એવી કીર્તિ મને પ્રાપ્ત થશે, તેમ જ નોકરચાકરોની વિપુળતાવાળો, અને (અશ્વશાળામાં અનેક) અશ્વો હોવા છતાં એકદમ ઓળખી શકાય તેવો વૈભવ મને ભોગવવા મળશે. ૮

સર્વ જગતપર (એક વખત) નજર ફેંકીને આ દેવી તેની દૃષ્ટિ પાછી ફેરવે છે અને (પછી) ઉજ્વળ પ્રકાશ પાડવા લાગે છે. સર્વ જીવોને (તેમના) સંચારાર્થે જાગૃત કરીને આ દેવીએ, અખિલ કલ્પનાવાળા" કવીઓનું સ્તવન સંપાદન કરી લીધું છે. ૯

ફરીફરી જન્મ લેવા છતાં પણ જે પુરાતન એટલે પ્રસિદ્ધ છે, જે પોતાને એક જ રંગના વસ્ત્રોથી શણગારે છે, અને કુતરાઓનો" વધ કરવામાટે તેના ઉપર હત્યાર ચલાવનાર" અને તેથી ભય ઉત્પન્ન" કરનાર હિંસક માણસ પ્રમાણે જે (સર્વના આયુષ્યની) હાનિ કરે છે. તે (ઉષા) દેવી, માણસોના આયુષ્યનું હરણ કરતી (અહીં ઉભી છે.) ૧૦ (૨૫)

દ્યુલોકની હદસુધી પ્રકાશ પાડતી તે જાગૃત થઈ છે. પોતાની બેહેન (જે રાત્રી) તેનેપણ તે દૂર" ધાલી દે છે. માણસોના આયુષ્યની અવધિ ઓછી ઓછી કરતી આ યુવતિ, પોતાના વલ્લભની કાન્તિયુક્ત થઈને (અહીં) પ્રકાશિત છે. ૧૧

---

७ भास्वती सूनृतानां नेत्री दिवः दुहिता गोतमेभि. स्तवे. उष, प्रजावतः, नृवत, अश्वबुध्यान्, गोमतान् वाजान् उप मासि ।

८ वाजप्रसूता या सुदससा" श्रवसा बृहन्त विभासि सुभगे उष, त सुवीर यसम दासप्रवर्गं अश्वबुध्य रयिं अश्याम् ।

९ विश्वानि भुवना अभिचक्ष्य देवी चक्षु प्रतीची उर्विया वि भाति. विश्व जीव चरसे बोधयन्ती विश्वस्य मतायोः" वाचं अविदत् ।

१० पुन. पुन. जायमाना पुराणी, समानं वर्णं अभि शुम्भमाना, कृत्नु." विज " श्वघ्नी" इव आ मिनाना देवी मर्तस्य आयु जरयन्ती ।

११ दिवः अन्तान् वि ऊर्ण्वती अबोधि. स्वसारं सनुतः" अप युयोति. मनुष्या युगानि प्रमिनती योषा जारस्य योषा वि भाति ।

જેપ્રમાણે સમુદ્ર પોતાના પાણીનું પ્રદર્શન માંડે છે, તેપ્રમાણે સર્વ પશુઓને (બહેર મેદાનમાં લાવીને) જાણે કે તેનું પ્રદર્શન માંડતી હોય તેવી રીતે આ કૃપાશીલ પણ આશ્ચર્યકારક પ્રકાશથી સુશોભિત ઉષા દૂર" સુધી પ્રકાશિત" થઈ છે. દેવોની આજ્ઞાનો કદીપણ ભંગ ન થવા દેતાં સૂર્યના કિરણોથી પ્રકાશનારી આ ઉષા અહીં દેખાય" છે. १२

હે સામર્થ્યવાન્ ઉષાદેવિ, જેથી અમને સંતતિ તેમજ તેમના વંશજોનો લાભ મળે તેવું દુર્લભ ભાગ્ય અમને પ્રાપ્ત થાય તેમ કર. १३

સત્ય અને માધુર્યથી સંપૂર્ણ ભાષણ કરનાર, તેમજ ધેનુ અને અશ્વોવાળી હે ઉષાદેવિ, અમને વૈભવ પ્રાપ્ત થવામાટે તારો (મંગળ) પ્રકાશ અમારીઉપર પાડ. १४

સામર્થ્યસંપન્ન હે ઉષાદેવિ, ખરેખર તારા રક્ત વર્ણના અશ્વો આજ જોડ અને તમામ સૌખ્ય અમારીપાસે લઈ આવ. १५ (२६)

શત્રુનો નાશ કરનાર હે અશ્વિની દેવો, અમારૂં ઘર" ધેનુ અને સુવર્ણથી સુશોભિત કરવામાટે, તમે એકમત થઈને તમારા રથ ત્યાં લઈ આવો. १६

---

१२ सिन्धुः न क्षोद पशून् न प्रथाना सुभगा चित्रा उर्विया" वि अश्वैत्". दैव्यानि व्रतानि अमिनती सूर्यस्य रश्मिभिः दृशाना चेति"।

१३ वाजिनीवति उषः येन तोकं च तनयं च धामहे तत् चित्रं अस्मभ्यं आ भर।

१४ सूनृतावति गोमति अश्ववति विभावरि उषः अद्य इह अस्मे रेवत् वि उच्छ।

१५ वाजिनीवति उषः, अद्य अरुणान् अश्वान् युक्ष्व हि. अथ विश्वा सौभगानि नः आ वह।

१६ दस्रा अश्विना, समनसा रथं अस्मत् वर्तिः" गोमत् हिरण्यवत् अर्वाक् नि यच्छतं।

હે અશ્વિન દેવો, અમારામાટે (પુષ્કળ) સામર્થ્ય" અહીં લઈ આવો. આ (સર્વ) લોકને માટે પ્રશંસાયોગ્ય" (ઉજ્વલ) તેજ તમે જ દ્યુલોકમાંથી આપ્રમાણે લાવ્યા. ૧૭

સૌખ્યની પ્રાપ્તિ કરી આપનાર, શત્રુનો નાશ કરનાર અને સુવર્ણમય" માર્ગ ઉપરથી ગમન કરનાર, બન્ને (અશ્વિનીદેવો) પ્રભાત કાળે જ જાગૃત થનારા દેવોને સોમપાનમાટે અહીં લઈ આવે. ૧૮ (૨૭)

## સૂક્ત ૯૩.

॥ ९३ ॥ ऋषि–रहुगणपुत्र गोतम । देवता–सोम ॥

હે સામર્થ્યવાન્ અગ્નિ અને સોમદેવો, મારી હાંક બરાબર સાંભળો, મારા સુંદર સ્તોત્રોનો સ્વીકાર કરો અને તમને હવિ અર્પણ કરનાર તમારા ઉપાસકોને સૌખ્ય અર્પણ કરનાર થાઓ. ૧

હે અગ્નિ અને સોમદેવો, જે આજ સ્તોત્ર ગાઈને તમારી ભક્તિ કરે છે, તેને એવા ઉત્તમ શૌર્યની પ્રાપ્તિ કરી આપો કે, તે યોગે તેને સુંદર અશ્વનો લાભ થાય અને તેની ધેનુની સંખ્યામાં પણ વધારો થાય. ૨

---

१७ अश्विना, यौ जन्मय श्लोक" ज्योति दिव इत्था आ चक्रथु, युव न ऊर्ज" आ वहत ।

१८ मयोभुवा, दस्रा, हिरण्यवर्तनी," देवा उषर्बुध सोमपीतये इह आ वहन्तु ।

१ वृषणा अग्नीषोमौ इम मे हव सु शृणुत, सूक्तानि हर्यत, दाशुषे मय भवत ।

२ अग्नीषोमा यः अद्य इद वच वा सपर्यति तस्मै गवा पोष स्वश्व्य सुवीर्यं धत्त ।

३ अग्नीषोमा य आहुति य. वा हविष्कृति दाशात स प्रजया सुवीर्य विश्व आयु वि अश्नवत् ।

હે અગ્નિ અને સોમદેવો, જે (ભક્ત) તમને આહુતિ અર્પણ કરે છે અથવા તમને ઉદ્દેશીને યજ્ઞ કરે છે, તેને ઉત્તમ સંતતિ અને શૌર્ય પ્રાપ્ત થાઓ અને તેને પૂર્ણ આયુષ્યનો ઉપભોગ મળો. 3

હે અગ્નિ અને સોમ દેવો, જ્યારે તમે પણીએ ઘણીજ કાળજીથી એકઠું કરી રાખેલું ધન–એટલે ગાય–નું હરણ કર્યું, તેમ જ તમે બૃસયના બાકી રહેલા (અનુચરો) નો પરાભવ કર્યો અને અનેકના હિતમાટે તમે એકજ (દેદીપ્યમાન) જ્યોતિ લઈ આવ્યા, ત્યારે તમારૂં તે વીર્ય સર્વને વિદિત થયું. ૪

હે સોમ, તું અને અગ્નિ, બન્ને સામર્થ્યવાન હોવાથી, તમે બન્નેએ તે (નક્ષત્રરૂપી) જ્યોતિની દ્યુલોકમાં સંસ્થાપના કરી. હે અગ્નિ અને સોમદેવો, બંધનમાં રહેલી હોવાથી અમંગળ ઠપકા પાત્ર (સર્વ) નદીઓને તમે તે નિંદામાંથી છોડાવી. ૫

તમારા બેપૈકી એકને માતરિશ્વા દેવ, દ્યુલોકમાંથી અહીં લાવ્યો, અને બીજાને શ્યેન પક્ષી પર્વતમાંથી મન્થનવડે ઉત્પન્ન કરીને લઈ આવ્યો. હે અગ્નિ અને સોમદેવો, તમે સ્તુતિ સ્તોત્રના યોગે આનંદીત થઈને યજ્ઞકર્મની સિદ્ધતા માટે જગતને વિસ્તીર્ણતા આપી. ૬ (૨૮)

હે અગ્નિ અને સોમદેવો, આ (તમારા માટે અહીં) હવિ તૈયાર છે, તેનો સ્વાદ લો, તેનો સ્વીકાર કરો; હે પરાક્રમી દેવો, તે સ્વાદિષ્ટ જાણીને લો. તમે અમારૂં કલ્યાણ અને રક્ષણ કરનાર થાઓ; તમારા શરણુ થનાર ભક્તોને, તમે જે સૌખ્ય અર્પણ કરો છો, તે જ યજ્ઞ કરનાર ઉપાસકોને પણ અર્પણ કરો. ૭

હે અગ્નિ અને સોમદેવો, જે ઉપાસક હવિ અર્પણ કરીને અથવા અન્તઃકરણથી ભક્તિ કરીને ઘીથી તમારૂં પૂજન કરે છે, તેના સત્કર્મોનું તમે રક્ષણ કરો અને સંકટમાંથી તેને બચાવો. સર્વ લોક તમારી પ્રજા છે, માટે તેને પણ તમે ઉત્તમ સુખ અર્પણ કરો. ૮

---

४ अग्नीषोमा, यत् पणिं अवसं गा अमुष्णीत बृसयस्य शेष. बहुभ्य. एक ज्योतिः अविन्दत तत् वा वीर्यं चाति।

५ सोम, अग्नि च युवं एतानि रोचनानि दिवि अधत्त अग्नीषोमौ गृभीतान् सिन्धून् अवद्यात् अमुञ्चत।

६ अन्य मातरिश्वा दिव. आ जभार अन्य श्येन अद्रेः परि अमथ्नात अग्नीषोमा ब्रह्मणा वावृधाना यज्ञाय उरुं चक्रथुः।

७ अग्नीषोमा, प्रस्थितस्य हविष वीतं हर्यतं, वृषणा, जुषेथां सुशर्माणा स्ववसा भूत हि अथ धत्त यजमानाय शं।

८ अग्नीषोमा, य. हविषा सपर्यात्, य. देवद्रीचा मनसा घृतेन तस्य व्रत रक्षत, अंहसः पातं, जनाय विशे मह शर्म यच्छत।

હે અગ્નિ અને સોમ દેવો, તમને સર્વ વિદિત હોવાથી અને (અમે) તમને બન્નેને
સાથે જ હાંક મારતા હોવાથી, અમારા સ્તોત્ર ઉપર ભાવ રાખો. દેવસમુદાયમા તમે એકદમ ૯
પ્રકટ થયા.

હે અગ્નિ અને સોમ દેવો, જે ઘીથી તમને (હવિ) અર્પણ કરે છે તેનેમાટે ઉત્તમ ૧૦
સંપત્તિ લઇને તમે સુપ્રકાશિત થાઓ.

હે અગ્નિ અને સોમદેવો, તમે આ હવિનો પ્રેમથી સ્વીકાર કરો અને બન્ને અમારી ૧૧
પાસે આવો.

હે અગ્નિ અને સોમદેવો, અમારા અશ્વોના ભરણપોષણની સારી તજવીજ કરો—અને
જેના (દૂધ) થી અમે હવિ તૈયાર કરીએ છીએ તે અમારી ગાય વૃદ્ધિ પામો. અમે તમને
આહુતિ અર્પણ કરીએ છીએ, માટે અમને અનેક પ્રકારનું શારીરિક બળ આપો અને ૧૨ (૨૯) (૧૪)
અમારા યજ્ઞની કીર્તિ દૂર સુધી જાય એમ કરો.

અનુવાક ૧૫.

સૂક્ત ૯૪.

॥ ९४ ॥ ऋषि-रहूगणपुत्र गोतम । देवता—अग्नि ॥

(સન્માનને) યોગ્ય અને સર્વજ્ઞ (અગ્નિદેવ) ને આપણે, જેપ્રમાણે એકાદ (માણસ) ને
રથ લાવી આપીએ, તેપ્રમાણે આ સ્તોત્ર અંતઃકરણપૂર્વક અર્પણ કરવું જોઇએ. ખરેખર
તેની કૃપાશીલ બુદ્ધિ સર્વ લોક કરતા અમારા ઉપર ઘણી અનુકૂળ છે. હે અગ્નિદેવ, ૧
અમે તારી સાથે મિત્રાચારી કરી હોવાથી, અમારો નાશ થવા દઇશ નહી.

---

९ अग्नीषोमा, सवेदसा सहूती गिर वनत; देवत्रा स बभूवथु ।

१० अग्नीषोमा, य वा अनेन घृतेन दाशति तस्मै बृहत् दीदयत ।

११ अग्नीषोमा, इमा नि न हव्या युव जुजोषत सचा न उप यात । अस्मे बलानि धत्त, न

१२ अग्नीषोमा, न अर्वत पिपृत, हव्यसूद उस्रिया आ प्यायता मघवत्सु
अध्वर श्रोष्टमन्त कृणुत ।

१ अहत जातवेदस इम स्तोम रथ इवि मनीषया स महेम भद्रा हि न प्रमतिर् अस्य ससदि अग्ने, तव
सख्ये वय मा रिषाम ।

જેનેમાટે તું યજ્ઞ સંપાદન કરે છે, તેના મનોરથ પૂર્ણ થાય છે. તેની પાસે અર્થ ન હોય તોપણ (પરાભવ ન પામતાં) તે રહી શકે છે. તે ઉત્તમ શૌર્ય સંપાદન કરે છે. અભિવૃદ્ધિ પણ તેને પ્રાપ્ત થઇ જ (એમ સમજવું). કોઈપણ સંકટ તેને હેરાન કરતું નથી. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી, અમારો નાશ થવા દઇશ નહી. २

તને પ્રજ્વલીત કરવાનું સામર્થ્ય અમને (ઉચિત) પ્રાપ્ત થશે. તું અમારી પ્રાર્થના સફળ કર. તને અર્પણ કરેલા હવિની જ (સર્વ) દેવ સેવા કરે છે. તું આદિત્યોને (અહીં) લઈ આવ. તેનાપર અમારો ઘણો પ્રેમ છે. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઇશ નહી. ૩

અમે તને બળતણ અર્પણ કરીશું અને દરેક પર્વમાં તને પ્રદીપ્ત કરીને હવિ આપીશું. અમારૂં આયુષ્ય વધે, માટે તું અમારી પ્રાર્થના પુરેપુરી સફળ કર. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઇશિ નહી. ४

આ સર્વ લોકનો સંરક્ષક છે. આના જ પ્રતાપથી માણસો તેમજ પશુ પક્ષીઓ રાત્રે સંચાર કરી શકે છે. તું ઉષાનો આશ્ચર્યકારક તેમજ શ્રેષ્ઠ (કીર્તિ) ધ્વજ છે. અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઇશિ નહી. ૫ (૩૦)

તું નાયક છે, (હવિ અર્પ કરનાર) તું પુરાતન કાલનો હોતા છે, તું (યજ્ઞમાં) પોતાનો અમલ ચલાવનાર તેમ જ યજ્ઞને પવિત્રતા આપનાર છે. જન્મથી જ તું યજ્ઞનો અધિકારી છે. હે બુદ્ધિશાલી (અગ્નિદેવ,) તું પ્રજ્ઞાવાન્ હોવાથી, ઋત્વિજના સર્વ કાર્ય (સહેલાઈથી) સંભાળી લે છે. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઇશ નહી. ६

---

२ यस्मै त्वं आ यजसे स साधति, अनर्वा क्षेति, सुवीर्यं दधते, स तूताव', एनं अंहतिः' न अश्नोति अग्ने, त०। सख्ये वयं मा रिषाम।

३ त्वा समिधं शकेम, धियः साधय, त्वे आहुतं देवाः अदन्ति. त्वं आदित्यान् आ वह, तान् हि उश्मसि।

४ इध्मं भराम पर्वणापर्वणा चितयन्त. वयं ते हवींषि कृणवाम जीवातवे' धियः प्रतर साधय।

५ विशां गोपाः, यत् द्विपत् उत च चतुष्पत् जन्तवः अक्तुभिः अस्य चरन्ति. उषसः महान् चित्रः प्रकेत.' आसि।

६ त्वं अध्वर्युः उत पूर्व्यः होता, प्रशास्ता, जनुषा पोता', पुरोहितः असि धीर विद्वान् विश्वा आर्त्विज्या पुष्यसि।

હે અગ્નિદેવ, તું દરેક બાજુએથી સરખો સુંદર દેખાય છે. દૂર હોવા છતાં તું પાસે હોય તેમજ ઘણા ચકચકીત તેજથી તું ચળકે છે. હે દેવ, રાત્રીના અંધકારમાં પણ અવલોકન કરવાને તું સમર્થ છે. અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી તું અમારો નાશ થવા દઈશ નહી. ૭

હે દેવો, સોમરસ સિદ્ધ કરનાર ઉપાસકોના રથ સર્વથી આગળ થાય, અને અમારી સ્તુતિ પાપી માણસોને ઓળંગીને આગળ જાય. અમારી પ્રાર્થના (બરાબર) ધ્યાનમાં લો અને તેને યશસ્વી કરો. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઈશ નહી. ૮

ખરાબ ઇચ્છા રાખનાર, અને પાપી માણસોને અને તેવીજ રીતે જે કોઈ દુરાત્મા તારી નજીક અથવા તારાથી દૂર હોય તેનેપણ તારા ઘાતક શસ્ત્રોથી મારી નાખ. તારૂં સ્તોત્ર ગાનાર ભક્તમાટે યજ્ઞનો માર્ગ સુગમ કર. હે અગ્નિદેવ, અમે તારીસાથે મિત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઈશ નહી. ૯

જ્યારે દેદીપ્યમાન કાન્તિયુક્ત અને વાયુની પ્રેરણાપ્રમાણે દોડનાર, રક્તવર્ણના ઘોડા તું રથને જોડે છે ત્યારે, એકાદ વૃષભમાફક તારી ગર્જના થાય છે, અને ધુમાડારૂપી નિશાન કરકાવનાર તારી જ્વાલાથી તું વૃક્ષોને કબજે" કરે છે. હે અગ્નિદેવ, અમે તારીસાથે મીત્રાચારી કરી હોવાથી અમારો નાશ થવા દઈશ નહી. ૧૦ (૩૧)

જે વખતે તારા તણખા તૃણોને બાળી નાંખીને ચોતરફ ફેલાય" છે, ત્યારે તારા (તણખાના) આવાજથી પક્ષીઓ પણ ભયભીત થાય છે. તે વખતે તારા રથનો માર્ગ પણ સુલભ થાય છે. હે અગ્નિદેવ, અમે તારી મિત્રાચારી કરેલી હોવાથી તું અમારો નાશ થવા દઈશ નહિ. ૧૧

---

७ यः विश्वतः सदृङ् सुप्रतीकः असि दूरे चित् सन् तळित्' इव अति रोचसे. देव, राज्याः अन्धः' चित् अति पश्यसि ।

८ देवाः. सुन्वतः रथः पूर्वः भवतु अस्माक शसः दूढ्य.' अभि अस्तु. तत् वचः आ जानीत उत पुष्यत ।

९ दुःशसान्,' दूढ्यः, ये केचित् अत्रिण. दूरे वा अन्ति, वधैः अप जहि अथ गृणते यज्ञाय सुग कृधि ।

१० यत् अरुषा वातजूता रोहिता रथे अयुक्थाः ते रवः वृषभस्य इव. धूमकेतुना वनिनः इन्वसि" आत् ।

११ यत् यवसादः ते द्रप्साः" वि अरिथरन् अध स्वनात् पतत्रिणः उत बिभ्युः तत् तावकेभ्यः रथेभ्यः ते सुग ।

મિત્ર અને વરૂણના સંતોષમાટે" નીચે આગમન કરનાર મરૂતોનો ક્રોધ" ખરેખ આશ્ચર્યકારક છે. હે અગ્નિદેવ, અમને સૌખ્ય અર્પણ કર. તે મરૂતોનું મન ફરીવાર અમા તરફ આકર્ષિત થાઓ. અમે તારી મિત્રાચારી કરેલી હોવાથી તું અમારો નાશ થ દઈશ નહિ. ૧

તું સર્વ દેવોમાં શ્રેષ્ઠ દેવ છે; તું અદ્ભુત મિત્ર છે. તું સર્વ વસુદેમાં શ્રેષ્ઠ વસુ છે; તું યજ્ઞમ શોભા પામનાર છે. તારા સર્વત્ર ફેલાયેલા મંગળ આશ્રય નીચે અમે રહીશું. હે અગ્નિદેવ અમે તારી મિત્રાચારી કરેલી હોવાથી તું અમારો નાશ થવા દઈશ નહિ. ૧૩

જો તારા સદનમાં તને સોમનો હવિ આપ્યો હોય, તો તું પ્રદીપ્ત થઈને (ભક્તને) અત્યંત સૌખ્ય પ્રાપ્ત કરી આપવામાટે (મધુર) શબ્દો બોલે" છે, અને તારા ઉપાસકોને ઉત્તમ ઉત્તમ વસ્તુ અને ધન અર્પણ કરે છે એજ તારૂં મંગળીક કૃત્ય છે. હે અગ્નિદેવ, અમે તારી મિત્રાચારી કરેલી હોવાથી તું અમારો નાશ થવા દઈશ નહિ. ૧૪

હે વૈભવસંપન્ન અને અખંડ સામર્થ્યયુક્ત દેવ," તું જે (માણસ) ને, સર્વ રીતે" નિર્દોષિત રાખવામાટે, સામર્થ્ય આપે છે, અને જે (માણસ) ને સૌખ્ય અને બળ અર્પણ કરીને તું આબાદીએ પહોંચાડે છે, તે (માણસ) ના જેવા અમે થઈને, ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરી આપનાર તારા કૃપાછત્ર નીચે, (આનંદથી) રહીશું. ૧૫

અગ્નિદેવ, ખરૂં કલ્યાણ ક્યાં છે, તેનું તને જ્ઞાન હોવાથી તું આ જગતમાં અમારૂં આયુષ્ય વધાર. આ (અમારી) વિનંતીને મિત્ર અને વરૂણ, તેમજ અદિતિ, સિંધુ પૃથ્વી અને દ્યુલોક પણ સંમતિ" આપે
१६ (३२) (६)

---

१२ मित्रस्य वरुणस्य धायसे" अवयाता मरुतां अय हेळः" अद्भुतः मृळ, एषां मनः नः सु भूतु ।

१३ देवानां देव, अद्भुत. मित्र असि. वसूनां वसु, अध्वरे चारुः असि. तव सप्रथस्तमे शर्मन् स्याम ।

१४ तत् ते भद्रं, यत् त्वे दमे सोमाहुत समिद्धः मृळयत्तम जरसे," दाशुषे रत्न द्रविण च दधासि ।

१५ सुद्रविणः अदिते" यस्मै त्वं सर्वताता" अनागास्त्वं ददाशः, यं भद्रेण शवसा चोदयासि, प्रजावता ते राधसा स्याम ।

१६ स त्वं अग्ने, सौभगत्वस्य विद्वान् त्वं इह अस्माकं आयुः प्रतिर. मित्रः वरुणः अदितिः सिन्धुः पृथिवी उत द्यौः न. तत् ममहन्ताम्" ।

## ॥ अथ प्रथमाष्टके सप्तमोऽध्यायः ॥ ७ ॥

॥ ९५ ॥ ऋषि-आंगिरस कुत्स । देवता-अग्नि । छन्द-त्रिष्टुप् ॥

॥ ९५ ॥ द्वे विरूपे चरतः स्वर्थे अन्यान्या वत्समुप धापयेते ।
रिरन्यस्यां भवति स्वधावाञ्छुक्रो अन्यस्यां ददृशे सुवर्चाः ॥ १ ॥
शेमं त्वष्टुर्जनयन्त गर्भमतन्द्रासो युवतयो विभृत्रम् ।
ग्मानीकं स्वयशसं जनेषु विरोचमानं परि षीं नयन्ति ॥ २ ॥
णि जाना परि भूषन्त्यस्य समुद्र एकं दिव्येकमप्सु ।
र्वामनु प्र दिशं पार्थिवानामृतून्प्रशासद्वि दधावनुष्ठु ॥ ३ ॥
इमं वो निण्यमा चिकेत वत्सो मातॄर्जनयत स्वधाभिः ।
ह्वीनां गर्भो अपसामुपस्थान्महान्कविर्निश्चरति स्वधावान् ॥ ४ ॥

## ॥ अथ प्रथमाष्टके सप्तमोऽध्यायः ॥ ७ ॥

द्वे इति । विरूपे इति विऽरूपे । चरतः । स्वर्थे इति सुऽअर्थे । अन्याऽअन्या ।
त्सं । उप । धापयेते इति । हरिः । अन्यस्यां । भवति । स्वधाऽवान् । शुक्रः ।
न्यस्यां । ददृशे । सुऽवर्चाः ॥ १ ॥ दश । इमं । त्वष्टुः । जनयंत । गर्भं ।
तंद्रासः । युवतयः । विऽभृत्रं । तिग्मऽअनीकं । स्वऽयशसं । जनेषु । विऽरोचं-
ानं । परि । सीं । नयंति ॥ २ ॥ त्रीणि । जाना । परि । भूषंति । अस्य ।
समुद्रे । एकं । दिवि । एकं । अप्ऽसु । पूर्वां । अनु । प्र । दिशं । पार्थिवानां ।
ऋतून् । प्रऽशासत् । वि । दधौ । अनुष्ठु ॥ ३ ॥ कः । इमं । वः । निण्यं ।
आ । चिकेत । वत्सः । मातॄः । जनयत । स्वधाभिः । बह्वीनां । गर्भः । अपसां ।
उपऽस्थात् । महान् । कविः । निः । चरति । स्वधाऽवान् ॥ ४ ॥

आविष्ट्यो वर्धते चारुरासु जिह्मानामूर्ध्वः स्वयशा उपस्थे ।
उभे त्वष्टुर्बिभ्यतुर्जायमानात्प्रतीची सिंहं प्रति जोषयेते ॥ ५ ॥ १ ॥
उभे भद्रे जोषयेते न मेने गावो न वाश्रा उप तस्थुरेवैः ।
स दक्षाणां दक्षपतिर्बभूवाञ्जन्ति यं दक्षिणतो हविर्भिः ॥ ६ ॥
उद्यंयमीति सवितेव बाहू उभे सिचौ यतते भीम ऋञ्जन् ।
उच्छुक्रमत्कमजते सिमस्मान्नवा मातृभ्यो वसना जहाति ॥ ७ ॥
त्वेषं रूपं कृणुत उत्तरं यत्संपृञ्चानः सदने गोभिरद्भिः ।
कविर्बुध्नं परि मर्मृज्यते धीः सा देवताता समितिर्बभूव ॥ ८ ॥
उरु ते ज्रयः पर्येति बुध्नं विरोचमानं महिषस्य धाम ।
विश्वेभिरग्ने स्वयशोभिरिद्धोऽदब्धेभिः पायुभिः पाह्यस्मान् ॥ ९ ॥

---

आविःऽत्यः । वर्धते । चारुः । आसु । जिह्मानां । ऊर्ध्वः । स्वऽयशाः । उपऽस्थे । उभे इति ।
त्वष्टुः । बिभ्यतुः । जायमानात् । प्रतीची इति । सिंहं । प्रति । जोषयेते इति ॥ ५ ॥
उभे इति । भद्रे इति । जोषयेते इति । न । मेने इति । गावः । न । वाश्राः ।
उप । तस्थुः । एवैः । सः । दक्षाणां । दक्षऽपतिः । बभूव । अञ्जन्ति । यं ।
दक्षिणतः । हविःऽभिः ॥ ६ ॥ उत् । यंयमीति । सविताऽइव । बाहू इति । उभे इति ।
सिचौ । यतते । भीम । ऋञ्जन् । उत् । शुक्रं । अत्कं । अजते ।
सिमस्मात् । नवा । मातृऽभ्यः । वसना । जहाति ॥ ७ ॥ त्वेषं । रूपं । कृणुते ।
उत्ऽतरं । यत् । संऽपृचानः । सदने । गोभिः । अत्ऽभिः । कविः । बुध्नं ।
परि । मर्मृज्यते । धीः । सा । देवऽताता । संऽइतिः । बभूव ॥ ८ ॥ उरु । ते ।
ज्रयः । परि । एति । बुध्नं । विऽरोचमानं । महिषस्य । धाम । विश्वेभिः ।
अग्ने । स्वयशःऽभिः । इद्धः । अदब्धेभिः । पायुऽभिः । पाहि । अस्मान् ॥ ९ ॥

સર્વને પાવન કરનાર હે અગ્નિદેવ, અમે અર્પણ કરેલા ઇન્ધનથી એવી રીતે વૃદ્ધિંગત થઇને, તું તારો પ્રકાશ સર્વત્ર ફેલાવ અને અમને ધન આપીને (ઉત્તમ) કીર્તિ સંપાદન કર. આ અમારી વિનંતિને મિત્ર અને વરૂણ તેમજ અદિતિ, સિન્ધુ, પૃથ્વી, અને દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૯(૪)

## સૂક્ત ૯૭.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–अग्नि ॥

તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારાં પાપ નાશ કરે–હે (અગ્નિદેવ,) અમારી ઉપર સંપત્તિનો પ્રકાશ પાડ.—(ખરેખર) તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારાં પાપ નાશ કરે. ૧

શુભસ્થાનમાં રહેનાર અને શુભ માર્ગેથી મળનાર સંપત્તિની ઇચ્છા કરીને અમે (તેનું) પૂજન કરીએ છીએ. તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારાં પાપ નાશ કરે. ૨

જે અર્થે બધા લોકમાં (તારો ભક્ત) તારૂં અતિશય સ્તવન કરે છે, અને તે જ પ્રમાણે અમારા કુળમાંના બીજા વિદ્વાન લોક પણ (તારી સ્તુતિમાં ઘણાજ નિમગ્ન છે) તે અર્થે તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારા પાપ નાશ કરે. ૩

હે અગ્નિદેવ, જે અર્થે અમે તારા ઉપાસક થઇને જન્મ્યા છીએ—જે અર્થે અમે તારા છીએ–તે અર્થે, તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારાં પાપ નાશ કરે. ૪

જે અર્થે અગ્નિના પ્રબળ કિરણો સર્વત્ર ફેલાય છે, તે અર્થે, તે અગ્નિ પ્રજ્વલિત થઇને અમારાં પાપ નાશ કરે. ૫

---

९ पावक अग्ने, एव न समिधा वृधान. श्रवसे रेवत् वि भाहि। मित्र, वरुण, अदितिः, सिंधु, पृथिवी उत द्यौ तत् न ममहतां।

१ न अघ अप शोशुचत्। अग्ने, रयि आ शुशुग्धि। नः अघ अप शोशुचत्।

२ सुक्षेत्रिया सुगातुया च वसुया यजामहे.

३ यत् एषां प्र भदिष्ठ., अस्माकास. सूरय च, न अघ अप शोशुचत्।

४ अग्ने, यत् नय ते सूरय प्र जायेमहि, न अघ अप शोशुचत्।

५ यत् सुद्रावत. अग्ने भानव. विभत प्र यति, न अघ अप शोशुचत्।

જેનુ મુખ ચારે બાજુએ દેખાય છે તે અગ્નિદેવ, ખરેખર તું સર્વત્ર રહે છે. તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારા પાપ નાશ કરે. ૬

જેનુ મુખ ચારે બાજુએ દેખાય છે તે (અગ્નિદેવ), વહાણમાં બેસાડીને લઇ જવા પ્રમાણે અમારા શત્રુની પેલીપાર અમને લઇ જા તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારા પાપ નાશ કરે ૭

વહાણમા બેસાડીને સમુદ્રની પાર લઇ જવા પ્રમાણે અમારી સલામતી માટે અમને (સંકટમાથી) બચાવીને લઇ જા તે (અગ્નિ) પ્રજ્વલિત થઇને અમારા પાપ નાશ કરે ૮(૫)

## સૂક્ત ૯૮.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–सोम ॥

સર્વ માણસો ઉપર કૃપાદૃષ્ટીથી જોનાર અગ્નિની કૃપાદૃષ્ટિ નીચે અમે રહીશુ આ રાજા તેનું રક્ષણ કરે છે, વારૂ તે (સર્વ) ભુવનોનો અલંકાર છે અહીં જ જન્મ પામીને સર્વ વિશ્વનું તે અવલોકન કરે છે સર્વ માણસો ઉપર પ્રેમભરી નજરથી જોનાર, તે (અગ્નિ) સૂર્યની સાથે હરીફાઈ કરે છે ૧

ધુલોકમા (સર્વલોક) જેનો શોધ કરે છે, અને પૃથ્વીઉપર પણ જેનો શોધ કરે છે, તે અગ્નિએ સર્વ ઔષધીમા પ્રવેશ કર્યો છે માણસોઉપર મીઠી નજરે જોનાર આ અગ્નિને સૌ બળવાન્ હોવાથીજ (સર્વ લોક) શોધે છે તે (અગ્નિદેવ), રાત દિવસ દુષ્ટ લોકોથી અમારૂ રક્ષણ કરે ૨

---

६ त्वं विश्वतोमुख, त्वं हि विश्वत परिभू असि ।

७ विश्वतोमुख, नावाइव न द्विष अति पारय ।

८ नावया सिंधु इव स्वस्तये स न अति पर्ष ।

१ वैश्वानरस्य सुमतौ स्याम । राजा क हि ? भुवनानां अभिश्री इत जात इद विश्व वि चष्टे । वैश्वानर सूर्येण यतते ।

२ दिवि पृष्ट पृथिव्यां पृष्ट पृष्ट अग्नि विश्वा ओषधी आ विवेश । वैश्वानर अग्नि सहसा पृष्ट । स दिवा नक्त न रिष पातु ।

સર્વ માણસો ઉપર સ્નેહબુદ્ધિ રાખનાર હે (અગ્નિદેવ), તે તારૂં સત્ય (હમેશાં) તારી પાસે રહે. વિપુલ સંપત્તિ અમારી પાસે આવીને અમને પ્રાપ્ત થાય. આ અમારી પ્રાર્થનાને મિત્ર અને વરૂણ તેમજ અદિતિ, સિન્ધુ, પૃથ્વી, અને દ્યુલોક પણ સંમતિ આપે. ૩ (૬)

## સૂક્ત ૯૯.

॥ ऋषि—मरीचिपुत्र, काश्यपऋषि । देवता—अशुद्धोग्नि ॥

(ચાલો), આ સર્વજ્ઞ (અગ્નિ)ના સન્માનને માટે આપણે સોમરસ કાઢી મૂકીએ (અમારી) સાથે દુશ્મનાઇ કરનાર મનુષ્યનું ધન તે બાળી નાખે છે. વહાણમાં બેસાડીને સમુદ્રની પાર લઈ જવાપ્રમાણે તે અગ્નિ સર્વ સંકટ અને પાપમાંથી અમને બચાવી લે. ૧ (૭)

## સૂક્ત ૧૦૦.

॥ ऋषी—ऋज्राश्व, अवरीष, सहदेव, भयमान, सुराधा । देवता—इन्द्र ॥

આ વિસ્તીર્ણ દ્યુલોક અને પૃથ્વીનો અધિપતિ, ખરેખર અનુભવમાં આવવા જોગ બળના અસ્તિત્વવાળો, સોમરસ તૈયાર થતાંજ હવિથી સંતુષ્ટ કરવામાટે સર્વરીતે યોગ્ય—ઇન્દ્ર, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, બીજી (અનેક) વીર્યશાલી દેવતા સહવર્તમાન વાસ કરનાર, મરૂતો સહવર્તમાન (અહીં) આવે. ૧

જેનો માર્ગ સૂર્યના માર્ગપ્રમાણે નિર્વિઘ્ન છે, જ્યારે જ્યારે સોમરસ તૈયાર થાય છે ત્યારે ત્યારે વૃત્રઘાતક જેની ઇચ્છા પરાક્રમ તરફ દોરાય છે, અને પોતાના મિત્રોની સહાય હોવાથી જે અત્યંત સામર્થ્યવાન થયો છે, તે ઇન્દ્ર, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, મરૂતો સહવર્તમાન પોતાના માર્ગે ચાલતા (અહી) આવે. ૨

---

३ वैश्वानर, तव त्वत् सत्य अस्तु । मघवान.' रायः अस्मान् । सचता मित्र', वरुणः, अदिति', सिन्धु, पृथिवी उत द्यौः न. तत ममहन्ता ।

१ जातवेदसे सोम सुनवाम । अरातीयतः वेदः नि दहाति । स' अग्निः नावा इव सिन्धुं विश्वा दुर्गाणि दुरिता न. अति पर्षत् ।

१ यः तृपा. वृष्ण्येभि. समोकाः, मह. दिव. पृथिव्याः च सम्राट्, सतीनसत्वा', भरेषु हव्यः, सः मरुत्वान् इन्द्र न. ऊती भवतु ।

२ सूर्यस्य इव यस्य याम.' अनाप्तः,' भरेभरे वृत्रहा शुष्मः अस्ति, सखिभि वृषतम. मरुत्वान् इन्द्र स्वेभिः एवैः' नः ऊती भवतु ।

સામર્થ્યથી નિર્વિઘ્ન થયેલા જેના માર્ગ દ્યુલોકના ઉદકોને, જાણે કે, ખેંચતાંજ, આગળ શરૂ થાય છે, જે પોતાના શત્રુઓથી સહેજ બચીને નીકળી જાય છે, અને પોતાના પરાક્રમોથી જે (સર્વત્ર) વિજયી થયો છે—તે ઇન્દ્ર, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, મરૂતો સહવર્તમાન (અહીં) આવે. ૩

પોતાના મિત્રોમાં મિત્ર થનાર, અને પરાક્રમી પુરૂષોમાં પરાક્રમી થઇ ગાજનાર ઇન્દ્ર, સર્વ અંગિરસોમાં શ્રેષ્ઠ અંગિરસ થયો. સ્તવનને યોગ્ય દેવતાઓમાં જે (અત્યંત) સ્તવનયોગ્ય થયો છે અને સ્તવનના યોગે જેનું મહાત્મ્ય સ્થાપન થયું છે તે ઇન્દ્ર, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, મરૂતો સહવર્તમાન (અહીં) આવે. ૪

યુદ્ધમાં પોતાના શત્રુઓને જીતનાર આ ઇન્દ્ર, પોતાના પુત્રનીજ સહાય પ્રમાણે રૂદ્રની સહાય મળવાથી (અતિશય) શ્રેષ્ઠતાએં ચઢયો. પોતાની સાથે જ નિવાસ કરનાર દેવો સાથે કીર્તિમય પરાક્રમ કરતાં આ ઇન્દ્ર, મરૂતો સહવર્તમાન અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, (અહીં) આવે. ૫ (૮)

શત્રુનો ક્રોધ" ઉતરાવનાર અને (અનેક) યુદ્ધો" કરનાર આ ઇન્દ્રે, અમારા શૂર પુરૂષોની સહાય લઇને, સૂર્યનો શોધ કર્યો. જેને (ભક્તજન હમેશાં) બોલાવે છે અને જે સજ્જનોનો પ્રતિપાલક છે, તે ઇન્દ્ર, આજ મરૂતો સહવર્તમાન અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, (અહીં) આવે. ૬

શૂર લોક જ્યાં ધન પ્રાપ્તિ માટે યુદ્ધ કરે છે ત્યાં તેને તેના પોતાના સામર્થ્યથી જ ઉત્સાહ" ઉત્પન્ન થયો. (સર્વ) માણસોએ એને જ પોતાના કલ્યાણની જવાબદારી" આપી છે. (આ જગતમાંના) સઘળા સત્કૃત્યોનો" ભોક્તા પણ તેજ છે માટે, તે ઇન્દ્ર, મરૂતોની સાથે અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, અહીં આવે. ૭

---

३ शवसा अपरीता यस्य पथासः दिव न रेतसः दुघाना यन्ति, तरद्द्वेषा, पौंस्येभि ससाहिं मरुवान् इन्द्र. नः ऊती भवतु ।

४ सखिभि सखा सन् वृषभि: वृषा स: अंगिरोभि अंगिरस्तम भूत् । ऋग्मिभि ऋग्मी, गातुभि ज्येष्ठ: मरुत्वान् इन्द्र न. ऊती भवतु ।

५ सूनुर्भिं अमित्रान् ससह्वान्* स सूनुभि न रुद्रेभि ऋभ्वा । सनीळेभि श्रवस्यानि तूर्वन्* मरुत्वान् इन्द्रः न ऊती भवतु ।

६ स मन्युमी " समदनस्य" कर्ता स अस्माकेभि नृभि सूर्य सनत् । पुरुहूत सत्पति मरुत्वान् इन्द्र अस्मिन् अहन् न ऊती भवतु ।

७ स्वरसातौ त ऊतय रणयन्" । क्षितय त क्षेमस्य ना" वृण्वत । विश्वस्य करणस्य" स. एक ईशे । मरुत्वान् इन्द्र न ऊती भवतु ।

આનંદોત્સવને સમયે તેને (નવીન) જોમ ચઢે છે અને સ્વરક્ષણ તથા ધનપ્રાપ્તિની
ઈચ્છા રાખીને શૂર પુરૂષ આ પરાક્રમી દેવનો આશ્રય લે છે. અત્યંત ગાઢ એવું અંધારૂં
પડ્યા છતાં પણ તેમાંથી આણે તેજની પ્રાપ્તિ કરી લીધી. (માટે) આ ઈન્દ્ર, મરૂતોની સાથે,
અમારૂં સંરક્ષણ કરવાની ઈચ્છા ધારણ કરીને, અહીં આવે. ૮

તેના ડાબા (હાથથી) આ બલિષ્ઠનું" નિયમન કરે છે, અને (હરણ) કરેલું ધન તે
જમણા હાથમાં ધારણ કરે છે. (સ્તવન) કરનારા ઉપાસકોએ (વિનંતિ કર્યાથી) આ ધન
પ્રાપ્ત કરાવી આપે છે. એવો આ ઈન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ કરવાની ઈચ્છા
ધારણ કરીને, અહીં આવે. ૯

સૈનિકોના સમુદાયના તથા રથોના યોગવડે આ ધન જીતી લાવે છે સર્વ માનવોને તે
આજ વિદિત થયો છે. તેની સ્તુતિ" ન કરનાર (દુષ્ટોનો) તે તેના સામર્થ્યવડે પરાભવ
કરે છે. એવો આ ઈન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ કરવાની ઈચ્છા ધારણ કરીને,
અહીં આવે. ૧૦ (૯)

અનેક (ભક્તોએ) જેને આવાહન કર્યું છે એવો આ ઈન્દ્ર જ્યારે આપ્ત અથવા અનાપ્ત
ગમે તેણે (બોલાવ્યાથી) યુદ્ધ" તરફ (શીઘ્ર) ગતિથી ગમન કરે છે ત્યારે ઉદક, પુત્ર તથા
પૌત્રની અમને પ્રાપ્તિ કરાવી આપવા માટે તે ઈન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ
કરવાની ઈચ્છા ધારણ કરીને, અહીં આવે. ૧૧

આ વજ્રધર છે, શત્રુઘાતક છે, આ ભીતિપ્રદ, ઉગ્ર, સહસ્રપ્રજ્ઞોથી યુક્ત, શતાવધિ સૈનિકોને
નાયક તથા સામર્થ્યવાન્ છે. ઉત્સાહીપણામાં આ સોમરસ" જેવો છે, તથા પાંચે" માનવ-
સમાજનો આ રક્ષણકર્તા છે. આ ઈન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ કરવાની ઈચ્છા
ધારણ કરીને, અહીં આવે. ૧૨

---

८ उत्सवेषु शवसः त अप्सन्त । अवसे धनाय नरः त नर । अन्धे चित् तमसि सः ज्योतिः विदत् ।
९ सः सव्येन माथतः" चित् यमति । सः दक्षिणे कृतानि सगृभीता । कीरिणा चित् सः धनानि
सनिता ।
१० सः ग्रामेभिः सनिता । सः रथेभिः । विश्वाभिः कृष्टिभिः अद्यविदे नु । स पौंस्येभिः अशस्ती."
अभिभूः ।
११ पुरुहूतः सः जामिभि अजामिभि. वा मीळ्हे" एवं. समजाति, अपां तोकस्य तनयस्य जेषे मरुत्वान्
११ इन्द्र नः ऊती भवतु ।
१२ सः वज्रभृत्, दस्युहा, भीमः, उग्रः, सहस्रचेताः, शतनीथः, ऋभ्वा । शवसा चम्रीष." न,
पाचजन्य." ।

દ્યુલોકની પ્રબલ તથા ત્વેષયુક્ત ગર્જનાપ્રમાણે" આનું વજ્ર સ્વર્ગલોકને પણ ઢાંકી દઈને જોરથી ગર્જના કરે છે. (અનેક પ્રકારના) લાભ તથા સંપત્તિ તેની પાસે ચાલી આવે છે. આ ઇન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, અહીં આવે. ૧૩

જેના સામર્થ્યને લીધે તેનું માહાત્મ્ય તથા કીર્તિ પણ દ્યુલોક તથા ભૂલોકને સર્વત્ર તથા સતત વ્યાપ્ત કરી નાંખે છે તે (ઇન્દ્ર) અમારા અર્ચનથી" સંતુષ્ટ થઈને અમને (સંકટોમાંથી) પેલીપાર લઈ જાય. આ ઇન્દ્ર, મરૂતોની સાથે, અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, અહીં આવે. ૧૪

જેના સામર્થ્યનો અંત દેવ, દેવતા, મર્ત્ય, અથવા ઉદકો—આમાંથી કોઈને પણ જડયો નથી અને જે પોતાના બલથી" દ્યુલોક તથા ભૂલોકનું આક્રમણ કરે છે તે ઇન્દ્ર, મરૂતોની સાથે અમારૂં સંરક્ષણ કરવાની ઇચ્છા ધારણ કરીને, અહીં આવે. ૧૫ (૧૦)

આ સામર્થ્યવાન્ દેવ તેના રથમાં વિરાજમાન થયો હોય છે ત્યારે તેના રથની ધુંસરીનું વહન કરનાર, કિંચિત્ રક્તવર્ણ તથા કિંચિત્ શ્યામવર્ણ, એવી તેની દ્યુલોકમાં" નિવાસ કરનારી દેદીપ્યમાન તથા સુંદર" ઘોડી ઋજ્રાશ્વને સંપત્તિ અર્પણ કરવા માટે માનવ"સમુદાયમાંથી આનંદે (આવતી) દેખાય છે. ૧૬

હે ઇન્દ્ર, ઋજ્રાશ્વ, અમ્બરીષ, સહદેવ, ભયમાન તથા સુરાધ—આ વૃષાગિરના પુત્ર, પોતપોતાના મિત્ર"ગણસહ, સામર્થ્યવાન્ એવો જે તું તેના સન્માનાર્થ, આ તારૂં આનંદદાયક સ્તોત્ર ગાય છે. ૧૭

---

१३ दिवः शिमीवान् त्वेष स्वथः" न तस्य स्वर्याः वज्रः क्रन्दति । सनयः धनानि त सचन्ते ।

१४ यस्य शवसा मान उक्थ अजस्र बिभ्रत रोदसी परिभुजत्, सः क्रतुभिः" मन्दसानः पारिषत् ।

१५ देवाः, देवता, मर्ताः, आपः चन यस्य शवसः अन्त न आपुः त्वक्षसा" क्ष्मा दिवः च परिज्मा सः मरुत्वान् इन्द्रः नः ऊती भवतु ।

१६ रुशन्त रथ धूर्षु बिभ्रती रोहित् श्यावा दृक्षा" सुमदंशुः ललामी." ऋज्राश्वस्य राये नाहुषीषु" जनेषु मन्द्रा चिकेत ।

१७ इन्द्र, वार्षागिराः, ऋज्राश्वः, अम्बरीषः, सहदेवः, भयमान , सुराधाः, सखिभिः" वृष्णे ते एतत् त्यत् मान्यः स्तोत्र अभि गृणन्ति ।

જેનું અનેક ( ભક્તજન ) આવાહન કરે છે એવા તે ( ઇન્દ્ર ) પૃથિવીપર હુઈ લોક તથા પીડા આપનારા શત્રુનું ક્રમે ક્રમે હનન કરીને અને પોતાનાં શસ્ત્રોથી તેમને પ્રહાર કરીને વધ કરી નાંખ્યો. તે વજ્રધારી દેવે તેના તેજસ્વી મિત્રોની મદદથી ભૂમિ પ્રાપ્ત કરી લીધી, ભાનુનો શોધ કર્યો તથા ઉદકને પ્રાપ્ત કરી લીધાં. ૧૮

હમેશાં ઇન્દ્ર અમને મંગળ આશીર્વચન આપનાર હો. (એને લીધે) અમારા માર્ગમાં કોઇપણ વિઘ્ન ન આવતાં (ખરેખર) અમને સામર્થ્યની પ્રાપ્તિ થશે. આ અમારી વિનંતિને મિત્ર તથા વરૂણ તથા તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથ્વી તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૧૯ (૧૧)

## સૂક્ત ૧૦૧.

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

જેણે ઋજિશ્વાને હાથે, જેની સંતતિ કૃષ્ણવર્ણ છે એવા લોકનો વધ કરાવ્યો તે આનંદ દાયક ઇન્દ્રને, હવિસહ, એક સ્તોત્ર અર્પણ કરો. તે અમારો સંરક્ષક થાય માટે, તેના મિત્રત્વની ઇચ્છા રાખીને, અમે તે દક્ષિણ હસ્તમાં વજ્ર ધારણ કરનાર પરાક્રમી દેવ મરૂતો સહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૧

જેણે ક્રોધના આવેશમાં વ્યંસનો વધ કર્યો, જેણે શંબરને માર્યો, તથા જેણે ભક્તિહીન પિપ્રુનું પણ હનન કર્યું, જેનો નાશ કરવાનું શક્ય ન હતું તેવા શુષ્ણનો પણ જેણે નાશ કર્યો તે ઇન્દ્રના મિત્રત્વની ઇચ્છા રાખીને, અમે તેને મરૂતોસહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૨

દ્યુલોક તથા પૃથિવી લોક જેનું મોટું પરાક્રમ છે, જેની આજ્ઞામાં વરૂણ રહે છે, ભાનુ પણ જેની આજ્ઞામાં છે, તથા જેની આજ્ઞાને સર્વ નદીઓ પણ અનુસરે છે તે ઇન્દ્રનું મિત્રત્વની ઇચ્છા રાખીને અમે મરૂતોસહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૩

---

१८ पुरुहूतः पृथिव्या दस्यून् शिम्यूंश्च एवैः हत्वा शर्वां निबर्हीत् सुवज्रः शिल्यैभिः सखिभिः क्षेत्रं सनत्, सूर्यं सनत्, अपः सनत्।

१९ इन्द्रः विश्वाहा नः अधिवक्ता अस्तु। अपरिह्वृताः वाजं सनुयाम।

१ यः ऋजिश्वना कृष्णगर्भाः निरहन् मन्दिने पितुमत् वचः प्र अर्चत। अवस्यवः वज्रदक्षिणं मरुत्वन्तं सख्याय हवामहे।

२ यः व्यंसं जाहृषाणेन मन्युना, यः शम्बरं, यः अहन् पिप्रुं अव्रतम्, यः इन्द्रः शुष्णं अशुषं नि अवृणक् मरुत्वन्तं सख्याय हवामहे।

३ द्यावापृथिवी यस्य महत् पौंस्यं, यस्य व्रते वरुणः, यस्य सूर्यः, यस्य इन्द्रस्य व्रते वरुणः, यस्य सूर्यः, यस्य इन्द्रस्य व्रतं सिन्धवः सश्चति, मरुत्वन्तं सख्याय हवामहे।

જે અશ્વોનો પ્રભુ છે, ધેનુઓનો પણ જે પ્રભુ છે, જે ( આ સર્વને ) વશ રાખે છે, જે (સર્વત્ર) સન્માન પામેલો હોઈને પ્રત્યેક કૃત્યમાં જેનું અસ્તિત્વ દૃગ્ગોચર થાય છે, તથા હવિ અર્પણ ન કરનાર (અભક્ત) ગમે તેટલો પ્રબલ હોય તો પણ તેનો જે વધ કરે છે તે ઇન્દ્રને, તેના મિત્રત્વની, ઇચ્છા રાખીને અમે મરૂતો સહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૪

સર્વ પ્રાણીઓનો જે પ્રભુ છે, જેણે ભક્તિશીલ ઉપાસક માટે પ્રથમતઃ ધેનુની પ્રાપ્તિ કરાવી, તથા જેણે દુષ્ટ લોકોને દૂર નીચે ફેંકી દીધા તે ઇંદ્રને, તેના મિત્રત્વની ઇચ્છા રાખીને, અમે મરૂતોસહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૫ (૧૨)

શૂરોએ જે હાંક મારવા યોગ્ય છે તથા ભીરૂ જનોથી પણ જે હાંક મારવા યોગ્ય છે, (યુદ્ધમાંથી) નાશી જનાર જેને આવ્હાન કરે છે તથા (યુદ્ધમાં) વિજયી થયેલા પુરૂષ પણ જેને આવ્હાન કરે છે, સર્વ જગે પણ જે ઇન્દ્રની સંગતિની ઇચ્છા રાખી છે તે ઇન્દ્રને, તેના મિત્રત્વની ઇચ્છા રાખીને, અમે મરૂતો સહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૬

આ પ્રજ્ઞાવાન્ (ઇન્દ્ર) રૂદ્રોની જ દિશામાંથી આવે છે, અને આ રૂદ્રોસહવર્તમાન તે યુવતી પણ તેનું વિશાલ તેજ પ્રસારે છે. (ભક્તોનાં) સ્તોત્રો આ કીર્તિમાન્ ઇન્દ્રનું જ અર્ચન કરતાં હોય છે. અમે પણ તેનું જ મિત્રત્વની ઇચ્છા રાખીને તેને મરૂતો સહવર્તમાન નિમંત્રણ કરીએ છીએ. ૭

મરૂતો સહવર્તમાન હોનાર હે (ઇન્દ્ર), સર્વદેવ એકત્ર થનાર એકાદ મોટે ઠેકાણે તું આનંદ કરતો હોય અથવા એકાદ ક્ષુદ્ર સ્થલે જ તું આનંદમાં (બેઠો) હોય તો પણ ત્યાંથી આ અમારા યજ્ઞતરફ આગમન કર. સત્યમાં સંતોષ માનનાર હે દેવ, તારા પ્રેમને લીધે અમે આ હવિ તૈયાર કરેલ છે. ૮

---

४ यः अश्वानां, यः गवां गोपतिः वशी, य आरितः कर्मणिकर्मणि स्थिरः, यः इन्द्रः वीळोः चित् अभुन्वतः वधः, मरुत्वंत सख्याय हवामहे।

५ यः विश्वस्य जगतः प्राणतः पतिः, यः ब्रह्मणे प्रथमः गाः अविन्दत्, यः दस्यून् अधरान् अवातिरत्, मरुत्वन्तं सख्याय हवामहे।

६ यः शूरेभिः हव्यः, यः च भीरुभिः, यः धावद्भिः हूयते, यः च जिग्युभिः, य इन्द्रं विश्वा भुवना अभि संदधुः, मरुत्वंतं सख्याय हवामहे।

७ विचक्षणः रुद्राणां प्रदिशा एति। रुद्रेभिः योषा पृथु श्रयः तनुते। मनीषा श्रुतं इन्द्रं अभि अर्चति। मरुत्वंत सख्याय हवामहे।

८ मरुत्वः, यत् वा परमे सधस्थे, यत् वा अवमे वृजने मादयासे, अतः नः अध्वरं अच्छ आ याहि। सत्यराधः त्वाया हविः चकृम।

હે વીર્યશાલી ઇન્દ્ર, તારીઉપર પ્રેમ રાખીને અમે સોમરસ તૈયાર કર્યો, તથા, હે સ્તુતિના સ્વીકાર કરનાર દેવ, તારા પ્રેમથી પ્રેરિત થઇને જ અમે હવિ પણ તૈયાર કર્યો. તેટલામાટે, હે અશ્વપર આરૂઢ થનાર ઇંદ્ર, તું તારા ગણોસહિત કુશાસનપર વિરાજમાન થઇને મરૂતો સાથે આ યજ્ઞમાં આનંદ કર. ૯

તારા જે પીતવર્ણ અશ્વ છે તેમની સાથે (આ યજ્ઞમાં) આનંદ કર. તું તારા હોઠ ઉઘાડ અને તારા (સુંદર) મુખના બન્ને ભાગ હલાવવા માંડ. હે ઉત્તમ મુકુટવડે શોભનાર ઇન્દ્ર, તને તારા અશ્વો લઈ આવો. અમારા હવિમાં રૂચિ" આણીને તું તેમનું સેવન કર. ૧૦

જે ઠેકાણે મરૂતોની સ્તુતિ ચાલતી હોય છે તેનું" સંરક્ષણ કરનાર આ (ઇન્દ્ર) જ છે. ઇંદ્રની જ કૃપાને લીધે અમે સામર્થ્યની પ્રાપ્તિ કરી લઈ શકીશું. આ અમારી વિનંતિને મિત્ર તથા વરૂણ તથા તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથ્વિ તથા દ્યુલોક પણ અનુમોદન આપો. ૧૧ (૧૩)

## સૂક્ત ૧૦૨.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–अग्नि ॥

(હે ઇંદ્ર) જે અર્થે તારૂં મન આ સ્તોત્રમાં આસક્ત' થયેલું દિસે છે તે અર્થે આ ઉત્કૃષ્ટ સ્તોત્ર તું જે શ્રેષ્ઠ દેવ તેને હું અર્પણ કરૂં છું. આનંદોત્સવપ્રસંગે અથવા લાભ-સમયે (બન્ને વખતે) જે વિજયી' હોય છે તે ઇંદ્રને જોઇને, તેના સામર્થ્યને લીધે દેવોને હર્ષ થયો. ૧

આની કીર્તિ સપ્તનદી ભરીને લઇ જાય છે અને આના સુંદર દેહને સ્વર્ગ તથા ભૂમિ (બન્ને) વિશાલ લોક' ધારણ કરે છે. ખરેખર, હે ઇન્દ્ર, તારીપર (અમારી) શ્રદ્ધા બેસે માટે જ આ ભાનુ તથા ચન્દ્ર, અમને પ્રકાશ આપવા માટે, એકમેકનો ભેટો' ન થવા દેતાં, સંચાર કરે છે. ૨

---

९ सुदक्ष, इन्द्र, त्वाया सोम सुषुम । ब्रह्मवाहः, त्वाया हविः चकृम नियुत्व, अध सगणः बर्हिषि अस्मिन् यज्ञे मरुद्भिः मादयस्व ।

१० इन्द्र, ये ते हरिभिः मादयस्व, शिप्रे विष्यस्व, धेने वि सृजस्व । सुशिप्र, त्वा हरयः आ वहन्तु । उशन्" नः हव्यानि प्रति जुषस्व ।

११ मरुत्स्तोत्रस्य वृजनस्य ' गोपा. वयं इन्द्रेण वाजं सनुयाम ।

१ यत् ते धिषणा अस्य स्तोत्रे आनजे' महो इमां धियं महः ते प्र भरे । उत्सवे प्रसवे' च सासहिं तं इन्द्रं देवासः शवसा अमदन् ।

२ सप्त नद्यः अस्य श्रवः बिभ्रति । पृथिवी' द्यावाक्षामा दर्शतं वपु इन्द्र श्रद्धे सूर्याचन्द्रमसा अस्मे अभि-च । वितर्तुरं क चरतः ।

હે ઉદાર (ઈંદ્ર), જે તારા વિજયી રથ પ્રાપ્ત થતા અમને આનંદ થાય છે તે રથનું (તેના યોગે) અમને (સંપત્તિની) પ્રાપ્તિ થાય માટે, તું રક્ષણ કર. હે અનેક (ભક્તોથી) સ્તુતિ કરાયેલા ઉદાર ઈંદ્ર, મનઃપૂર્વક તારાપર પ્રેમ કરનાર અમને યુદ્ધમાં સુરક્ષિતપણુ અર્પણ કર. ૩

તું અમારો મદદગાર હોવાથી અમને નડનાર શત્રુને અમે (ખાત્રીથી) જીતીશું. (સોમરસના) હવિ તને જ્યારે જ્યારે અર્પણ થાય ત્યારે ત્યારે અમારા પક્ષના રક્ષણાર્થ તું ઉભો રહે. હે ઇન્દ્ર, અમારે માટે સુલભ બચાવના સાધન" (નિર્માણ) કર, અને હે ઉદાર દેવ, શત્રુના સામર્થ્યને (પુરેપુરૂં) તોડી નાખ. ૪

સંપત્તિને ધારણ કરનાર હે (ઇન્દ્ર), તારી કૃપાદૃષ્ટિની ઉત્કટ ઇચ્છા રાખીને તારૂ સ્તવન તથા પૂજન કરનાર જન નાનાવિધ છે. પરંતુ તું કેવલ અમને જ લાભ પ્રાપ્ત કરી આપવાની ઇચ્છાથી રથમાં આરૂઢ થા. હે ઇંદ્ર, તારી મન પ્રવૃત્તિ ખરેખર અતિશય વિજયશાલી હોય છે. ૫ (૧૪)

તેના બાહુ ગોધન જીતી આણે છે તેના બુદ્ધિસામર્થ્યની સીમા નથી. તે શ્રેષ્ઠ" છે. પ્રત્યેક કૃત્યમા તે સેંકડો રીતે મદદ કરવાને સમર્થ છે. તે યુદ્ધ કરવામાં નિપુણ" છે. આ ઇન્દ્રની કોઇપણ કલ્પના" કરી શકશે નહિ તેના (અદ્વિતીય) સામર્થ્યને લીધે તે પ્રમાણ જ થઇ બેઠો છે તેથી તેની સેવા કરનારા લોક તેને અનેક તરેહથી બોલાવે છે. ૬

માનવોમાં તારો (પ્રસાર પામેલો) યશ સેંકડો લોક કરતા—સેંકડો કરતાં પણ અધિક લોક કરતાં—સહસ્રાવધિ લોક કરતા પણ—અધિક છે. જેના સામર્થ્યનું માપ" કદિપણ કરી શકાય તેમ નથી એવા તને અમારી ઉત્કૃષ્ટ સ્તુતિઓએ પ્રોત્સાહન દીધું અને માટે જ, શત્રુનાં પુરોના વિધ્વંસ કરનાર હે દેવ, તું રાક્ષસોના નાશ કરવાને સમર્થ થાય છે. ૭

---

३ मघवन्, यं ते जैत्रं (रथं) संगमे अनुमदाम, तं रथं सातये प्र अव स्म । पुरुष्टुत मघवन् इन्द्र, मनसा त्वायद्भ्यो नः नः आजौ शर्म यच्छ ।

४ त्वया युजा वृतं वयं जयेम । भरेभरे अस्माकं अंशं उत् अव । इन्द्र, अस्मभ्यं सुगं वरिवः" कृधि । मघवन् शत्रूणां वृष्ण्या प्र रुज ।

५ धनानां धर्तः, अवसा त्वा हवमानाः विपन्यवः इमे जनाः नाना हि । अस्माकं सातये स्म रथं आ तिष्ठ । इन्द्र, तव मनः निभृतं जैत्रं हि ।

६ बाहू गोजिता, इन्द्रः अमितक्रतुः सिमः" कर्मन्कर्मन् शतमूतिः, खजंकरः," अकल्पः," ओजसा प्रतिमानं । अथ सिषासवः जनाः विह्वयन्ते ।

७ मघवन्, कृष्टिषु ते श्रवः उत् शतात्, उत् च भूयसः उत् सहस्रात् रिरिचे । अमात्रं" त्वा मही धिषणा तितिषे, अध, पुरन्दर वृत्राणि जिघ्नसे ।

હે માનવોના પ્રભુ, ત્રણ ભૂલોક, અથવા (સ્વર્ગલોકનાં) ત્રણ દેદીપ્યમાન પ્રદેશ, તારા સામર્થ્યનું ત્રિગુણિત પ્રમાણ છે. આ અખિલ ભુવનો કરતાં પણ તું અધિક મોટો થયો છે. હે ઇંદ્ર ઘણા પ્રાચીન કાળથી તને જન્મથીજ કોઈ શત્રુ નથી. ૮

દેવોમાં પ્રથમ અમે તને હાક મારીએ છીએ. યુદ્ધમાં તું જ વિજય મેળવનાર નીકળ્યો. એવો આ ઇંદ્ર આ (સ્તવન) કર્તાને માની તથા સ્ફૂર્તિ સંપન્ન" કરો, તથા અમને (સંપત્તિની) પ્રાપ્તિ" થાય માટે તે અમારો રથ સર્વની આગળ લઈ જાય. ૯

હે ઉદાર દેવ, નાનાં યુધ્ધમાં તથા મોટા સંગ્રામોમાં તું જય મેળવે છે પણ કદિ પણ સંપત્તિને અટકાવી રાખતો નથી. તું ઉગ્ર જ છે, તો પણ અમારા રક્ષણાર્થ" તું સજ્જ થાય માટે તને અમે અધિક ઉતેજન આપીએ છીએ. માટે હે ઇંદ્ર, અમે જ્યારે જ્યારે તારૂં પૂજન કરીએ તે તે વખતે અમારો ઉત્કર્ષ કરતો જા. ૧૦

ઇંદ્ર અમને હમેશાં મંગળ આશીર્વચન દેનાર હો. (એ યોગે) અમારા માર્ગમાં કાંઈ પણ વિઘ્ન ન આવતાં (ખરેખર) અમને સામર્થ્યની પ્રાપ્તિ થશે. આ અમારી વિનંતિને મિત્ર, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૧૧ (૧૫)

## સૂક્ત ૧૦૩.

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

અમે દગ્ગોચર થનાર તારા શ્રેષ્ઠ સામર્થ્યનું" વિદ્વાન્ લોકોએ, પ્રાચીન કાળમાં, અતિ ઉચ્ચ ગૌરવ કર્યું હતું. તારી શક્તિનો એક અંશ પૃથિવીપર દૃષ્ટિએ પડે છે તથા એક અંશ સ્વર્ગ લોકમાં અનુભવમાં આવે છે, અને જે પ્રમાણે યુદ્ધકાળે (લઢાઈનું) એક નિશાન બીજા પાસે જઇને મળે છે તે પ્રમાણે (તારી શક્તિના તે બન્ને ભાગ તારામાં) એકત્ર થાય છે. ૧

---

८ नृपते, तिस्रः भूमीः, त्रीणि रोचना, ओजसः त्रिविष्टिधातु प्रतिमान । इद विश्व भुवन अति ववक्षिथ । इन्द्र, सनात् जनुषा अशत्रुः असि ।

९ देवेषु प्रथम त्वां हवामहे । पृतनासु त्व ससहिः बभूथ । सः इन्द्रः नः कारु उपमन्यु उद्भिद," प्रसवे" रथ पुरः कृणोतु ।

१० मघवन् अर्भेषु महत्सु च आजा त्व जिगेथ, धना न रुरोधिथ । त्वा उग्र अवसे व शिशीमसि"। अथ इन्द्र, हवनेषु न. चोदय ।

११ इन्द्रः विश्वाहा नः अधिवक्ता अस्तु । अपरिह्वृता. वाज सनुयाम ।

१ तत् ते इद परम इन्द्रियं कवय. पुरा पराचं. अधारयन्त अस्य इद अन्यत् क्षमा, अन्यत् दिवि । समना इव केतुः ई स पृच्यते ।

તેણે પૃથિવીને ધારણ કરીને તેનો વિસ્તાર કર્યો, અને તેના વજ્રવડે (વૃત્રને) મારીને તેણે ઉદકોનો માર્ગ ખુલ્લો કર્યો. એ ઉદાર દેવે અહીનો વધ કર્યો, તેણે રૌહિણનો ઉચ્છેદ કર્યો અને તેણે પોતાના સામર્થ્યથી વ્યંસને માર્યો. ૨

પોતાનું વજ્ર લઈને તથા પોતાના સામર્થ્યપર વિશ્વાસ રાખીને તેણે શત્રુનાં પુરોનો વિધ્વંસ કરતાં તેના (સૈન્યને) પગનીચે ચગદી નાંખ્યું. હે વજ્રધર ઈન્દ્ર, તું સર્વ જાણતો હોવાથી શત્રુપર તારાં આયુધ છોડ તથા તારાપર વિશ્વાસ રાખનાર (ભક્તોનું) બલ તથા વૈભવ વૃદ્ધિંગત કર. ૩

વજ્રધારી તથા ઉદાર ઈન્દ્રે દસ્યૂનો વધ કરવામાટે તેમના પર હલ્લો લઈ જતાં પોતાની કીર્ત્તિ વધારીને જે નામ મેળવ્યું તે જ શંસનીય નામ તે ઔદાર્યશીલ દેવે આ માનવકાલમાં પણ તેના ભક્તોના હિતમાટે રાખ્યું છે. ૪

તેનું તે વિપુલ તથા અતિશય વૃદ્ધિ પામેલું (સામર્થ્ય) અવલોકો તથા તે ઈંદ્રની શક્તિપર વિશ્વંસ મૂકો. તેણે જ ધેનુની પ્રાપ્તિ કરી લીધી, અશ્વ મેળવ્યા, ઔષધિ સંપાદન કરી, ઉદકો જીતી આણ્યાં તથા અરણ્યોનો કબજો લીધો. ૫ (૧૬)

રસ્તામાં અટકાવનાર (તસ્કર) પ્રમાણે જે શૂર અભક્તોનો પ્રથમ આદરસત્કાર કરીને, પછીથી તેમની સંપત્તિનો ભંગ કરતો અત્રે આગમન કરે છે, તે અનેક પરાક્રમ કરનારા સામર્થ્યવાન્, બલશાલી તથા સત્યશક્તિયુક્ત (ઈંદ્રમાટે) આપણે સોમરસ તૈયાર કરવો જોઈએ. ૬

---

२ सः पृथिवीं धारयन् पप्रथत च । वज्रेण हत्वा अपः निः ससर्ज । अहिं अहन् रौहिणं अभिनत्, मघवा शचीभिः व्यंस अहन् ।

३ जातूभर्मा, ओजः श्रद्दधानः पुरः विभिन्दन् दासीः वि अचरत् । वज्रिन्, विद्वान् दस्यवे हेतिं अस्य इन्द्र, आर्यं सहः द्युम्नं वर्धय ।

४ वज्री सूनुः दस्युहत्याय उपप्रयन् श्रवांसि यत् नाम दधे ह तत् कीर्तेन्य नाम मघवा इमा मानुषा युगानि ऊचुषे बिभ्रत् ।

५ तत् अस्य इदं भूरि पुष्टं पश्यत । इन्द्रस्य वीर्याय श्रत् धत्तन । सः गाः अविन्दत्, सः अश्वान् अविन्दत्, सः ओषधीः, सः अपः, सः वनानि ।

६ यः शूरः परिपन्थी इव भयज्वनः वेदः, आदाय विभजन्, एति, भूरिकर्मणे, वृषभाय, वृष्णे, सत्यशुष्माय सोमं सुनवाम ।

હે ઇંદ્ર, નિદ્રિત થયેલા અહીને તેં વજ્રવડે જાગૃત કર્યો: એ તેં (ખરેખર) જાણે કે અત્યંત
મોટું શૂરત્વનું કાર્ય કર્યું: તું આનંદિત થતાં વેંતજ (અખિલ) દેવપત્ની (સર્વ) પક્ષી
તથા સકલ દેવને પણ આનંદ થયો. ૭

હે ઇંદ્ર, જ્યારે તેં શુષ્ણ પિપ્રુ, કુયવ, તથા વૃત્રનો વધ કર્યો ત્યારે તેં શમ્બરનાં પુરોનો
પણ (વિધ્વંસ કર્યો). આ અમારી પ્રાર્થનાને મિત્ર, વરૂણ, તથા તેજ પ્રમાણે અદિતિ,
સિન્ધુ, પૃથિવી, તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૮ (૧૭)

## સૂક્ત ૧૦૪.

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

હે ઇન્દ્ર, તું વિરાજમાન થાય તે માટે આ આસન તૈયાર કર્યું છે. અશ્વ જેમ (આનં-
દથી) ખોંખારવા લાગે છે તે પ્રમાણે (આનંદથી) આનો સ્વીકાર કર. પક્ષી પ્રમાણે
(વેગવાન) તારા ઘોડા (હમણાં) છોડ. તને, રાત્રિએ અથવા દિવસે (સંતોષથી) લઇ
જનાર તારા અશ્વોને તું (હવે) છોડ. ૧

તે પુરૂષ, તેમનું સંરક્ષણ થાય તે હેતુથી, ઇન્દ્ર પાસે ગયા. તે પણ તે (તેમનાજ) માર્ગ
તરફ જશે નહિ શું ? (સર્વ) દેવ (મળીને) દુષ્ટ શત્રુનો ગુસ્સો શમાવો અને અમારા
વર્ણના લોકને તે કલ્યાણના માર્ગ તરફ લઇ જાય. ૨

બીજાના મનમાંનું જાણનાર (તે કપટીએ) પાણીમાં ફીણ–(ખરેખર) તમામ ફીણ જ
ભરી રાખ્યું, અને (સ્વતઃ તે) કુયવની બાયડીમાત્ર દુધથી સ્નાન કરે છે. શિફાના
વમળમાં તે બૂડી જાવ ! ૩

---

७ इन्द्र, यत् ससन्तं वज्रेण अबोधयः तत् प्र इव वीर्यं चकर्थ । हृषितं त्वा अनु पत्नीः, वयः, विश्वे देवासः च त्वा अनु अमदन् ।

८ इन्द्र, यदा शुष्ण, पिप्रु, कुयव, वृत्र अवधीः शम्बरस्य पुरः वि ।

१ इन्द्र ते निषदे योनिः अकारि । वयः विमुच्य, दोषा वस्तोः प्रपित्वे वहीयसः अश्वान् अवसाय, स्तानः अश्वं न त्वा आ निषीद ।

२ त्ये नरः ऊतये इन्द्र गुः तान् अध्वनः सद्यः चित् जगम्यात् नु ! देवासः दासस्य मन्युं शमन्; ते नः वर्णं सुविताय आ वक्षन् ।

३ मनवदाः उदन् फेन स्मना अव भरते, स्मना अव नरते । कुयवस्य योषे क्षीरेण स्नातः ते शिफाया स्रवसे हत स्याताम् ।

આયુ ઉપર (આકાશમાં) હતો. તેના નાભિસ્થાને જગત્માં અંધકાર ફેલાવ્યો હતો. પરંતુ તેના પુરાતન સામર્થ્યવડે (ઇંદ્ર) તેમાંથી (સહજ) તરી ગયો તથા તેની પર તે શૂરે પોતાનો અધિકાર પ્રસ્થાપિત કર્યો. તે વીરની પત્ની–અંજસી તથા કુલિશી–એ ઉદકોમાં ગતિ ઉત્પન્ન કરીને તે (આયુને) પાણીથી ભરી નાખ્યો. ૪

જે અર્થે તે દુષ્ટ રાક્ષસનો માર્ગ દૃષ્ટિએ પડવા લાગ્યો છે અને પોતાના ઘરનો રસ્તો જાણનારો સ્ત્રી જે પ્રમાણે ત્યાં જાય છે તે પ્રમાણે તે ઠેઠ ત્યાં નીકળ્યો છે, તે અર્થે, હે ઉદાર દેવ, અમારો નાશ થવા દઇશ નહિ તથા જે પ્રમાણે એકાદ વિષયાસક્ત પુરૂષ પોતાની સંપત્તિ ઉડાવી નાંખે છે તે પ્રમાણે અમને ભુલી જઇશ નહિ. ૫ (૧૮)

હે ઇન્દ્ર, સૂર્ય, ઉદકો, નિષ્પાપપણું તથા સર્વ જીવોમાં પ્રશંસનીય સ્થિતિની અમને પ્રાપ્તિ થવા માટે તું અમારી પાસે રહે. અમે તદ્દન છુપાવી રાખેલી સંપત્તિનો નાશ થવા દઇશ નહિ. પ્રત્યક્ષ શરીરબળ જ એવો જે તું શ્રેષ્ઠ દેવ, તેનીપર અમારો વિશ્વાસ છે. ૬

હે ઇંદ્ર. મારી એવી (મન પૂર્વક) સમજણ છે કે અમે તારાપર વિશ્વાસ મૂક્યો છે. તું સામર્થ્યવાન છે માટે તું અતિશય સંપત્તિ તરફ અમને પ્રેરણા કર. અનેક ભક્તોએ જેને આવાહન કર્યું છે એવા (હે ઇંદ્રદેવ) અમને ક્ષુધા લાગે ત્યારે અન્ન પાણી (પુરું પાડતો), તેમજ અમારૂં ઘર બાંધવાનું અપૂર્ણ રાખવા દઇશ નહિ. ૭

હે ઇંદ્ર અમારો વધ કરીશ નહિ, અમને નાંખી દઇશ નહિ તથા અમારી ઉપભોગની વસ્તુ અમારી પાસેથી લઈ લઇશ નહિ. હે સામર્થ્યવાન તથા ઉદાર (ઇન્દ્ર) ગર્ભમાં હોવાવાળી અમારી સંતતિનો નાશ કરીશ નહિ–અનેક શિશુઓને પણ જે એકદમ જન્મ આપે છે તેવાં પાત્રો તું ફોડીશ નહિ. ૮

---

४ उपरस्य आयो नाभि युयोप पूर्वाभि प्र तिरते । शूर राजति । अजसी कुलिशी, वीरपत्नी, पय हिन्वाना. उदभिः भरन्ते ।

५ यत् दस्योः स्या नीथा प्रति अदर्शि, सदन ज नती ओक अच्छ न, गात, अध, मघवन्, नः मा चर्कृतात् इत्, निष्पर्वा मघा इव, न मा परमा परा दा ।

६ इन्द्र, सः त नः सूर्ये, स अप्सु, अनागास्त्वे, जीवशंसे आ भज । न अन्तरां भुजं मा आ रिरिषः ते महते इन्द्रियाय धद्धित ।

७ अध ते अमंस्ति धत् अधायि म चे; स्या महते धनाय चोदस्व । पुरुहूत इन्द्र, नः क्षुध्यद्रय, वयः शानुति, अहते योनौ, मा दा. ।

८ इन्द्र न मा वधी, मा परा दाः न प्रिया भोजनानि ता प्र मोषी. मघवन् शक्र, न आण्डा मा निः भेत । सहजानुषाणि न. पात्रा मा भेत् ।

અત્રે આવ. સોમ તને અત્યંત પસંદ છે એવું કહેવાય છે (માટે) આ સોમરસ અત્રે કાઢયો છે તે પી અને આનંદિત થા. તું અનેક સ્થલે વ્યાપી રહયો છું. તું (આ સોમરસ) પેટમાં રેડ અને સામર્થ્યવાન થા. જયારે અમે તને હાક મારીએ ત્યારે અમારા પિતા પ્રમાણે (અમારી હાક) સાંભળ. ૯ (૧૯)

## સૂક્ત ૧૦૫.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–अग्नि ॥

ચંદ્રમા જળમાંથી દોડતો જાય છે તથા આ સુંદર પાંખોનું (પક્ષી) આકાશમાં દોડે છે. જેનાં અગ્રો (છેડા) સોનાનાં છે એવી આ આ વિજળીને પણ તમારૂં સ્થાન કયું તે (બરાબર) ખબર નથી. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧

પોતાના ઇષ્ટાર્થની ઈચ્છા કરનાર મનુષ્યને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે અને ભાર્યાને પતિની ભેટ થાય છે. તે બન્ને વીર્ય સંપન્ન ઉદકને પ્રેરણા કરે છે તથા તે (પરસ્પરને) આપીને તે પૈકી પ્રત્યેક જણ આનંદ (સ્વતઃને) આનંદ પ્રાપ્ત કરી લે છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૨

હે દેવ, આ તેજ સ્વર્ગમાંથી કદિપણ ચ્યુત ન થાવ. અમને હિતકારી જે સોમ તે જ્યાં ન હોય તેવે સ્થાને અમે કદિપણ ન હોઇએ. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૩

હું (સર્વમાં) છેવટના યજ્ઞને (એક પ્રશ્ન) પૂછું છું. તે (સર્વનો) દૂત હોવાને લીધે તેનો ઉત્તર આપશે તે પૂર્વેનું સત્ય કયાં સંતાઇ ગયું? કયા નવીન મનુષ્ય પાસે તે (ગયું) છે? હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૪

---

९ अर्वाङ् आ इहि । त्वा सोमकाम आहुः; अयं सुतः; तस्य पिब । उरुव्यचाः जठरे आ वृषस्व । हूयमानः पिता इव नः शृणुहि ।

१ चन्द्रमाः अप्सु अन्तः सुपर्णः दिवि आ धावते । हिरण्यनेमयः विद्युतः वः पदं न विन्दन्ति । रोदसी मे अस्य वित्तं ।

२ अर्थिनः वै अर्थं इत् उ, जाया पतिं आ युवते । वृष्ण्यं पयः तुजाते, परिदाय रसं दुहे ।

३ देवाः, अदः स्वः दिवः परि मो सु अव पादि । शम्भुव सोम्यस्य ऊने कदा चन मा भूम ।

४ अवमं यज्ञं पृच्छामि । सः दूतः तत् वि वोचति । पूर्व्यं ऋतं क्व गतं? तत् कः नूतनः तत् बिभर्ति?

દ્યુલોકના ત્રણે દેદીપ્યમાન પ્રદેશમાં જે નિવાસ કરે છે એવા હે દેવો, તમારૂં સત્ય કયું? તમને (મેં) પૂર્વે અર્પણ કરેલી આહુતિ ક્યાં ગઈ? હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૫ (૨૦)

તમારા સત્યનું પરિપાલન કયું? વરૂણની (અમૃત) દૃષ્ટિ કઈ? શ્રેષ્ટ અયમાના માર્ગે, અમે અમારૂં બુરૂં ઇચ્છનારા લોકોની દરકાર ન રાખતાં કેવી રીતે આગળી જઇએ? હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૬

જે પહેલાં સોમરસ તૈયાર કરીને અનેક (સ્તોત્રો) બોલતો હતો તેજ હું છું. પરંતુ એકાદ તૃષાર્ત મૃગને જે પ્રમાણે વરૂ ખાઈ જાય છે તે પ્રમાણે (હમણાં) મને ચિંતા ખાઇ જાય છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૭

જે પ્રમાણે શોક્યો (ભેગી થાય એટલે તે બન્ને તરફથી ધણીને) સંતાપવા માંડે છે તે પ્રમાણે મારી (કૃશ થયેલી) પાંસળીઓ મને બન્ને તરફથી પીડે છે. હે અત્યંત સામર્થ્ય-વાન દેવ, મને તારી સ્તુતિ કરનારને, જે પ્રમાણે ઉંદર (કોઠારની પછવાડેથી) દોરીઓ ખાઇ જાય છે તે પ્રમાણે, ચિંતા ખાઇ જાય છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૮

આજે (ભાનુનાં) સાત (રંગનાં) કિરણો પ્રસરેલાં છે તેમનીજ નીચે મારી નાભિ (ઉઘાડી) પડી છે. આપ્ત્ય ત્રિત આ જાણે છે અને કોઇપણ માયાળુ આપ્ત તેને મળી આવે માટે તે પ્રાર્થના કરે છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૯

---

५ अमी ये देवाः दिवः त्रिषु रोचने आ स्थन, वः ऋतम् कत्, अनृत कत्? व' प्रत्ना आहुतिः क?

६ वः ऋतस्य धर्णसि' कत्? वरुणस्य चक्षण कत्? महः अर्यम्ण. पथा दूढ्यः' कत् अति क्रामेम?

७ यः पुरा सुते कानि चित् वदामि सः अह अस्मि। त मा, वृकः तृष्णज मृग न, आध्यः व्यन्ति'।

८ सपत्नीः इव पर्शवः मा अभितः स तपन्ति। शतक्रतो ते स्तोतार मा आध्यः' शिश्ना' न वि अदन्ति।

९ अमी ये सप्त रश्मयः तत्र मे नाभिः आतता। आप्त्य. त्रितः तत् वेद। सः जामित्वाय रेभति'।

જે આ પાંચ પ્રબળ દેવ વિસ્તીર્ણ દ્યુલોકના મધ્યભાગમાં વિરાજમાન થયા છે તે મારી સ્તુતિ શ્રવણ કરીને દેવોના સમુદાયમાં પાછા ગયા. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૦ (૨૧)

દ્યુલોકના સીમાન્ત પ્રદેશપર આ સુંદર પાંખોવાળાં પક્ષી વિરાજમાન થયાં છે, તથા તે આ વિસ્તીર્ણ ઉદકમાંથી પણ તરી જનાર વરૂને, માર્ગમાંથી હાંકી કાઢે છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૧

હે દેવ, પ્રશંસનીય તથા (ભકતોનું) કલ્યાણ કરનાર એવું તે ઉત્તમ સ્તોત્ર તદ્દન નવીન છે. (આ જો) મહાનદીઓ (પોતાના પ્રવાહની સાથે) (દેવોના) નીતિનિયમનનો પ્રસાર કરે છે, તથા ભાનુએ (ચારે તરફ) સત્ય પ્રસાર્યું છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૨

હે અગ્નિદેવ, દેવોની સાથે તે તારૂં (સર્વપ્રસિદ્ધ) આપ્તત્વ છે, તથા તેની (સર્વત્ર) પ્રશંસા પણ થાય છે. (તેટલામાટે) તું જેમ મનુના યજ્ઞમાં વિરાજમાન થયો હતો તેમ અત્રે અમારેમાટે વિરાજમાન થા અને અત્યંત પ્રજ્ઞાશીલ હોવાને લીધે તું દેવોને અમારો યજ્ઞ પહોંચાડ. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૩

સર્વ દેવોમાં અત્યંત પ્રજ્ઞાશીલ તથા બુદ્ધિમાન્ એવો આ અગ્નિદેવ, મનુના યજ્ઞપ્રમાણે અમારા યજ્ઞમાં સ્થિત થઈને અમારા હવિ દેવોને પહોંચાડે છે. કારણ હવિ પહોંચાડવાનું કામ તેનું જ છે. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૪

---

१० ये अमी पञ्च उक्षणः महः दिवः मध्ये तस्थुः प्रवाच्य सध्रीचीनाः देवत्रा नि वव्रुः नु ।

११ एते सुपर्णाः दिवः आरोधने मध्ये आसते । ते यह्वतीः अपः तरन्तं वृकं पथः सेधन्ति ।

१२ देवाः, तत् उक्थ्यं हितं सुप्रवाचनं नव्यं । सिन्धवः ऋतं अर्षन्ति, सूर्यः सत्यं ततान ।

१३ अग्ने, देवेषु तव त्यत् उक्थ्यं आप्यं अस्ति । सः विदुष्टरः मनुष्वत् नः आ सत्तः देवान् यक्षि ।

१४ देवेषु विदुष्टरः मेधिरः होता अग्निः देवः मनुष्वत् आ सत्तः देवान् अच्छ हव्या सूदति ।

વરૂણ જ સ્તોત્ર રચવાની પ્રેરણા કરે છે. (અને તેથી જ સારો) માર્ગ[15] કયો તેનું જ્ઞાન હોવાવાળા દેવની અમે સ્તુતિ કરીએ છીએ. (ભક્તોનું) હૃદય તથા અન્તઃકરણ તે જ પ્રકટ કરે છે. (ખરેખર આજ) નીતિનો (પુનઃ) નવીન ઉદય થાવ. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૫

આદિત્યનો જે આ આકાશમાંનો માર્ગ (સર્વની) સ્તુતિને પાત્ર થાય તેવી રીતે તૈયાર કરવામાં આવ્યો છે તેનું અતિક્રમણ, હે દેવ, તમારાથી પણ કરી શકાયું નહિ તથા, હે મર્ત્ય, તમારી પણ દૃષ્ટિએ તે પડતો નથી. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૬

ત્રિત કુવામાં પડયો[16] માટે પોતાના રક્ષણ માટે તે દેવોને હાંક મારે છે. બૃહસ્પતિએ તેનો સંકટમાંથી[17] બચાવ કરીને તેની તે બૂમ સાંભળી. હે દ્યુલોક તથા ભુલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૭

હું માર્ગમાં જતો હતો તેવામાં મને એક વખત એક લાલ રંગના વરૂએ જોયો. પછી (કામ કરી કરીને) પીડમાં[18] કળ વ્હડેલા સુતારપ્રમાણે તે ધીમે ધીમે[19] ઉઠયું અને (મારી પાછળ) ચાલવા માંડયું. હે દ્યુલોક તથા ભૂલોક, આ મારી પ્રાર્થના લક્ષમાં લ્યો. ૧૮

આ સ્તોત્રના યોગે ઇન્દ્રકૃપા સંપાદન કરીને અમે, અમારી સાથેના સર્વ યોદ્ધાઓ સહિત, અમારા સંકટમાંથી સુરક્ષિતપણે પાર પડીએ. આ અમારી પ્રાર્થનાને મિત્ર તથા વરૂણ તથા તે જ પ્રમાણે, અદિતિ, સિન્ધુ, પૃથિવી, અને દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૧૯ (૨૩) (૧૫)

---

१५ वरुणः ब्रह्म कृणोति । त गातुविदं[15] ईमहे । हृदा मतिं ऊर्णोति । ऋत नव्यः जायतां ।

१६ देवाः, असौ यः आदित्य· दिवि पन्थाः प्रवाच्य कृतः सः न अतिक्रमे । मर्तासः, तं न पश्यथ ।

१७ कूपे अवहितः[16] त्रितः ऊतये देवान् हवते । बृहस्पतिः अंहूरणात्[17] उरु कृण्वन् तत् शुश्राव ।

१८ पथा यन्तं मा अरुणः वृकः सकृत् ददर्श हि । पृष्ठ्यामयी[18] तष्टा इव निचाय्य[19] उत् जिहीते ।

१९ एना आङ्गूषेण इन्द्रवन्तः सर्ववीराः वयं वृजने अभि स्याम ।

## અનુવાક ૧૬.

### સૂક્ત ૧૦૬.

॥ ऋषि-आङ्गिरस कुत्स । देवता-इन्द्र ॥

અમે અમારા સંરક્ષણ માટે ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ, મરૂદ્ગણ તથા અદિતિને આમંત્રણ કરીએ છીએ. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી[1] જગ્યમાંથી કાઢે તે પ્રમાણે, અમને સર્વ સંકટમાંથી બહાર કાઢો. ૧

હે દેવ, તમને સર્વને ઉદ્દેશીને જે અમે યજ્ઞ કરીએ છીએ તત્પ્રીત્યર્થ અત્રે આવો. હે દેવ, તમે દુષ્ટોનું હનન કરીને અમારા કલ્યાણકર્તા થાવ. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી જગ્યામાંથી કાઢે તેપ્રમાણે, અમને સર્વ સંકટમાંથી બહાર કાઢો.[2] ૨

સ્તુતિ કરવાને સર્વથૈવ યોગ્ય એવા પિતર અમારૂં સંરક્ષણ કરો, અને નીતિનિયમોને ઉત્તેજન આપનાર તથા દેવોને જન્મ આપનાર બન્ને દેવી પણ અમારૂં સંરક્ષણ કરો. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી જગ્યામાંથી કાઢે તેપ્રમાણે, અમને સંકટમાંથી બહાર કાઢો. ૩

સામર્થ્યવાન્ નરાશંસનું અત્રે સ્તવન કરતા અમે જેનીપાસે વીરોનો નિવાસ હોય છે એવા પૂષાદેવને ઉત્તમોત્તમ હવિથી અરજ કરીએ છીએ. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી જગ્યામાંથી કાઢે તેપ્રમાણે, અમને સર્વ સંકટમાંથી બહાર કાઢો. ૪

હે બૃહસ્પતિદેવ, અમારે માટે સદોદિત (સર્વ) માર્ગ સુલભ કર. માનવોને હિતકારક એવું જે કાંઈ સૌખ્ય, તારે શરણે આવનારા માટે જ તેં રાખી મુકયું હોય તેની અમે તારીપાસે પ્રાર્થના કરીએ છીએ. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી જગ્યામાંથી કાઢે તેપ્રમાણે, અમને સર્વ સંકટમાંથી બહાર કાઢો. ૫

---

१ इन्द्र, मित्र, वरुण, अग्निं मारुत शर्धः, अदितिं, ऊतये हवामहे । सुदानवः वसवः, दुर्गात् रथं न विश्वस्मात् अंहसः नः नि पिपर्तन ।

२ आदित्याः, सर्वतातये ते आ गत । देवाः वृत्रतूर्ये शंभुवः भूत ।

३ सुप्रवाचनाः पितरः नः अवन्तु, उत ऋतावृधा देवपुत्रे देवी ।

४ वाजिनं नराशंसं इह वाजयन् क्षयद्वीरं पूषणं सुम्नैः ईमहे ।

५ बृहस्पते, सदं इत् नः सुगं कृधि । यत् ते योः मनुर्हितं शं तत् ईमहे ।

કૂપમાં પડેલા કુત્સ ઋષિએ, પોતાના સંરક્ષણમાટે, વૃત્રના વધ કરનાર સામર્થ્યવાન્ ઈન્દ્રને વિનંતિ કરી. પ્રત્યક્ષ વૈભવ જ એવા આ ઉદાર દેવો, જેપ્રમાણે એકાદ ગાડીને અડચણવાળી જગ્યામાંથી કાઢે તેપ્રમાણે, અમને સર્વ સંકટમાંથી બહાર કાઢો ૬

(સર્વ) દેવોસહ અદિતિદેવી અમારૂં સંરક્ષણ કરો. અને અમારો પાલનકર્તાદેવ પણ, અમારા તરફ યત્કિંચિત્) દુર્લક્ષ ન કરતાં અમારૂં સંરક્ષણ કરો. આ અમારી પ્રાર્થનાને મિત્ર તથા વરૂણ, અને તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી, તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૭ (૨૪)

સૂક્ત ૧૦૭.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

યજ્ઞ દેવોની ઉત્તમ કૃપા સંપાદન કરી લેવામાં સાધનભૂત થાય છે. હે આદિત્યો, તમે (અમને) સૌખ્ય અર્પણ કરનાર થાવ. જે તમારી અનુગ્રહબુદ્ધિ સંકટમાંથી ઉત્તમ સંરક્ષણ કરે છે તે અમારી તરફ વળો. ૧

અંગિરસનાં સ્તોત્રોએ જેમનું સ્તવન કર્યું છે એવા દેવ (અમારાપર) કૃપા કરવામાટે અમારાં તરફ આવો ઇંદ્ર તેના સર્વ સામર્થ્યસહ, મરૂત્ દેવ, (બીજા સર્વ) મરૂતોસાથે, તથા અદિતિ આદિત્યો સાથે (અત્રે આવો અને) અમને સૌખ્ય અર્પણ કરે. ૨

આ અમારી સ્તુતિ ઇંદ્ર, વરૂણ, અર્યમા તથા સવિતાપણ સારી રીતે સ્વીકારો. આ અમારી વિનંતિને મિત્ર તથા વરૂણ તથા તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોકપણ અનુમોદન આપો. ૩ (૨૫)

---

६ काटे निबाळ्हः ऋषिः कुत्सः वृत्रहन् शचीपतिं इन्द्र ऊतये अह्वत् ।

७ देवी अदितिः देवैः न. नि पातु । त्राता देवः अप्रयुच्छन् त्रायताम् ।

१ यज्ञः देवानां सुम्नं प्रति एति । आदित्यासः, मृळयन्तः भवत । या अंहोः चित् वरिवोवित्तरा असत वः सुमतिः अर्वाची आ ववृत्यात् ।

२ अंगिरसां सामभिः । स्तूयमानाः देवाः अवसा नः उप आ गमन्तु । इन्द्रियैः इन्द्रः, मरुद्भिः मरुतः, आदित्यैः अदितिः नः शर्म यंसत् ।

३ तत् नः इन्द्रः, तत् वरुणः, तत् अग्निः, तत् अर्यमा, तत् सविता चनः धात् ।

## સૂક્ત ૧૦૮.

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–इन्द्राग्नि ॥

હે ઈન્દ્ર તથા અગ્નિદેવ, જે તમારો અત્યંત આશ્ચર્યકારક રથ (માર્ગ ક્રમણ કરતાં)
અખિલ વિશ્વોનું અવલોકન કરે છે તે રથમાં બન્ને જણ સાથે બેસીને (અત્રે) આવો તથા ૧
આ સોમરસ કાઢી મૂક્યો છે તેનું પ્રાશન કરો.

હે ઈન્દ્ર તથા અગ્નિદેવ, આ સર્વ જગત તેના વિસ્તીર્ણ આકારને લીધે જેટલું ઉંડું
પ્રસરેલું છે તેટલો આ સોમ તમારા પ્રાશનમાટે ભરપૂર હોઈને તમારા મનમાં સર્વતોપરી ૨
આનંદકારક થાવ.

તમે ખરેખર ઉત્કૃષ્ટ રીતે ઉત્તમ નામ મેળવ્યું છે તથા વૃત્રનું હનન કરનાર તમે (ખરે-
ખર) ઉત્કૃષ્ટ કૃતિ કરનાર છો. માટે (આ યજ્ઞમાં) ઉત્કૃષ્ટ રીતે વિરાજમાન થઈને, હે સામ- ૩
ર્થ્યવાન્ ઈંદ્ર અને અગ્નિ, તમે આ સામર્થ્યપ્રદ સોમરસનું પ્રાશન કરો.

હે ઈન્દ્ર અને અગ્નિદેવ, અગ્નિ પ્રદીપ્ત કર્યા પછી જે તમને ભૂષણો ચઢાવ્યાં છે, જેમને
માટે યજ્ઞચમસ ઉંચા કરવામાં આવે છે, તથા જે તમે દર્ભાસનપર વિરાજમાન થયા છો તે આ ૪
તીવ્ર સોમરસ તૈયાર કરતાંની સાથે, અમારાપર કૃપા કરવાની ઈચ્છા કરીને, અત્રે આવો.

હે ઈન્દ્ર અને અગ્નિદેવ, જે વીરકર્મો (આજ પર્યંત) તમે કર્યાં, જે (નાના પ્રકારનાં)
રૂપો તમેં દાખવ્યાં તથા જે (અનેક) પરાક્રમો તમેં કર્યાં, તેનું—તથા જે તમારાં મિત્ર-
ત્વનાં કૃત્યો પુરાતન કાલથી પ્રખ્યાત છે તે સર્વનું—સ્મરણ કરીને આ (અમે) તૈયાર કરેલા ૫ (૨૬)
સોમરસનું પ્રાશન કરો.

---

१ इन्द्राग्नी, यः वां चित्रतमः रथः विश्वानि भुवनानि अभिचष्टे तेन सरथं तस्थिवांसा आ यात अथ सुतस्य सोमस्य पिबत ।

२ इन्द्राग्नी, यावत् इदं विश्वं भुवनं उरुव्यचा वरिमता गभीरं अस्ति तावान् अयं सोमः पातवे अस्तु युवभ्यां मनसे अरं अस्तु ।

३ सम्यक् भद्रं नाम चकाथे हि, उत वृत्रहनौ सध्रीचीना स्थः वृषणा इन्द्राग्नी, सध्र्यञ्चा निषद्य वृष्णः सोमस्य आ वृषेथां ।

४ इन्द्राग्नी, अग्निषु समिद्धेषु आनजाना, यतस्रुचा, बर्हिः तिस्तिराणा, तीव्रैः सोमैः परिषिक्तेभिः, सौमनसाय अर्वाक् आ यात ।

५ इन्द्राग्नी, यानि वीर्याणि, यानि रूपाणि उत वृष्ण्यानि चक्रथुः या वां प्रत्नानि शिवानि सख्या, तेभिः सुतस्य सोमस्य पिबत ।

જે અર્થે પ્રથમ તમારા (દર્શનની) ઇચ્છા મનમાં ધરીને હું, બોલ્યો-'આ સોમરસ અમારા જ (યજ્ઞમાંથી) ઉપાસકોએ તને અર્પણ કર્યો હોવો જોઇએ'—તે અર્થે તે મારી ખરી ભક્તિ તરફ જોઇને (તમે) આવો અને આ (અમે) તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૬

હે યજ્ઞાર્હ ઇંદ્ર અને અગ્નિદેવ, જો તમે તમારા મંદિરમાં, એકાદ વિદ્વાન્ ભક્તને (ઘેર) અથવા એકાદ રાજાના (યજ્ઞમાં) આનંદ કરતા બેઠા હો તો ત્યાંથી પણ, હે સામર્થ્યવાન્ દેવો, (અત્રે) આવો અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૭

હે ઇન્દ્ર અને અગ્નિદેવ, જો તમે યદુ, તુર્વશ, દ્રુહ્યુ અથવા પુરૂના સદનમાં હો તો ત્યાંથી પણ, હે સામર્થ્યવાન્ દેવો, (અત્રે) આવો અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૮

હે ઇન્દ્ર અને અગ્નિદેવ, જો તમે પૃથિવીના તદન નીચેના પ્રદેશમાં હો અથવા વચલા અથવા ઉપરના પ્રદેશમાં હો તો ત્યાંથી પણ, હે સામર્થ્યવાન દેવો, (અત્રે) આવો, અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૯

હે ઇન્દ્ર અને અગ્નિદેવ, જો તમે પૃથિવીના તદન ઉપરના પ્રદેશમાં હો અથવા વચલા અથવા નીચેના પ્રદેશમાં હો તો ત્યાંથી પણ, હે સામર્થ્યવાન્ દેવો (અત્રે) આવો અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૧૦

---

६ यत् प्रथम वां वृणान. अयव "अय सोम: न: असुर:' विहव्य:," तां सत्यां श्रद्धां अभि आ यात हि।

७ यजत्रा इन्द्राग्नी, यत् स्वे दुरोणे, यत् ब्रह्माणि राजनि वा मदथ', अत', वृषणौ, परि आ यात हि।

८ इन्द्राग्नी, यत् यदुषु तुवर्शेषु यत् द्रुह्युषु, अनुषु, पूरुषु स्थ:, अत:, वृषणौ, परि आ यात हि।

९ इन्द्राग्नी, यत् अवमस्यां पृथिव्यां, मध्यमस्यां उत परमस्यां स्थ:, अत:, वृषणौ, परि आ यात हि।

१० इन्द्राग्नी, यत् परमस्यां पृथिव्यां, मध्यमस्यां उत अवमस्यां स्थ:, अत:, वृषणौ परि आ यात हि।

હે ઇન્દ્ર અને અગ્નિદેવ, જો તમે સ્વર્ગમાં, પૃથિવીપર, પર્વતપર, વનસ્પતિમાં અથવા ઉદકોમાં હો તો ત્યાંથી પણ હે સામર્થ્યવાન્ દેવો (અત્રે) આવો અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૧૧

હે ઇન્દ્ર અને અગ્નિદેવ, તમે સૂર્યોદય વખતે જો કે સ્વર્ગ લોકના મધ્ય ભાગમાં બેશીને આનંદથી હવિનું સેવન કરતા હો તો ત્યાંથી પણ હે સામર્થ્યવાન્ દેવો (અત્રે) આવો અને અમે તૈયાર કરેલા સોમરસનું પ્રાશન કરો. ૧૨

હે ઇંદ્ર અને અગ્નિદેવ, આ પ્રમાણે સોમરસનું પ્રાશન કરીને અમારે માટે સર્વ વૈભવો જીતીને લઈ આવ. આ અમારો વિનંતિને મિત્ર તથા વરૂણનું તથા તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી, તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૧૩ (૨૭)

## સૂક્ત ૧૦૯.

॥ ऋषि—अङ्गिरस कुत्स । देवता—अग्नि ॥

મનમાં વૈભવની ઇચ્છા રાખીને હું (મને કોઈ) જ્ઞાતિબાન્ધવ અથવા આપ્ત (મદદ કરશે એમ જાણીને તેમને) શોધવા લાગ્યો. પરંતુ હે ઇંદ્ર તથા અગ્નિદેવ, તમારા મનની વૃત્તિ પણ મારા સંબંધી અન્ય પ્રકારની નથી. તથા (તેટલા જ માટે) આ બળવાન્ સ્તોત્ર મેં તમારા સન્માનાર્થ રચ્યું છે. ૧

એકાદ ગુણહીન જમાઈ કરતાં અથવા સાળા કરતાં પણ તમે વધારે ઉદાર રીતે દ્રવ્ય આપવાવાળા છો એવું મેં સાંભળ્યું છે. તેટલા માટે હે ઇંદ્ર તથા અગ્નિદેવ, તમને સોમરસ અર્પણ કરીને હું આ નવીન સ્તોત્ર રચું છું. ૨

---

११ इन्द्राग्नी, यत् दिवि स्थः, यत् पृथिव्या, यत् पर्वतेषु, ओषधीषु, अप्सु, अतः, वृषणौ परि आ यात हि।

१२ इन्द्राग्नी, सूर्यस्य उदिता यत् दिवः मध्ये स्वधया मादयेथे, अतः, वृषणौ, परि आ यात हि।

१३ इन्द्राग्नी, एव सुतस्य पपिवांसा अस्मभ्यं धनानि सजयत।

१ इन्द्राग्नी, मनसा वस्यः इच्छन् ज्ञासः उत वा सजातान् वि अख्यं हि। युवत् प्रमतिः मह्य अन्या न अस्ति। सः वाजयन्तीं धियं वां अतक्षम्।

२ स्यालात् उत वा विजामातुः प वा भूरिदावत्तरा अश्रव हि। अथ, इन्द्राग्नी, युवभ्यां सोमस्य प्रदानेन स्तोमं जनयामि।

'અમારો વંશવિચ્છેદ' ન થાવ' એવી પ્રાર્થના કરનારા તથા 'પોતાના વડિલોનું' સામર્થ્ય પોતાની સંતતિમાં ઉતરે એવી ઇચ્છા રાખનાર જે સામર્થ્યવાન્ પુરૂષ સૌખ્યનો ઉપભોગ લેતા હોય છે તે કેવળ ઈન્દ્ર તથા અગ્નિની કૃપાને લીધે જ. (કારણ જુઓ, સોમરસ કાઢવા માટે તેમણે આણેલા) યજ્ઞપાષાણ સોમરસપાત્રની પાસે જ મૂકેલા (દિસે) છે. ૩

હે ઇંદ્રિ તથા અગ્નિદેવ, આ દિવ્ય- સોમરસ પાત્ર તમારા સંતોષ માટે ઘણી હોંશથી સોમરસ કાઢી લે છે. તો હે અશ્વિની દેવ, તમારા મંગલ હસ્ત—તમારા સુંદર કર—હલાવતાં દોડતા આવો અને (આ સોમરસ ઉદકમાં નાંખીને) તેનાપર મધુર રસનું સિંચન કરો. ૪

હે ઇંદ્રિ અને અગ્નિદેવ, મેં એવું સાંભળ્યું છે કે દુષ્ટોના હનન કરવાના કામમાં અને વૈભવ અર્પણ કરવાને પ્રસંગે આપ (સર્વ કરતાં) અધિક અધિકાર' ચલાવો છો. ત્યારે, હે અનેક સ્થળોએ સંચાર કરનાર દેવો, આ યજ્ઞમાં કુશાસનપર અધિષ્ઠિત થઈને આ સોમરસથી સંતુષ્ટ થાવ. ૫ (૨૮)

હે ઈન્દ્ર અને અગ્નિદેવ, એકમેકને યુદ્ધાર્થ આવાહન' કરનારા પુરૂષો કરતાં, પૃથિવી કરતાં, દ્યુલોક કરતાં, મહા નદીઓ કરતા, પર્વતો કરતાં, અને આ વિના બીજા જે કોઈ લોક રહ્યા હોય તેમના કરતાં પણ તું શ્રેષ્ઠપણામાં અધિક છે. ૬

જેમના બાહુ વજ્ર પ્રમાણે બળવાળા છે એવા હે ઇંદ્ર તથા અગ્નિદેવો, અમારી પૂર્ણતા કરો, અમને શીખવો, આપના સામર્થ્યને યોગે અમારૂં રક્ષણ કરો. આ જ ખરેખર તે ભાનુનાં રશ્મિ, કે જેના સ્વરૂપમાં અમારા પૂર્વજો જઈ મળ્યા. ૭

---

३ रश्मीन् मा छेत्स्म इति नाधमानाः पितॄणां शक्तीः अनुयच्छमानाः वृषणः इन्द्राग्निभ्यां क मदन्ति । ता हि अद्री धिषणायाः उपस्थे ।

४ इन्द्राग्नी, देवी धिषणा युवाभ्यां मदाय उशती सोमं सुनोति । अश्विना, तौ भद्रहस्ता सुपाणी आ धावत, अप्सु मधुना पृङ्क्त ।

५ इन्द्राग्नी, वृत्रहत्ये, वसुनः विभागे, युवां तवस्तमौ शुश्रव । प्र चर्षणी, तौ अस्मिन् यज्ञे बर्हिषि आसद्य सुतस्य मादयेथां ।

६ इन्द्राग्नी, पृतनाहवेषु चर्षणिभ्यः, पृथिव्याः, दिवः च प्र रिरिचाथे । महित्वा सिन्धुभ्यः प्र, गिरिभ्यः प्र, अन्या विश्वा भुवना अति ।

७ वज्रबाहू इन्द्राग्नी, अस्मान् आ भरत, शिक्षत, शचीभिः अवत । इमे नु ते सूर्यस्य रश्मयः, येभिः नः पितरः सपित्वं आयन् ।

શત્રુનાં નગરો ઉદ્ધસ્ત કરનાર હે ઇન્દ્ર તથા અગ્નિદેવો, અમને સન્માર્ગે પ્રેરો, તથા અમારા હવિનો સ્વીકાર કરીને અમારું રક્ષણ કરો. આ અમારી પ્રાર્થનાને મિત્ર, વરુણ તથા તેવી જ રીતે અદિતિ, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૮ (૨૯)

## સૂક્ત ૧૧૦.

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

મારાં (યોજેલાં) કૃત્યો સમાપ્ત થયાં તથાપિ તે હું પુનઃ કરું છું. કારણ (જુઓ) એક અત્યંત મધુર સ્તુતિ (ઋભુના) ગૌરવાર્થ હું ગાઉં છું. આ અત્રે સર્વ દેવોને ઉદ્દેશીને સોમરસનો) સમુદ્ર (ભરી) મૂક્યો છે. હે ઋભુઓ, તે સોમ 'સ્વાહા' એવો ઉચ્ચાર કરીને તમને અર્પણ કરતાંની સાથે તમે (તેનો સ્વીકાર કરો તથા) તૃપ્ત થાવ. ૧

જ્યારે અજ્ઞાનમાંથી (સર્વથૈવ) નિર્મુક્ત તથા મારા (જાણે) કોઈ આપ્ત જ એવા તમે પુરાણ પુરૂષ (હવિના) ઉપભોગની ઇચ્છા રાખીને (તેમની પ્રાપ્તિના) ઉદ્યોગે લાગ્યા. ત્યારે હે સુધન્વાના પુત્રો, આપનાં (પરાક્રમોનાં) કૃત્યોના શ્રેષ્ઠપણાને લીધે જ તમે તે ઉદાર સવિતા દેવના સદનમાં જઈ શક્યા. ૨

જેને કદિપણ ગુપ્ત રાખવાનું શક્ય નથી એવા તે સવિતાનું યશ વર્ણન કરવાનો જ્યારે તમે પરિશ્રમ લીધો ત્યારે માત્ર સવિતાએ તમને અમરત્વ અર્પણ કર્યું; તે ઉદાર (ત્વષ્ટા) દેવનો જે પીવાનો એક ચમસ હતો તેના તમે ચાર ચમસ કર્યા. ૩

સત્કર્મોનું ઘણા ઉત્સાહથી આચરણ કરતાં દેવોની ઉપાસના કરનારા (ઋભુ) માનવ હોવા છતાં પણ અમરત્વને પામી ગયા. આ સુધન્વાના પુત્ર ઋભુ ભાનુનાં પણ દર્શન પ્રાપ્ત થવાની યોગ્યતાએ ચઢીને એક વર્ષની અંદર, (બીજાઓ તેમનાં સ્તોત્રો ગાય એવી) પદવીએ ચઢ્યા. ૪

---

८ पुरंदरा इन्द्राग्नी, अस्मान् शिक्षत, नः प्र अवत ।

१ ततं मे अपः तत् उ तायते पुनः । स्वादिष्ठा धीतिः उचथाय शस्यते । अयं इह विश्वदेव्यः समुद्रः, ऋभवः स्वाहाकृतस्य सं तृप्णुत उ ।

२ यत् अपाकः मम के चित् आपयः, प्राञ्चः आभोगयं इच्छन्तः प्र ऐतन, सौधन्वनासः, चरितस्य भूमना, दाशुषः सवितुः गृहं अगच्छत ।

३ तत् अगोह्य श्रवयन्तः ऐतन तत् सविता वः अमृतत्वं आ असुवत् । त्वं चित् असुरस्य भक्षणं चमसं एकं सन्तं चतुर्वयं अकृणुत ।

४ शमी तरणित्वेन विप्रो वाघतः मर्तासः सन्तः अमृतत्वं आनशुः सौधन्वनाः सूरचक्षसः ऋभवः संवत्सरे धीतिभिः सं अपृच्यन्त ।

અમર દેવોના સમુદાયમાં પણ પોતાની કીર્તિ વધે તથા (એવી રીતે) અત્યંત ઉત્કૃષ્ટ યશ પોતાને પ્રાપ્ત થાય એવી ઇચ્છા રાખનાર ઋભુઓને (આખરે) માનવો તરફથી સ્તુતિ પ્રાપ્ત થઈને, તેમણે, જેપ્રમાણે ખેતરની આંકણી થાય તેપ્રમાણે તેમનાં તેજસ્વી હથી-આરોથી, ઉઘાડા મુખના તે એક જ (યજ્ઞ) પાત્રની મોજણી કરી. ૫ (૩૦)

(આ ઋભુએ ની શ્રેષ્ઠ પદવી) ધ્યાનમાં લઈને અંતરિક્ષમાં વાસ કરનાર આ વીરોને પળીથી ઘૃત અર્પણ કરતા હોઈએ તેપ્રમાણે (એક) સ્તોત્ર અર્પણ કરીએ, આવો. આજ (પરમ) પિતાની સાથે તે તેમની ઉત્સાહ પૂર્વક કૃતિઓથી ઐક્ય પામ્યા અને સામર્થ્યની પ્રાપ્તિ કરી લઈને દિવ્ય રજોલોકપર આરૂઢ થયા ૬

ઋભુ જ અમારો પોતાના સામર્થ્યને લીધે નવીન આવેશ ચઢેલો ઇંદ્ર છે. ઋભુ જ તેની શક્તિને લીધે તથા સંપત્તિને લીધે અમારૂં નિધાન તથા અમારો ઉદાર દાતા છે. હે દેવ, આપની કૃપાથી અમે, જે દિનોપર અમારો નિરંતર પ્રેમ રહેશે એવા એકાદ દિવસે, ભક્તિહીન લોકોનાં સૈન્યોપર વિજય મેળવીએ. ૭

ઋભુ, તમે જ એક (ફક્ત) ચર્મમાંથી એક (ખરેખરી જીવતી) ગાય બનાવી તથા માતાનો તથા તેના વત્સનો સમાગમ કરાવ્યો. હે સુધન્વાના પુત્રો, તમે અદ્ભુત કૃતિ કરીને આપના વયસ્ક માતાપિતાનો પુનઃ તરૂણ કર્યાં. ૮

હે ઇંદ્ર, પરાક્રમને લીધે જ્યાં લાભ થવાનો સંભવ હોય એવા યુદ્ધમાં તારા સામર્થ્યથી અમારૂં રક્ષણ કર અને ઋભુઓસહવર્તમાન (આવીને) અમને આશ્ચર્યકારક સૌખ્ય અર્પણ કર. આ અમારી પ્રાર્થનાને મિત્ર તથા વરૂણ તથા તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોકનુંપણ અનુમોદન મળો. ૯ (૩૧)

---

५ अमर्त्येषु श्रवः इच्छमानाः उपमं नाधमानाः उपस्तुताः ऋभवः तेजनेन एकं जेहमानं पात्रं क्षेत्रं इव वि ममुः ।

६ ये ऋभवः अस्य पितुः सश्चिरे, वाज, दिवः रज. अरुहन्, अन्तरिक्षस्य नृभ्यः, स्रुचा इव घृतं मनीषां, विप्रनां आ जुहवाम ।

७ ऋभु नः मवसा नवीयान् इन्द्र, ऋभुः वाजेभिः वसुभिः वसु. ददि. देवाः, अवसा प्रिये अहनि अभु वता पृत्सुती अभि तिष्ठेम ।

८ ऋभव, चर्मण गां नि अविंशत, वत्सेन मातरं पुनः सं असृजत । सौधन्वनासः नरः, स्वपस्यया जिव्री पितरा युवाना अकृणोतन ।

९ इन्द्र, वाजवान् शर्धेन न. अविड्ढि, ऋभुमान् चित्र राध. आ दर्षि ।

## સૂક્ત ૧૧૧.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–इन्द्र ॥

જ્ઞાનને લીધે જેને કુશળતા પ્રાપ્ત થઈ છે એવા હે ઋભુઓ, તમે સુંદર રથ તથા ઇન્દ્રને લઈ જનાર સામર્થ્યવાન્ અશ્વ નિર્માણ કર્યા. તમે તમારાં માતાપિતાને તારુણ્યયુક્ત (નૂતન) આયુષ્ય આપ્યું તથા વત્સમાટે તેની જ પાસે સદોદિત રહે એવી, માતા ઉત્પન્ન કરી. ૧

હે (ઋભુઓ), આપના સામર્થ્યથી અમને યજ્ઞયાગ કરવા માટે આયુષ્ય આપો અને અમારાં અંગમાં પરાક્રમ તથા બલ આવે તેટલામાટે અમને ઉત્તમ સંતતિ તથા (પેટપુરતું) અન્ન આપો. (વળી) અમે અમારી સાથેના સર્વ શૂર પુરૂષો સાથે (નિર્વિઘ્નપણે) (આ જગમાં) રહીએ માટે અમારી સેનાના અંગમાં બલ ઉત્પન્ન કરો. ૨

હે ઋભુઓ, અમારી અભિવૃદ્ધિ કરો. અમારા રથોની અભિવૃદ્ધિ કરો. તમારે અમારી સદોદિત એવી વિજયશાલી અભિવૃદ્ધિ કરવી જોઈએ કે જેને લીધે અમારા સંબંધી અથવા પારકા–કોઈ પણ અમારી સાથે યુદ્ધ કરવાને આગળ આવો–તેમનો પરાજય જ થતો જાય. ૩

અમારા સંરક્ષણાર્થ હું ઋભુના અધિપતિ ઇન્દ્રને તથા તેજપ્રમાણે ઋભુ, વાજ, મરૂત્, બન્ને મિત્ર તથા વરૂણ, તથા બન્ને અશ્વિન–આ દેવોને સોમપાન કરવા માટે બોલાવું છું. અમને (અનેક) લાભ, બુદ્ધિશાલિત્વ તથા વિજયીપણું પ્રાપ્ત થાય એવી રીતે તે અમારી અભિવૃદ્ધિ કરો. ૪

અમારામાં હવિ અર્પણ કરવાનું સામર્થ્ય આવે માટે ઋભુ અમને (અનેક) લાભ પ્રાપ્ત કરાવો અને સમરાંગણમાં વિજયી વાજ અમારૂં સંરક્ષણ કરો. આ અમારી પ્રાર્થ[illegible] મિત્ર તથા વરૂણ, અને તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૫ (૩૨)

---

१ विद्मनापसः, सुवृत रथं तक्षन्; इन्द्रवाहा, वृषण्वसू हरी तक्षन् । ऋभवः, पितृभ्यां युवत् वयः तक्षन्, वत्साय सचाभुवं मातरं तक्षन् ।

२ यज्ञाय नः ऋभुमत् वयः आ तक्षत, क्रत्वे दक्षाय सुप्रजावतीं इषं । यथा सर्ववीरया विशा क्षयाम तत् नः शर्धाय इन्द्रियं सु धासथ ।

३ नरः ऋभवः, अस्मभ्यं सातिं, रथाय सातिं, अर्वते सातिं आ तक्षत । पृतनासु जामिं अजामिं सक्षणिं जैत्रीं सातिं नः स महेत ।

४ ऊतये ऋभुक्षणं इन्द्र, ऋभून्, वाजान्, मरुतः, उभा मित्रावरुणा, अश्विना सोमपीतये नून आ हुवे । ते नः सातये, धिये, जिषे नः हिन्वन्तु ।

५ ऋभुः भराय सातिं सं शिशातु । समर्यजित् वाजः अस्मान् अविष्टु ।

**સૂક્ત ૧૧૨.**

॥ ऋषि–आङ्गिरस कुत्स । देवता–द्यावापृथिवी, अग्नि, अश्विन ॥

દ્યુલોક તથા ભૂલોક અમારી પ્રાર્થના તરફ પ્રથમ લક્ષ આપે માટે હુ તેમનુ સ્તવન કરૂ છુ, તથા તે સુદર કાન્તિયુક્ત દેદીપ્યમાન અગ્નિ અત્રે આવતા અમારી કામના પરિપૂર્ણ કરે માટે તેનુ પણ સ્તવન કરૂ છુ હે અશ્વિન, તમારા સ્તુતિકર્તાએ તમને સોમરસ અર્પણ કરેથી જે આપના (ભક્તજનરક્ષક) સામર્થ્યથી તમે તેને વૈભવની વહેચણી કરો છો તે સામર્થ્ય સાથે લઈને અત્રે આગમન કરો ૧

(ભક્તજનોની) તમને યાદ આવીને તમે તેમને તમારૂ ઔદાર્ય દેખાડવા પ્રવૃત્ત થાવ માટે તે તમને (સોમરસ) અર્પણ કરતા તમારી ગી શી આજ્ઞા બહાર પડે છે તેની જાણે કે વાટ જ જોતા તમારા રથની આસપાસ અડેકો વાટ જોઈને બેઠા છે હે અશ્વિન, (ભક્તજનોને) તેમનુ અભીષ્ટ પ્રાપ્ત થવા માટે તેમની બુદ્ધિ જે આપના (ભક્તજન) રક્ષક સામર્થ્યથી તમે (ઉચિત) કર્મોમા નિમગ્ન કરો છો તે સામર્થ્ય સાથે લઈને તમે અત્રે આગમન કરો ૨

(તે) દિવ્ય અમૃતને લીધે તમને (નવીન) ઉત્સાહ આવતો હોવાને લીધે જ આ સર્વ લોકોપર તમે અધિકાર ચલાવી રહ્યા છો હે શૂર અશ્વિન, જે આપના (ભક્તજન) રક્ષક સામર્થ્યથી તમે કદિપણ ન વિયાનારી એવી ગાયામા પણ ભરપૂર દૂધ મૂક્યુ તે સામર્થ્ય સાથે લઈને તમે અત્રે આગમન કરો ૩

ચારે તરફ પરિભ્રમણ કરનાર તથા બે માતાઓથી જન્મ પામેલ (પુરૂષ) જે તમારા (ભક્તજન) રક્ષક સામર્થ્યને લીધે સ્વપુત્રના પરાક્રમની મદદથી (સર્વ) શીઘ્રગામી કરીને શોભા પામે છે તથા જે સામર્થ્યના યોગે ત્રિમન્તુ પ્રજ્ઞાવાન્ થવાને સમર્થ થયો તે તારા સામર્થ્ય સાથે લઈને, હે અશ્વિન, તમે અત્રે આગમન કરો ૪

જે તમારા (ભક્તજન) રક્ષક સામર્થ્યને લીધે તમે બધનમા પડેલા તથા પાશમા સપડાયલા રેભ તથા વન્દનની દૃષ્ટિએ પ્રકાશ પડવામાટે તેમને ઉદકમાથી બહાર કહાડ્યા તથા જેના યોગે (તમારા) ચિંતનમા (કેવળ) નિમગ્ન હે કણ્વ [illegible] કણ્વોનુ તમે સરક્ષણ કર્યુ તે તારા સામર્થ્ય સાથે લઈને, હે અશ્વિન, તમે અત્રે આગમન કરો ૫ (૩૩)

---

१ पूर्वचित्तये द्यावापृथिवी ध्मम शुचं अग्नि यामन् इष्टय ईळे । अश्विना, याभि भरे कार अशाय जिन्वथ ताभि ऊतिभि सु आ गतं । २ युवा दानाय सुभरा असश्चत वचसा न रथ मन्तव आ तस्थु [illegible] ना धियं [illegible] अवथ ताभि ऊतिभि सु आ गतं । ३ दिव्यस्य अमृतस्य मज्मना [illegible] प्रजा न युव क्षयथ नरा अश्विना [illegible] । धेनु पिन्वथ ताभि ऊतिभि सु आ गत ।
४ [illegible] परिज्मा [illegible] तनयस्य मज्मना [illegible] तरणि विभूषति, याभि त्रिमन्तु विचक्षण [illegible] ताभि ऊतिभि, [illegible]ना, सु आ गतं । ५ [illegible]ना, याभि निवृत सित [illegible] अद्भ्य [illegible] [illegible] प्रावत [illegible] गतं ।

હે અશ્વિન, તમારા જે (ભક્તજન) રક્ષક સામર્થ્યને લીધે તમે શરસંધાનને" પ્રસંગે કૃશાનુને શાબાશી અપાવી, જેને યોગે તમે તે તરૂણ પુરૂષનો અશ્વ વેગથી દોડતો હતો ત્યારે તેનું સંરક્ષણ કર્યું તથા જેના યોગે તમે ભમરાઓને તેમને મનપસંદ મધ આણી આપો છો તે સામર્થ્ય સાથે લઈને તમે અત્રે આગમન કરો. ૨૧

હે અશ્વિન, તમારા જે (ભક્તજન) રક્ષક સામર્થ્યથી તમે ધેનુની પ્રાપ્તિમાટે યુદ્ધ કરનાર તે વીરને યુદ્ધમાં ભૂમિ તથા સંપત્તિ મેળવી આપીને, તેનો ઉત્કર્ષ કરાવ્યો, અને જેના યોગે તમે રથ તથા અશ્વનું સંરક્ષણ કરો છો તે સામર્થ્ય સાથે લઈને તમે અત્રે આગમન કરો. ૨૨

હે અશ્વિન, તમારા જે (ભક્તજન) રક્ષક સામર્થ્યને લીધે તમે અર્જુનીના પુત્ર કુત્સ, તથા તેજપ્રમાણે તુર્વીતિ તથા દભીતિનું સંરક્ષણ કર્યું તથા જેને યોગે તમે ધ્વસન્તિ તથા પુરૂષન્તિનું પણ પરિપાલન કર્યું તે સામર્થ્ય સાથે લઈને તમે અત્રે આગમન કરો. ૨૩

શત્રુનો નાશ કરનાર હે પરાક્રમી અશ્વિનીદેવો, અમારી પર કૃપાળુ થઈને અમારી સ્તુતિ તથા પ્રાર્થના સફળ" કરો. ભાનુની" પ્રભા ઝળકતા પહેલાંજ અમારા સંરક્ષણ માટે હું તમને આવાહન કરૂં છું. તેટલામાટે અમને સામર્થ્ય અર્પણ કરીને અમારો અભ્યુદય કરો. ૨૪

હે અશ્વિન, અમારા સૌખ્યમાં કદિપણ ભંગ" ન પડવા દેતાં રાતદિવસ અમારૂં સંરક્ષણ કરો. આ અમારી પ્રાર્થનાને મિત્ર તથા વરૂણ અને તેજપ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી અને દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૨૫ (૩૭) (૭)

---

२१ अश्विना, याभिः असने" कृशानु दुवस्यथः, याभि. युन. अर्वंत जवे आवत, यत सरड्भ्यः प्रिय मधु भरथः ताभिः ऊतिभिः सु आ गत ।

२२ अश्विना, याभिः गोषुयुध नर नृषाह्ये क्षेत्रस्य तनयस्य साता जिन्वथः, याभिः रथान्, याभिः अर्वतः अवथः ताभिः ऊतिभि. सु आ गत ।

२३ शतक्रतू अश्विना, याभिः आर्जुनेय कुत्स, तुर्वीतिं, दभीतिं प्र आवत, याभिः ध्वसतिं पुरुषन्ति आवत, ताभिः ऊतिभिः सु आ गत ।

२४ दस्रा वृषणा अश्विना, अस्मे नः वाच मनीषां अप्नस्वतीं" कृत; अधूर्ये" अवसे वां नि हुये वाजसातौ नः वृधे च भवत ।

२५ अश्विना, अरिष्टेभिः" सौभगेभिः द्युभि. अक्तुभिः अस्मान् परिपात ।

# અધ્યાય ૮.



## સૂક્ત ૧૧૩.

॥ ऋषि–आङ्गिरसः कुत्स । देवता–उषा ॥

આ સર્વ તેજમાં શ્રેષ્ઠ તેજ અવતીર્ણ થયું છે. આ આશ્ચર્યકારક તથા સર્વવ્યાપી પ્રકાશ ઉદય પામ્યો છે. સવિતાને જન્મ આપવામાટે જ આ (ઉષા)દેવી પ્રાદુર્ભૂત થઈ છે અને તેથી રાત્રિએ તેને માટે (એકદમ) જગ્યા કરી. ૧

પોતાનું શુભ્રવર્ણ બાલક લઈને આ શુભ્ર તથા દેદીપ્યમાન ઉષા પ્રાપ્ત થઇ છે કૃષ્ણવર્ણ (રાત્રિએ) પોતાનાં સર્વ નિવાસસ્થાનો આને માટે ઉઘાડાં કરી મૂક્યાં છે. પરસ્પર સમાન સંબંધવાળી આ એકમેકને અનુસરનારી (બન્ને) અમર દેવી, (જગતનો) વર્ણ બદલતી, આકાશમાર્ગે સંચાર કરે છે. ૨

આ બન્ને ભગિનીનો માર્ગ અનન્ત છે. દેવોની આજ્ઞાને અનુસરીને તે વારા ફરતી તે માર્ગે સંચાર કરે છે. વિચારમાં એક પણ સ્વરૂપમાં ભિન્ન આ સુંદર (બન્નેજણ) રાત્રિ અને ઉષા (ક્યાંયપણ) અટકતી અથવા વિશ્રાન્તિ લેતી નથી. ૩

દેદીપ્યમાન તથા માધુર્ય યુક્ત સત્યની પ્રાપ્તિ કરાવી આપનાર આ આશ્ચર્યકારક (ઉષા) દેખાવા લાગી છે. એણે અમારા (ગૃહોનાં) દ્વારો ઉઘાડયાં છે. (સર્વ) જગને (પોતપોતાના ઉદ્યોગમાં) પ્રવૃત્ત કરીને તેણે અમારે માટે વૈભવો ખુલ્લા કર્યા છે તથા તેણે સર્વ પ્રાણીમાત્રને જાગૃત કર્યાં છે. ૪

---

१ इदं ज्योतिषां श्रेष्ठं ज्योतिः आ अगात्। चित्रः विभ्वा प्रकेतः अजनिष्ट। यथा सवितुः सवाय एव प्रसूता रात्री उषसे योनिं अरैक्।

२ रुशद्वत्सा रुशती श्वेत्या आ अगात्। कृष्णा अस्याः सदनानि अरैक् उ। समानबन्धू अनूची अमृते वर्णं आ मिनाने द्यावा चरतः।

३ स्वस्रोः अध्वा समानः अनन्तः। देवशिष्टे त अन्यान्या चरत. समनसा विरूपे सुमेके नक्तोषसा न मेथेते, न तस्थतुः।

४ भास्वती, सूनृतानां नेत्री चित्रा अचेति। नः दुरः वि आवः। जगत् प्रार्प्य न. रायः वि अख्यत्। उषाः विश्वा भुवनानि अजीगः।

આ ઉદાર ઉષાએ સર્વ પ્રાણીમાત્રને એટલા હેતુથી જાગૃત કર્યાં છે કે જે (વટેમાર્ગુ રસ્તામા) આડો અવળો ઉંધી ગયો હોય તે ચાલતો થાય, તે જ પ્રમાણે તમારામાથી કોઇ ભોગ્ય વસ્તુમાટે પ્રયત્ન કરે, કોઇ ઇષ્ઠાર્થ પ્રાપ્તિ માટે ત્વરા કરે, કોઈ ધન પ્રાપ્ત્યર્થ ખટપટ કરે તથા જેને અલ્પ દિનતુ હોય તે સ્પષ્ટ રીતે જોવા લાગે. ૫ (૧)

તમારામાથી કોઈ સામર્થ્ય મેળવવાનો પ્રયત્ન કરે, કોઇ કીર્ત્તિ માટે ખટપટ કરે, કોઈ પોતાનો ઉચ્ચ ઇષ્ટ હેતુ પાર પાડવા માટે ત્વરા કરે કોઇ (પોતાની) મન પસંદ યોજનાની નિર્વિઘ્ને જઈ પહોચે અને પ્રત્યેકને પોતપોતાના ભિન્નભિન્ન ચરિતાર્થનો માગ દિસે માટે આ ઉષાએ સર્વ પ્રાણીમાત્રને જાગૃત કર્યાં છે ૬

શુભ વસ્ત્રો પરિધાન કરેલી તથા પૃથિવી ઉપરના સર્વ વૈભવની સ્વામિની એવી દેદીપ્યમાન દ્યુલોક કન્યા દૃગ્ગોચર થઈ છે હે મંગલપ્રદ ઉષા, આજ અત્રે તારો ઉજ્જ્વલ પ્રકાશ પાડ ૭

પોતાનો ઉજ્જ્વલ પ્રકાશ (સર્વત્ર) પાડતી, (સર્વ) પ્રાણીઓને પોતપોતાનાં કાર્યમા પ્રવૃત્ત કરતી તથા કોઈ મૃતવત્ (શય્યાપર) પડ્યા હોય તેમને જાગૃત કરતી આ શાશ્વતપણે આગળ આવનારી (સર્વ) ઉષાઓની પહેલી ઉષા પાછળ ગયેલી ઉષાને માર્ગે ચાલે છે ૮

ઉષા, તેં અગ્નિને પ્રદીપ્ત થવાને તૈયાર કર્યો, ભાનુના નેત્રના યોગે (જગતને) પ્રકાશિત કર્યું તથા યજ્ઞવ્યાપૃત થવા ઇચ્છનાર (સર્વ) માનવોને તે જાગૃત કર્યાં. આ દેવોપર વ ર ઘણાજ ઉપકારનુ કાર્ય થયું ૯

---

५ जिह्मश्ये चरितवे, त्व आभोगये इष्टये राय, दभ्रं पश्यद्भ्य उर्विया विचक्षे उषा विश्वा भुवनानि अजीग ।

६ त्व क्षत्राय, त्व श्रवसे, त्व महीयै इष्टये, त्व अर्थ इव इत्यै, विसदृशा जीविता अभिप्रचक्षे, उषा विश्वा भुवनानि अजीग ।

७ दुहितादाम, विश्वस्य वसुन ईशाना, व्युच्छन्ती युवति एषा दिव दुहिता प्रति अदर्शि। सुभगे उषा, अद्य इह व्युच्छ ।

८ व्युच्छन्ती, जीव उदीरयन्ती, मृत कचन बोधयन्ती, शश्वतीनां आयतीना प्रथमा उषा परायतीनां पाथ अनु एति ।

९ उष, यत् अग्नि समिधे चकथ, यत् सूर्यस्य चक्षसा वि आव, यत् यक्ष्यमाणान् मानुषान् अजीग, तत् देवेषु भद्र अप्न चकृथ ।

જે ઉષા પૂર્વે પ્રકાશી ગઈ અને ખરેખર જે આગળ પ્રકાશનાર છે તેમાંથી પ્રત્યેક કેટલો થોડો વખત આપણી પાસે રહેશે વારૂ? (જે) ઉષા (આવે છે તે) ઘણા કરૂણ સ્વરે તેની આગળ આવી ગએલી ઉષાઓ વિશે શોક કરે છે તથા પોતાનો પ્રકાશ પ્રકટ કરતી બીજી ઉષાની સોબત મળી એટલે તેમને મળે છે. ૧૦ (૨)

જે માનવીએ પૂર્વકાલીન ઉષાને પ્રકાશતાં જોઈ તે માનવ ગયા. આ ઉષા હમણા અમારી દૃષ્ટિએ પડે છે અને જે આગળ આવનારી ઉષાને જોશે તે લોક પણ માર્ગ કાપે છે. ૧૧

હે ઉષા, દ્વેષીઓનો નિઃપાત કરનારી, સત્યથી પરિપાલન કરનારી, સત્યમાટે જન્મ લેનારી, ઉત્કૃષ્ટ વૈભવયુક્ત, માધુર્ય પરિપૂર્ણ સત્ય ભાષણ કરનારી, અત્યંત મંગલ દેવોના હવિ લઈ આવનારી તથા અત્યંત શ્રેષ્ઠ એવી તું તારો ઉજ્જ્વલ પ્રકાશ (અત્રે) પાડ. ૧૨

આ ઉષાદેવી પ્રાચીન કાલથી એકસરખી પ્રકાશે છે. એ ઉદાર દેવીએ આજપણ પોતાનો પ્રકાશ તેપ્રમાણે પાડ્યો છે તથા તેવીજ રીતે તે આજ પછી પણ પ્રકાશિત થશે. જરા તથા મૃત્યુની પીડામાંથી મુક્ત એવી આ ઉષા પોતાના માર્ગે ગમન કરે છે. ૧૩

પોતાનાં આભરણોથી મંડિત ઉષા દ્યુલોકના વિસ્તીર્ણ પ્રદેશમાં પ્રકાશી છે. આ દેવીએ (જગતનો) કૃષ્ણદેહ શુભ્ર કર્યો છે. પોતાનાં રક્તવર્ણ અશ્વોના યોગે (સર્વને) જાગૃત કરતી આ ઉષા તેના ઉત્તમ રીતે તૈયાર કરેલા રથમાં આરૂઢ થઈને આવે છે. ૧૪

---

१० याः व्यूषुः, याः च नूनं विउच्छान् कियति यत् समया आ भवाति? वावशाना पूर्वाः अनु कृपते, प्रदीध्याना अन्याभिः जोषं एति ।

११ ये मर्त्यासः पूर्वतरां उषसं व्युच्छन्तीं अपश्यन् ते ईयुः । अस्माभिः ऊ प्रतिचक्ष्या अभूत् नु । ये अपरीषु पश्यान् ते यन्ति ।

१२ उषः, यावयद्द्वेषाः, ऋतपाः, ऋतेजाः, सुम्नावरी, सूनृताः ईरयन्ती, सुमङ्गलीः, देववीतिं बिभ्रती श्रेष्ठतमा अद्य इह व्युच्छ ।

१३ देवी उषाः पुरा शश्वत् वि उवास, अथो मघोनी अद्य इदं व्यावः, अथो उत्तरान् अनु व्युच्छात्, अजरा अमृता स्वधाभिः चरति ।

१४ अञ्जिभिः दिवः आतासु वि अद्यौत् । देवी कृष्णां निर्णिजं अप आवः । अरुणेभिः अश्वैः प्रबोधयन्ती उषाः सुयुजा रथेन आयाति ।

(સર્વની) પસંદગીના પોષક પદાર્થ પોતાની સાથે લાવીને આ પ્રજ્ઞાવતી ઉષા પોતે આશ્ચર્યકારક તેજ પ્રકટ કરે છે. જે અવિનાશી ઉષા (આજ સુધી) પ્રકાશી ગઈ તે પૈ છેવટની" તથા (આગળ) પ્રકાશમાન થનારી ઉષાપૈકી પહેલી ઉષાએ અત્રે પોતાની પ્રભા પ્રસારી છે. ૧૫ (3)

ચાલો ઉઠો," આપણો ચૈતન્યદાયક પ્રાણ આવ્યો છે. અંધકાર નાશી ગયો અને હવે પ્રકાશનું આગમન થાય છે. ભાનુ પોતાનો પ્રવાસ કરી શકે માટે (આ ઉષાએ) (તેને માટે) માર્ગ ખુલ્લો કરી આપ્યો છે. જ્યાં (સર્વલોક) પોતાના આયુષ્યની વૃદ્ધિ કરી લે છે એવા સ્થળે આપણે આવી પહોચ્યા છીએ. ૧૬

દેદીપ્યમાન ઉષાની સ્તુતિ કરતો આ સ્તોતા–આ ઉપાસક–તેમના સન્માનાર્થ (ઉત્તમ) ગાયનો રચીને" ગાય છે. માટે હે ઉદાર દેવિ, તું આ સ્તોતા માટે આજ પ્રકાશિત થા તથા અમારાપર સંતતિયુક્ત (દીર્ઘ) આયુષ્યની પ્રભા પાડ. ૧૭

ગોધન તથા અશ્વોની પ્રાપ્તિ કરાવી આપનાર તથા સર્વ વીરોથી પૂજ્ય જે ઉષા હવિ અર્પણ કરનાર માનવો માટે સુપ્રકાશિત થાય છે તેમની તરફ આ તેમના સોમયાગી ઉપાસકો, આ ઉત્તમ સ્તોત્રો વાયુ પ્રમાણે ઉંચ સ્વરે ગાવાની સાથે જ જઇને પ્રાપ્ત થાવ. ૧૮

દેવોની માતા, અદિતિનું બલ, યજ્ઞની ધ્વજા તથા શ્રેષ્ઠ એવી તું અમારા માટે પ્રકાશ. (અમારા યજ્ઞની) પ્રશંસા કરતી અમારા સ્તોત્રો શ્રવણ કરીને ઉજ્જ્વલ કાંતિથી યુક્ત થા. સર્વને પ્રિય (ઉષા) આ લોકમા અમે હોઇએ ત્યારે અમને નવીન જીવન અર્પણ કર ૧૯

---

१५ वार्याणि पोष्या आवहन्ती चेकिताना चित्र केतु कृणुते ईयुषीणां शश्वतीना उपमा" विभातीनां प्रथमा उषा वि अश्वैत्।

१६ उत् ईर्ध्वं,"। न असु आ अगात्, तम अप प्र अगात्, ज्योति, आ एति। सुर्याय यातवे पन्थां अरैक्। यत्र आयु प्रतिरन्त अगन्म।

१७ विभाती उषस स्तवान रेभ वह्नि वाच स्यूमना" उत् इयति। तत् मघोनि गृणते अद्य उच्छ, अस्मे प्रजावत् आयु नि दिदीहि।

१८ या गोमती अश्वावती सर्ववीरा या उषस दाशुषे मर्त्याय व्युच्छन्ति सोमसुत्वा सूनृतानां वायो इव उदर्के ता अश्नवत्।

१९ माता देवानां, अदिते अनीकं, यज्ञस्य केतु, बृहती वि भाहि। प्रशस्तिकृत् न ब्रह्मणे वि उच्छ, विश्ववारे जने न आ अनय।

પૂજન તથા સ્તવન કરનાર ઉપાસકો માટે જે મંગલ તથા આશ્ચર્ય કારક બલ ઉષા લઈ આવનો હોય તેને મિત્ર, વરૂણ, અદિતિ, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોક-આ સર્વનું અનુમોદન હો. ૨૦ (૪)

## સૂક્ત ૧૧૪.

॥ ऋषि-आङ्गिरस कुत्स । देवता-रुद्र ॥

જે પ્રત્યક્ષ પરાક્રમ જ છે, જે જટા ભારથી મંડિત છે તથા જેનો આશ્રય અખિલ વીર કરે છે એવા રૂદ્રદેવને અમે આ સ્તુતિ અર્પણ કરીએ છીએ. આ યોગે અમારાં (સર્વ) દ્વિપાદ તથા ચતુષ્પાદ પ્રાણીઓનું કલ્યાણ થશે તથા આ ગામમાંના સર્વ (જન) અભિવૃધ્ધિ પામીને (સર્વ) ત્રાસમાંથી મુક્ત થશે. ૧

હે રૂદ્ર, અમને સૌખ્ય દે તથા અમને આનંદ થાય તેમ કર. જે તારો સર્વ શૂર પુરૂષ આશ્રય કરે છે તે તને વન્દન કરીને અમે તારી સેવા કરીએ. તારો આશ્રય કરનાર (ભક્ત)નેજ પ્રાપ્ત થવાને યોગ્ય એવા જે કલ્યાણની (અમારા) પિતા મનુએ ઇચ્છા કરી તે, હે રૂદ્ર, તારા માર્ગ દર્શકત્વ નીચે જ અમને પ્રાપ્ત થશે. ૨

હે ઉદાર રૂદ્ર, જેનો આશ્રય સર્વ વીર પુરૂષો શોધે છે એવી તારી કૃપાની પ્રાપ્તિ અમને દેવોની ઉપાસના કર્યાને લીધે જ પ્રાપ્ત થશે અમારા (કુટુંબમાંનાં સર્વ) માણસો માટે ઉત્તમ ઉત્તમ વૈભવો લઈને તું (અત્રે) આવ. અમારા શૂરલોક સાથે સલામત રહીને અમે તને હવિ અર્પણ કરીએ. ૩

અતિશય દેદીપ્યમાન, યજ્ઞને સિધ્ધિએ પહોંચાડનાર, વક્રગતિથી મંડિત તથા પ્રજ્ઞાશીલ રૂદ્રને અમે અમારા સંરક્ષણ માટે આમંત્રણ કરીએ છીએ. તે દેવોનો કોપ અમારાપરથી દૂર કરાવો. તેની કૃપાની જ અમે ઇચ્છા કરીએ છીએ. ૪

---

२० ई जानाय शशमानाय यत् भद्र चित्र अप्र.'' - उपसः वहन्ति तत नः मित्रः वरुणः ममहंता ।

१ तवसे कपर्दिने क्षयद्वीराय रुद्राय इमाः मतीः प्र भरामहे, यथा द्विपदे चतुष्पदे श असत्, अस्मिन् ग्रामे विश्व पुष्ट अनातुरं ।

२ रुद्र, न मृळ उत न मय कृधि । क्षयद्वीराय ते नमसा विधेम । यत् च योः च श पिता मनुः आयेजे तत्, रुद्र, तव प्रणीतिषु अश्याम ।

३ मीढ्व रुद्र, क्षयद्वीरस्य तव सुमतिं ते अश्याम । अस्माक विशः इत् सुम्नयन् आचर । अरिष्टवीरा. ते हविः जुहुवाम ।

४ वय त्वेष यज्ञसाध वकु कविं रुद्र अवमे नि ह्वयामहे । दैव्य हेळः अस्मत् आरे अस्यतु । अस्य सुमतिं इत् वय आ वृणीमहे ।

દેદીપ્યમાન, જટાધારી તથા ત્વેષયુક્ત રૂપ (ધારણ કરનાર) એવા તે સ્વર્ગ લોકમાંના વરાહને વન્દન કરીને અમે બોલાવીએ છીએ. તે તેના હાથમા (સવને) હવિની સાથે વહેંચવાનાં ઔષધો ધારણ કરીને અમને સૌખ્ય, અભય, તથા સુરક્ષિતપણું અર્પણ કરો. ૫ (૫)

મધુરમાં મધુર તથા સંતોષ કારક આ સ્તોત્ર (અમે) મરૂતોના પિતા રૂદ્રને માટે ગાઇએ છીએ. માટે હે અમર દેવ, તું અમે માનવોને યોગ્ય ભોગ્ય તથા પોષણની વસ્તુ અર્પણ કર તથા અમને તથા અમારાં બાળબચ્ચાંને સૌખ્ય દે. ૬

હે રૂદ્ર, અમારામાં જે મોટા હોય અથવા જે નાના હોય, જે મોટા[૧] થતા હોય અથવા જે મોટા થયા હોય તે પૈકી કોઇને પણ ઇજા પહોંચવા દઇશ નહિ. અમારા પિતા તથા અમારી માતાને મારીશ નહિ તથા અમને પ્રિય જે અમારાં શરીરો તેમને પણ ઇજા પહોંચવા દઇશ નહિ. ૭

અમારાં છોકરાં છૈયાંને, અમારા નોકરોને, અમારી ધેનુઓને અને અમારા અશ્વોને ઇજા પહોંચવા દઇશ નહિ. હે રૂદ્ર, તું ગુસ્સે થઇને અમારા શૂર પુરૂષોને મારીશ નહિ. અમે હવિ અર્પણ કરીને સદૈવ તારૂં પૂજન કરીએ છીએ. ૮

જે પ્રમાણે પશુપાલક (ઢોરો) એકઠાં કરે છે તે પ્રમાણે હું તારા સન્માનાર્થ (અનેક) સ્તોત્રો એકત્ર કરૂં છું. હે મરૂતોના પિતા, તું અમને ઉત્કૃષ્ટ વૈભવ અર્પણ કર. તારી કૃપા મંગલપ્રદ તથા અત્યંત સુખદાયક છે તથા આને જ લીધે હું તારા કૃપા પ્રસાદનીજ ફક્ત યાચના કરૂં છું. ૯

---

५ अरुष कपर्दिन त्वेष रूप दिव. वराह नमसा नि ह्वयामहे । वार्याणि भेषजा हस्ते बिभ्रत् शर्म वर्म छर्दिः अस्मभ्यं यसत् ।

६ स्वादोः स्वादीयः वर्धनं इद वचः मरुता पित्रे रुद्राय उच्यते । अमृत नः मर्तभोजन च रास्व, त्मने तोकाय तनयाय मृळ ।

७ रुद्र, नः महान्त उत नः अर्भक, न. उक्षन्त उत नः उक्षित, न. पितर उत मातर, नः प्रियाः तन्वः मा रीरिषः ।

८ नः तोके तनये, नः आयौ, नः गोषु, नः अश्वेषु मा रीरिषः । रुद्र, भामितः नः वीरान् मा वधीः हविष्मन्तः त्वा सद इत् हवामहे ।

९ पशुपाः इव ते स्तोमान् आ अकर । मरुतां पितः अस्मे सुम्न रास्व । ते सुमतिः भद्रा मृळयत्तमा हि, अथ वय ते अवः इत् वृणीमहे ।

ધેનુ તથા પુરૂષનો વધ કરનાર તારાં (શસ્ત્ર) દૂર રહો; તથા હે (સર્વ) વીર પુરૂષોના આશ્રયભૂત દેવ, તારી પાસેના ઉત્કૃષ્ટ વૈભવમાત્ર અમારે માટે હો. હે દેવ, તું અમને સૌખ્ય આપ તથા અમારો પક્ષ ધરીને તું બોલ, અને તું દ્વિગુણિત (સામર્થ્યવાન) હોવાને લીધે અમને સુરક્ષિત પણું અર્પણ કર. ૧૦

તે (રૂદ્ર) અમારૂં રક્ષણ કરે એવી ઈચ્છા રાખીને આ નમસ્કૃતિ પૂર્ણ સ્તોત્ર અમે ગાયું છે તથા તેથી જ તે રૂદ્ર મરૂતો સહવર્તમાન અમારી હાંક સાંભળો અમારી પ્રાર્થનાને મિત્ર, વરૂણ, અને તેજ પ્રમાણે અદિતિ, સિન્ધુ, પૃથિવી, અને ઘુલોક પણ તેમનું અનુમોદન આપો. ૧૧ (૬)

## સૂક્ત ૧૧૫.

॥ ऋषि–अङ्गिरस कुत्स । देवता–सूर्य ॥

મિત્ર, વરૂણ, અને અગ્નિનું (જાણે કે) નેત્ર જ, એવું આ દેવોનું આશ્ચર્યકારક બલ ઉદય પામ્યું છે! સ્થાવર જંગમ વસ્તુના (જાણે કે) પ્રાણ જ, એવા આ ભાનુએ ઘુલોક, ભૂલોક તથા અન્તરિક્ષને વ્યાપ્ત કરી નાખ્યાં છે. ૧

જેમ એકાદ મનુષ્ય (તેને પ્રિય એવી) એકાદ તરૂણીની પછવાડે પછવાડે જવા લાગે છે તે પ્રમાણે આ સૂર્ય દેદીપ્યમાન ઉષા દેવીની પાછળ ચાલતાં, જે ઠેકાણે ભક્તિમાન લોક તેમનું આયુષ્યક્રમણ કરે છે એવા મંગલ સ્થાને તેમનું મંગલ કરવા માટે જાય છે. ૨

સૂર્યના અશ્વ, મંગલપ્રદ, આશ્ચર્યકારક, અનેક પ્રકારના રંગોના તથા આનંદદાયક છે. સૂર્યને નમન કરીને તેમણે ઘુલોકનો પાછલો ભાગ વ્યાપી નાંખ્યો છે. તે ઘુલોક તથા ભૂલોકની આસપાસ નિમિષ માત્રમાં જઈ શકે છે. ૩

---

१० ते गोघ्न उत पुरुषघ्न आरे। क्षयद्वीर, ते सुम्न अस्मे। अस्तु देव नः मृळ च अधि ब्रूहि च, अध द्विबर्हाः, नः शर्म च यच्छ।

११ अवस्यवः अस्मै नमः अवोचाम। मरुत्वान् रुद्रः नः हव शृणोतु।

१ मित्रस्य वरुणस्य अग्नेः चक्षुः देवानां चित्रं अनीकं उद अगात्। जगतः तस्थुषः च आत्मा सूर्यः द्यावापृथिवी अन्तरिक्षं आ अप्रा।

२ यत्र देवयन्तः युगानि वितन्वते भद्रं प्रति भद्राय, मर्यः योषां न, सूर्यः रोचमानां देवीं उषसं पश्चात् अभि एति।

३ सूर्यस्य हरितः अश्वाः भद्राः, चित्राः, एतग्वाः, अनुमाद्यासः। नमस्यन्तः दिवः पृष्ठं आ अस्थुः। द्यावापृथिवी सद्यः परियन्ति।

સૂર્યની તે જ દિવ્ય શક્તિ, તે જ તેનું શ્રેષ્ઠત્વ છે કે (મનુષ્યોનાં) કામ ચાલતાં છતાં તે વચ્ચેજ તેની (સર્વત્ર) પ્રસરેલી (કિરણ જાળ) કાઢી લે છે. (રાત્રિ તથા સૂર્યના) એકત્ર નિવાસનું સ્થાન (આ જગ) તેની પાસેથી (ગમન કરવા માટે) જ્યારે એણે પોતાના અશ્વ જોડયા હોય છે ત્યારે રાત્રિ પોતાનું (આચ્છાદન) સર્વ (વિશ્વપર) પ્રસારે છે. ૪

મિત્ર તથા વરૂણની દૃષ્ટિએ પોતાનું રૂપ પડે માટે સૂર્ય તે સ્વર્ગ લોકના સીમાન્ત પ્રદેશ પર પ્રકટ કરે છે. તેના અશ્વ એક વખતે તેનું દેદીપ્યમાન અનન્ત તેજ, તો, બીજી વખતે તેની કૃષ્ણ કાંતિ (નું પ્રદર્શન કરવા માટે આને જગની સામે) આણે છે. ૫

હે દેવ, આજ સૂર્યોદય થતાંની સાથે તમે અમને પાતકમાંથી તથા નિંદામાંથી મુક્ત કરો. આ અમારી પ્રાર્થનાને મિત્ર તથા વરૂણ, અને તે જ પ્રમાણે અદિતિ, સિન્ધુ પૃથિવી તથા દ્યુલોકનું પણ અનુમોદન મળો. ૬ (૭) (૧૧)

## અનુવાક ૧૭.

### સૂક્ત ૧૧૬.

॥ ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

જે સત્યસ્વરૂપ દેવોએ બાળ વયના વિમદ પાસે તેની પત્નીને સૈન્ય પ્રમાણે વેગવાન રથમાં ઘાલીને આણી તે (દેવોના) સન્માનાર્થ હું જાણે કે આ કુશાસન જ તૈયાર કરૂં છું. (કારણ જુઓ) જે પ્રમાણે વાયુ મેઘોદકોની પ્રેરણા કરે છે તે પ્રમાણે હું પણ તેમને (અનેક) સ્તોત્રો અર્પણ કરૂં છું. ૧

જેનું ઉડવું અતિશય જોરવાળું હોય છે અને જેનો વેગ અતિશય તીવ્ર હોય છે એવ (તમારા અશ્વ) અથવા દેવોના પ્રોત્સાહનપર શબ્દજ (જાણે કે) તમને (આ યજ્ઞમાં) આણે છે. (પરંતુ) હે સત્યસ્વરૂપ દેવો, તમારો રાસભ પણ (એટલો સામર્થ્યવાન છે) સ્વતઃ યમ જે ટેકાણે (પોતે) લડતો હતો તેવા યુધ્ધમાં તેણે હજારો શત્રુને જીત્યા હતા. ૨

---

४ सूर्यस्य तत् देवत्वं तत् महित्वं कर्तोः मध्या विततं सं जभार यदा सधस्थात् हरितः अयुक्त इत् रा सिमस्मै वासः तनुते अन्।

५ मित्रस्य वरुणस्य अभिचक्षे द्योः उपस्थे तत् रूपं सूर्यः कृणुते । अन्यत् हरितः अस्य अनन्तं पाजः, अन्यत् कृष्णं सं भरन्ति ।

६ देवाः, अद्य सूर्यस्य उदिता अंहसः अवद्यात् निः पिपृत ।

१ यौ अर्भगाय विमदाय सेनाजुवा रथेन जायां निऊहथुः, नासत्याभ्यां बर्हिः इव प्र वृञ्जे । वातः इव स्तोमान् इयर्मि ।

२ वीळुपत्मभिः [illegible] रुद्रेभिः शाशदाना । तत्, नासत्या, यमस्य प्रधने आजा

હે અશ્વિન, (જેમ) એકાદમૃત મનુષ્ય (અ. ઐહિક) વૈભવ છોડીને (ચાલી) જાય છે તે પ્રમાણે ખરેખર તે તુગ્રે ભુજ્યુને ઉદકના સંચયમાં છોડી દીધો. પણ તેને તમે તેને જીવદાન આપનાર, અન્તરિક્ષમાં ઉડનાર તથા ઉદકના સ્પર્શથી અલિપ્ત રહેનાર નૌકામાં બેસાડીને (સુરક્ષિતપણે) લઈ આવ્યા. ૩

હે સત્યસ્વરૂપ દેવ, ત્રણ દિવસ તથા ત્રણ રાત કરતાં પણ વધારે વખત પર્યંત (એક સરખા) દોડનાર તથા પક્ષિપ્રમાણે (ચપળ એવા અશ્વોની) મદદથી તમે ભુજ્યૂને ત્રણ રથમાં બેસાડીને–આ રથને સો ચક્ર હતાં તથા છ ઘોડા જોડેલા હતા–તમે તેને ઉદકથી ભરપુર સમુદ્રની પેલી પાર કોરી જમીનપર લઈ ગયા. ૪

હે અશ્વિન, જેને સો હલેસાંની જરૂર પડતી હતી એવી નૌકામાં બેઠેલા ભુજ્યુને તમે તેને ઘેર સુખરૂપ પહોંચતો કર્યો–એ તમારૂં સમુદ્રપરનું મોટું પરાક્રમ જ છે. કારણ, તે સમુદ્રનો આરંભ ક્યાં થયો, તેને શાનો આધાર હોય છે તથા તેને તાબામાં કેવી રીતે આણવો એ કાંઈજ સમજાતું નહોતું. ૫ (૮)

હે અશ્વિન, તમે સદોદિત સમાધાન ઉત્પન્ન કરનારા જે શુભ્રવર્ણ અશ્વ અઘારવને આપ્યો તે તમારૂં શ્રેષ્ઠ દાતૃત્વ (ખરેખર) વર્ણન કરવા યોગ્ય હતું. પેદૂનો ઉત્કૃષ્ટ અશ્વ સન્માન કરવાને સદૈવ પાત્ર થયો. ૬

પજ્રના કુલમાં ઉત્પન્ન થયેલા કક્ષીવાને તમારી સ્તુતિ કરતાં વેંત તમે તેને અતિશય કુશાગ્રબુદ્ધિ અર્પણ કરી અને વાસણ જેવા આકારવાળી એક સામર્થ્યવાન અશ્વની ખરીમાંથી તમે સુરાના સો કુંભ નિર્માણ કર્યા. ૭

---

३ अश्विना, क. चित् ममृवान् रयिं न तुग्रः ह भुज्यु उदमेघे अव अहा । अन्तरिक्षप्रुद्भिः अपोदकाभिः नौभिः त ऊहथुः ।

४ नासत्या, तिस्रः क्षपः त्रिः अहा अतिव्रजद्भिः पतङ्गैः, त्रिभि. शतपद्भि. षडश्वै. रथैः, आर्द्रस्य समुद्रस्य पारे धन्वन् ऊहथुः ।

५ अश्विनो, शतारित्रा नाव आतस्थिवास भुज्यु यत् अस्त उहथुः तत् अनारम्भणे अनास्थाने अग्रभणे समुद्रे अवीरयेथा ।

६ अश्विना, शश्वत् इत् स्वस्ति च श्वेत अश्व अघाश्वाय ददथुः तत् वा महि दात्र कीर्तेन्य भूत् । पेद्व. अश्व. वाजी सद इत् हव्यः ।

७ नरा, पज्रियाय स्तुवते कक्षीवते युव पुरंधि अरदत । द्रुणः अश्वस्य शफात् सुरायाः शत कुम्भान् असिंचत ।

તમે બરફ઼ ઉત્પન્ન કરીને તાપદાયક અગ્નિનું નિવારણ કર્યું અને તે (અત્રિને) (ઉત્તમ પેયના યોગે શક્તિ ઉત્પન્ન કરનાર (નવીન) બલ તેનામાં ઉત્પન્ન કર્યું. અત્રિને નીચે ખાડામાં ફેંક્યો હતો ત્યારે, હે અશ્વિન, તમે તેને તેનાં સર્વ માણસો સાથે સુખરૂપ રાખીને (તેમાંથી) બહાર કાઢ્યો. ૮

હે સત્યસ્વરૂપ અશ્વિન, તમે તે કૂપ ઉંચે આણ્યો, અને તેનું મોં વાંકું હોવાને લીધે તળીયું (ફેરવીને તે) પૃષ્ઠ ભાગપર આણ્યું. પછી ગોતમને હજારો પ્રકારની સંપત્તિ આપવામાટે જ કેશું તેના તૃષિત અનુચરોમાટે પાણીના બ્હોના બ્હો વહેવા લાગ્યા. ૯

હે સત્યસ્વરૂપ (અશ્વિન,) જેમ (કોઈના અંગપરનું) બખ્તર કાઢી નાંખે તેપ્રમાણે તમે વૃદ્ધ ચ્યવન ઉપરની વાર્ધક્યની કળા કાઢી નાંખી. તે (બિચારાને) બધાએ છોડી દીધો હતો તમે તેનું આયુષ્ય વધાર્યું તથા તેને તરૂણ વયની કુમારિકાનો પતિ કર્યો. ૧૦ (૯)

હે સત્યસ્વરૂપ તથા શૂર (અશ્વિન) તે તમારી કૃપા (ખરેખર) પ્રશંસનીય, સૌખ્યપ્રદ તથા હિતકારક છે કે જેના યોગે તમે જ્ઞાનવાન દેવોએ કંઈ દૃષ્ટિની આડે આવીને નહિ જેવો થયેલો (ધનનો) સંચય વન્દનમાટે (શોધીને) બહાર કાઢ્યો. ૧૧

હે શૂર, જેપ્રમાણે મેઘગર્જના પર્જન્યવૃષ્ટિ થશે એમ પ્રસિદ્ધ કરે છે તેપ્રમાણે (મને વૈભવની) પ્રાપ્તિ થાય માટે હું તમારા શૌર્યના તે કૃત્યની (સર્વત્ર) પ્રસિદ્ધિ કરૂં છું કે જેના યોગે અથર્વના વંશના દધ્યંચે અશ્વનું શિર ધારણ કરીને તમારી સાથે મધુર સંભાષણ કર્યું. ૧૨

---

८ हिमेन घ्रंस अग्निं अवारयेथा । पितुमतीं ऊर्जं अस्मै अधत्त । अश्विना, ऋबीसे अवनीत अत्रिं सर्वगण स्वस्ति उत् निन्यथुः ।

९ नासत्या, अवत परा अनुदेथां, जिह्मबार उच्चाबुध्न चक्रथुः । गोतमस्य तृष्यते पायनाय, आप, सहस्राय राये, क्षरन् ।

१० उत नासत्या, जुजुरुषः च्यवानात् द्रापिं इव वव्रिं प्र अमुंचत । दस्रा, जहितस्य आयुः प्र अतिरत कनीन पतिं इत् अकृणुत ।

११ नासत्या नरा, तत् वां वरूथ शस्यं राध्यं अभिष्टिमत् च यत् विद्वांसा दर्शतात् अपगूळ्ह निधिं इव वन्दनाय उत् ऊपथुः ।

१२ नरा, तन्यतुः वृष्टिं नसनये वां तत् उग्र दंसः आविः कृणोमि, यत् आथर्वणः दध्यङ् ह अश्वस्य शीर्ष्णा वां ईं मधु उवाच ।

હે સત્યસ્વરૂપ અશ્વિન, આપ આપનો દીર્ઘમાર્ગ ક્રમણ કરતા હતા ત્યારે (વૃધ્રિમતીએ) અનેક સ્તોત્રો ગાઈને કર્તૃત્વવાન તથા અનેકનું પોષણ કરનાર તમને હવિ અર્પણ કર્યા. આપે પણ તે જાણે કે વૃધ્રિમતીની આજ્ઞા જ હોયની એમ સમજીને તેનાં સ્તોત્રો સાંભળ્યાં તથા તેને હિરણ્યહસ્ત (નામનો) પુત્ર આપ્યો. ૧૩

હે સત્યસ્વરૂપ દેવો, તે વર્તિક પક્ષી વરૂના છેક મોં આગળ ગયું હતું છતાં તમે તેને છોડાવ્યું તથા અનેક (ભકતો)નું પોષણ કરનાર હે અશ્વિન, કવીએ તમારી કૃપા માગતાં વેંતજ તમે તેને જોવાનું સામર્થ્ય આપ્યું. ૧૪

એકાદ પંખીની જેપ્રમાણે પાંખ તુટે તેપ્રમાણે ખેલના યુદ્ધમાં રાત્રીની વખતે (વિશ્પલાને) પાય તુટયો. પણ લઢાઈ શરૂ થતાંની સાથે તે (સમરાંગણમાં ગમે ત્યાં) જઈ શકે માટે તમે તેને એકદમ લોખંડનો પાય બેસાડયો. ૧૫ (૧૦)

ઋજાશ્વે એક વરૂને (ખાવાનું નાંખવા) માટે સો મેંઢાં કાપ્યાં હતાં ત્યારે તેના પિતાએ તેને આંધળો કર્યો, પરંતુ શત્રુનો સંહાર કરનાર હે સત્યસ્વરૂપ વૈદ્યરાજો, તમે તે ફરીથી જોઈ શકે માટે, કોઈપણ અડચણ ન આવવા દેતાં, તેનાં નેત્ર ફરીથી જેમનાં તેમ કરી મૂકયાં. ૧૬

આપના (ચપલ) અશ્વના યોગે (સરત) જીતનારી (ભાનુની) દુહિતા, તમારો રથ જ જાણેકે સરતનું ઠેકાણું હોય એમ સમજીને, તમારા રથપર આરૂઢ થઈ. સર્વ દેવોએ તેને અંતઃકરણ પૂર્વક માન્ય કરી તથા હે સત્યસ્વરૂપ દેવો, આપ (એવીરીતે) મોટા વૈભવથી મંડિત દેખાવા લાગ્યા. ૧૭

---

१३ नासत्या, वां महे यामन् पुरंधिः करा पुरुभुजा अजोहवीत् वध्रिमत्याः त[illegible] शामु. इव [illegible]त हिरण्यह[illegible], अश्विना, अदत्त ।

१४ नरा नासत्या, वृकस्य आस्नः अमीके वर्तिकां युवं अमुमुक्त । उतो, पुरुभुजा, युवं ह कृपमाण कविं विचक्षे अकृणुत ।

१५ वेः इव पर्ण, खेलस्य आजा, परितक्म्यायां चरित्रं अच्छेदि । धने हिते सर्तवे आयसीं जंघा विश्पलायै प्रति अधत्त ।

१६ शतं मेषान् वृक्ये चक्षदानं तं ऋज्राश्वं पिता अंधं चकार । नासत्या दस्रा भिष[illegible], विचक्षे अनर्वन् तस्मै अक्षी आ अधत्त ।

१७ अस्य ता जय सी सूर्यस्य दुहिता वां रथं कार्ष्म इव अतिष्ठ[illegible] । विश्वे देवाः [illegible] अनु [illegible]म[illegible]न्त । नासत्या, श्रिया स सचेथे ।

જ્યારે, હે અશ્વિન, દિવોદાસ અને ભરદ્વાજ માટે તમે ત્વરાથી' તેમના ગૃહતરફ ગયા, ત્યારે જે રથ તમારી સાથે હતો તેણે પુષ્કળ ધન આણ્યું. તેને એક વૃષભ તથા એક મગર જોડેલા હતા. १८

દિવસમાં તમને ત્રણવાર હવિર્ભાગ અર્પણ કરનાર જન્હુના વંશજો તરફ, હે સત્યસ્વરૂપ દેવ, તમને જમીન, બાળ બચ્ચાં વગેરે વૈભવ તથા જેમાં ઉત્તમ પરાક્રમ દેખાડવાની શક્તિ છે એવું આયુષ્ય લઈને, અતિશય સામર્થ્યસહ, (બન્નેજણ) એક વિચારથી, ગયા હતા. ૧૯

હે જરારહિત તથા સત્યસ્વરૂપ (દેવો), જાહુષને ચારે તરફથી (શત્રુએ) ઘેર્યો હતો ત્યારે તમે તેને આક્રમણ કરવાને સુલભ એવા રજોલોકમાંથી લઈ આવ્યા. પાષાણને ભેદી નાંખનાર રથમાં બેશીને તમે પર્વતમાંથી પણ રસ્તો કર્યો. ૨૦ (૧૧)

હે (અશ્વિન,) વશને હજારો પ્રકારની સંપત્તિની પ્રાપ્તિ થાય માટે એક દિવસમાં તમે તેનામાં યુદ્ધ કરવાની શક્તિ આણી. હે સામર્થ્યવાન (દેવો), તમે ઇન્દ્રની મદદ લઈને પૃથુશ્રવાના દુષ્ટ શત્રુને હણ્યા.' ૨૧

ઋચત્કના પુત્ર શરની તૃષા શાંત કરવામાટે તમે ઉંડા કૂપમાંથી પાણી ઉપર કાઢ્યું. શ્રાંત થયેલા શયૂ માટે પણ તમે વંધ્યા ગાયમાં ભરપૂર દૂધ ઉત્પન્ન કર્યું. ૨૨

---

१८ अश्विना, यत् दिवोदासाय भरद्वाजाय हयन्ता' वर्तिः अयात, सचनः रथ' रेवत् उवाह । वृषभः च शिशुमारः च युक्ता ।

१९ अन्हः त्रिः भाग दधतीं जन्हावी सुक्षत्र स्वपत्य रयिं सुवीर्यं आयु आ वहन्ता वाजं. समनसा उप अयात ।

२० अजरयू नासत्या, विश्वतः परिविष्ट जाहुष सुगेभि. रजोभिः नक्त ऊहथुः । वि भिन्दुना रथेन पर्वतान् वि अयात ।

२१ अश्विना, सहस्रा सनये एकया वस्तोः वश रणाय आवत । वृषणौ, इन्द्रवन्ता पृथुश्रवस. दुच्छुनाः अरातीः निः अहतं ।

२२ आर्चत्कस्य शरस्य चित् पातवे नीचात् अवतात् वाः उच्चा चक्रथुः । जसुरये' शयवे चित् शचीभिः स्तर्यं गां पिप्यथुः ।

હે સત્યસ્વરૂપ દેવ, કૃષ્ણના કુલમાં ઉત્પન્ન થયેલા સરળ વર્તનના વિશ્વકે તમારૂં સ્તવન કરીને તમારી મદદની યાચના કરી, માટે, જેપ્રમાણે એકાદ વખતે ગુમાવેલું ઢોર (માલિકને) મળી આવે તેપ્રમાણે તમે (તેનો પુત્ર જે) વિષ્ણાપ્વ તથા વિશ્વકનો ભેટો કરાવીને વિષ્ણાપ્વને તેને સ્વાધીન કર્યો. ૨૩

દશ રાત્રિ અને નવ દિવસ પર્યન્ત અમંગલ રીતે પાણીની અંદર બાંધી રાખેલા, તદ્દન પીડિત થયેલા, (સર્વાંગે) ઠરી ગયેલા, તથા ઉદકમાં જ પીડા ભોગવતા રેભને, જેપ્રમાણે પળીવડે સોમરસ ઉપર કાઢી લે છે તેપ્રમાણે (પાણીમાંથી) તમે બહાર કાઢયો. ૨૪

હે અશ્વિન, મેં તમારાં મહત્કૃત્યો (અત્રે) વર્ણવ્યાં છે. માટે (તમારી કૃપાથી) મને ઉત્તમ ધેનુ તથા શૂર મનુષ્યોની પ્રાપ્તિ થઈને હું આ ગૃહનો વૈભવશીલ સ્વામી થઈશ મારી દૃષ્ટિ સાબૂત રહીને તથા મને દીર્ઘ-આયુષ્ય પ્રાપ્ત થઈને, હે અશ્વિન, જેપ્રમાણે (એકાદ મનુષ્ય આનંદથી પોતાના) મંદિરમાં પ્રવેશે છે તેપ્રમાણે મારો વાર્ધક્ય દશામાં પ્રવેશ થાવ. ૨૫ (૧૨)

## સૂક્ત ૧૧૭.

॥ ऋषि-कक्षीवान् । देवता-अश्विन ॥

હે અશ્વિન, મધુર સોમરસને લીધે તમને આનંદ થવામાટે આ (તમારો) પુરાતન સેવક તમારી ઉપાસના કરે છે. અમે અમારા હવિ (પવિત્ર) દર્ભપર મૂકયા છે તથા અમારી સ્તુતિ તમારા સુધી જઈ પહોંચી છે, તો આપ (અમારા પોષણ જેટલું) અન્ન સાહિત્ય તથા (અનેક પ્રકારનું) સામર્થ્ય લઈને અત્રે આવો. ૧

હે અશ્વિન, મન કરતાં પણ ચપળ તમારો રથ સુંદર અશ્વોથી યુક્ત થઈને સર્વ લોક તરફ આવે છે અને જેમાં (બેસીને) તમે સદાચારી પુરૂષોનાં સદન તરફ જાઓ છો તેમાં (વિરાજમાન થઈને), હે શૂર, અમારે માટે (અમારા) ગૃહ તરફ આવો. ૨

---

२३ नासत्या, ऋजूयते अवरयते स्तुवते कृष्णियाय विश्वकाय शचीभिः, नष्टं पशु न, विष्णाप्वं दर्शनाय ददथुः ।

२४ दश रात्रीः नव द्यून् अशिवेन अप्सु अन्तः अवनद्धं श्रथितं विप्रुतं उदनि प्रवृक्तं रेभं स्रुवेण सोमं इव उत् निन्यथुः ।

२५ अश्विना, वां दंसांसि प्र अवोचं । सुगवः सुवीरः अस्य पतिः स्यां । उत पश्यन् दीर्घं आयुः अश्नुवन् जरिमाणं अस्तं इव जगम्यां ।

१ अश्विना, मध्वः सोमस्य मदाय प्रत्नः होता वां विवासते । रातिः बर्हिष्मती, गीः विश्रिता; नासत्या इषा वाजैः उप यातं ।

२ अश्विना, यः वां मनसः जवीयान् स्वश्वः रथः विशः आजिगाति, येन सुकृतः दुरोणं गच्छथः, तेन, नरा, अस्मभ्यं वर्तिः यातं ।

હે સામર્થ્યવાન વીરો, પ્રથમ પ્રમાણે (અમારી) ઉત્કર્ષ તરફ પ્રેરણા કરીને અને તે અભદ્ર દાનવની (સર્વ) યુક્તિઓ નાશ કરીને, તમે (તે) પાચે પ્રકારના લોકોને પ્રિય અત્રિ ઋષિને તેના (સર્વ) લોક સહવર્તમાન (અતિશય) ભયંકર ગુફામાંથી બહાર કાઢયા. ૩

રેભ ઋષિ પાણીમાં ડૂબીને દુષ્ટ (લોકોની) કરણીને લીધે અશ્વ પ્રમાણે પાણીમાં અદૃશ્ય થયો હતો છતા પણ, હે સામર્થ્યવાન વીરો, તમે અદ્ભુત કૃતિ કરીને, તેનો બચાવ કર્યો. તમારાં કૃત્યો (ગમે તેટલાં) પહેલાં કરેલાં હોય, તો પણ (કદિ) જુનાં થતાં નથી. ૪

શત્રુનો સંહાર કરનાર હે **અશ્વિની દેવો**, તમે **વંદનનું કલ્યાણ થવા માટે નાશના** જાણે ખોળામાં ગાઢ નિદ્રિત થયેલો તથા સૂર્ય પ્રમાણે અંધકારમાં પડતા એવો પુરી રાખેલો કિંમતી સંચય, સુવર્ણ જેમ (ખોતરીને) બહાર કાઢે છે તેમ બહાર કાઢયો. ૫ (૧૩)

હે શૂર તથા સત્યસ્વરૂપ દેવો, પજ્રકુલમાં જન્મ લીધેલા કક્ષીવાનથી તે તમારૂં (કૃત્ય) ખરેખર સ્તુતિ કરવા જોગ હતું કે તમે પરિભ્રમણ કરતા હતા ત્યારે એક સામર્થ્યવાન અશ્વની ખરીમાંથી તમે લોકોના હિતમાટે મધુર રસના સો કુંભ વહેવડાવ્યા. ૬

હે વીરો, કૃષ્ણ વંશોત્પન્ન વિશ્વકે તમારૂં સ્તવન કર્યું માટે તમે તેને (તેનો પુત્ર) વિષ્ણાપ્વ શોધી આપ્યો અને પિતાને ઘેર (રહી રહીને) વૃદ્ધ થતી જતી ઘોષાને પણ હે અશ્વિન, તમે પતિ (જોઇ) આપ્યો. ૭

---

३ वृषणा नरा, अनुपूर्वं चोदयन्ता, अशिवस्य दस्योः मायाः मिनन्ता पांचजन्यं अत्रिं ऋषिं गणेन अंहसः ऋबीसात् मुञ्चथः।

४ वृषणा नरा अश्विना, दुरेवैः अश्वं न अप्सु गूह्ळं विसृतं तं रेभं ऋषिं दसोभिः रिणीथः वां पूर्व्याणि कृतानि न जूर्यन्ति।

५ दस्रा अश्विना, निर्ऋतेः उपस्थे न सुषुप्वांसं, सूर्यं न तमसि क्षियन्तं दर्शतं रुक्मं न वन्दनाय शुभे उत् ऊपथुः।

६ नरा नासत्या, पज्रियेण कक्षीवता शंस्यं तत् वां, परिज्मन्, वाजिनः अश्वस्य शफात् जनाय मधूनां शतं कुम्भान् असिंचतं।

७ नरा, स्तुवते कृष्णियाय विश्वकाय विष्णाप्वं ददथुः पितृषदे दुरोणे जूर्यन्त्यै घोषायै चित् पतिं अदत्त।

હે અશ્વિન, તમે શ્યાવને રૂશતી. (નામની ભાર્યા) આપી અને કણ્વને ગૃહસૌખ્ય અર્પણ કર્યું. હે સામર્થ્યવાન દેવો, તમે નૃષદના પુત્રને કાન આપ્યા. તે તમારૂં કૃત્ય ખરેખર વર્ણન કરવા યોગ્ય છે. ૮

અનેક પ્રકારનાં રૂપો ધારણ કરનાર હે અશ્વિન, પેદૂ માટે તમે, સહસ્રાવધિ વૈભવો જીતી આણનાર, ઘણો સામર્થ્યવાન, ખીનહરીફ, સર્પનો વધ કરનાર, ઘણો કીર્તિવાન, અને સંકટમાથી બચાવ કરવા જોગ અશ્વ આણ્યો. ૯

હે અત્યંત ઉદાર દેવો, આ તમારૂં કીર્તિમાન પરાક્રમ હતું. દ્યુલોક અથવા ભૂલોકમા સ્તુતિ સ્તોત્રો જ તમારૂં નિવાસસ્થાન હોય છે. હે અશ્વિન, જે અર્થે પજ્ર તમારૂં આવાહન કરે છે તે અર્થે વિપુલ અન્ન સામગ્રી લઈને અત્રે આવો અને આ વિદ્વાન સ્તુતિ કર્તાને સામર્થ્ય અર્પણ કરો ૧૦ (૧૪)

(સર્વ વિશ્વનું) પોષણ કરનાર તથા સત્યસ્વરૂપ હે અશ્વિની દેવો, જ્યારે માને પુત્ર પ્રાપ્ત્યર્થ તમારી સ્તુતિ કરી ત્યારે તે વિદ્વાન ઉપાસકને સામર્થ્ય અર્પણ કરીને તમે અગસ્ત્યે કરેલા સ્તોત્રોમાં સંતોષ માનતાં વિશ્પલાને (તેની વ્યથામાથી) મુક્ત કરી. ૧૧

હે અશ્વિન, હે સામર્થ્યવાન દ્યુલોક પુત્રો, શત્રુનું સંહાર કરનાર તને કાવ્યની સુંદર સ્તુતિ ગ્રહણ કરો છો (તે વખતે) ક્યા નીકળ્યા હતા કે (જ્યારે) તમે જેમ સોનનો ગડો (પોતરીને) બહાર કાઢે તે પ્રમાણે (ગુપ્ત રાખેલો ભંડાર) દશમે દિવસે બહાર કાઢ્યો? ૧૨

---

८ अश्विना, युवं श्यावाय रुशतीं अदत्तं । कण्वाय क्षोणस्य महः । प्रवाच्यं तद् वां कृतं वृषणा यत् नार्षदाय श्रवः अध्यधत्तम् ।

९ पुरु वर्पांसि दधाना अश्विना, पेदवे अश्वं सहस्रसां वाजिनं अप्रतीतं अहिहनं श्रवस्यं तरुत्रं अश्वं नि जघ्नथुः ।

१० सुदानू, एतानि वां श्रवस्या रोदसी नृनं आ दधते अश्विना यत् वां पज्रास हवते दथा च यान विदुषे च वाजं ।

११ सूनोः मानेन अश्विना, गृणाना वाजं विप्राय भुरणा रदन्ता, अगस्त्ये ब्रह्मणा वावृधाना, विश्पलां न अरिणीत ।

१२ कुहा यान्ता, दिवः नपाता, सुष्टुतिं काव्यस्य उदर्णि गृह वां, हिरण्यस्य इव कलशं निखातं उत् ऊपथुः दशमे अश्विना अहन् ।

હે અશ્વિન, વૃદ્ધાવસ્થા આવવા માંડેલા ચ્યવનને તમે તમારા સામર્થ્યથી ફરી તરૂણ કર્યો. હે સત્યસ્વરૂપ દેવો, સૂર્યની કન્યાએ પણ ( તેના સર્વ ) વૈભવ સહ આરૂઢ થવા તમારાજ રથની પસંદગી કરી. ૧૩

હે તારૂણ્ય યુક્ત દેવો, આપની પ્રાચીન પધ્ધતિને અનુસરીને તમને તુગ્ર સંબંધી ફરી દયા આવી. તમે ભુજ્યૂને આપના પક્ષી પ્રમાણે ( દેખાવવાળા ) ચપલ અશ્વોની મદદથી મોટા મોટા વ્હી ( મોજાં ) આવતાં છતાં પણ સમુદ્રમાંથી બહાર કાઢયો. ૧૪

હે અશ્વિન, તુગ્રના પુત્રે તમારૂં પૂજન કર્યું, તેને સમુદ્રપર ( કામપર ) મોકલ્યો ત્યારે તે ( બિલકુલ ) ન ગભરાતાં ગયો. હે સામર્થ્યવાન દેવો, ઉત્તમ રીતે તૈયાર કરેલા તથા મન પ્રમાણે વેગવાન આપના રથમાં બેસાડીને તમે તેને સુખરૂપ બહાર કાઢયો. ૧૫ (૧૫)

હે અશ્વિન, જ્યારે તમે વર્તિક પક્ષીને વરૂના મોંમાંથી છોડાવ્યું ત્યારે તેણે તમારૂં પૂજન કર્યું. તમે આપના વિજયી ( રથમાં ) બેશીને પર્વતના શિખરનો ( ભેદ ) કરીને ગયા અને વિશ્વાચાના પુત્રને વિષ આપીને મારી નાંખ્યો. ૧૬

( ઋજાશ્વે ) વરૂને ખાવાનું નાંખવા માટે ( તેને ) સો મેંઢાં આણી આપ્યાને લીધે તેના દુષ્ટ બાપે તેને આંધળો કર્યો ત્યારે ( તમે તેનાપર અનુગ્રહ કરીને ) તેને આંખો આપી અને તે બિચારો જોઇ શકે માટે ( તેના નેત્રમાં ) તમે પ્રકાશ ઉત્પન્ન કર્યો. ૧૭

---

१३ अश्विना, जरन्त च्यवान युवं शचीभिः पुनः युवानं चक्रथुः । नासत्या, सूर्यस्य दुहिता श्रिया सह युवोः रथं अवृणीत ।

१४ युवाना, पूर्व्येभिः एवैः युवं तुग्राय पुनर्मन्यौ अभवतं । विभिः ऋज्रेभिः अश्वैः अर्णसः समुद्रात् भुज्युं निः ऊहथुः ।

१५ अश्विना, तौग्र्यः वां अजोहवीत् समुद्रं प्रोळ्हः अव्यथिः जगन्वान् । वृषणा, सुयुजा मनोजवसा रथेन स्वस्ति निः ऊहथुः ।

१६ अश्विना, यत् वृकस्य आस्नः सीं अमुञ्चत वर्तिका वां अजोहवीत् । जयुषा अद्रेः सानु वि ययथुः । विष्वाचः जातं विषेण अहतं ।

१७ अश्विनौ, वृक्ये शतं मेषान् ममहानं अशिवेन पित्रा तमः प्रणीतं ऋज्राश्वे अक्षी आ अधत्तं । अन्धाय विचक्षे ज्योतिः चक्रथुः ।

તે વરૂએ તે અન્ધ ( ઋજાશ્વ ) માટે અતિશય ( આર્જવ યુક્ત ) પ્રાર્થના કરી હે અશ્વિન, હે સામર્થ્યવાન દેવો, હે વીર, ઋજાશ્વે ( મારે માટે ) એકાદ તારૂણ્યની ( પૂર્ણ ટોચે પહોંચેલા ) વલ્લભ પ્રમાણે એકસો એક મેંઢાં મને કાપીને ( ખાવાને ) નાંખ્યાં. १८

હે અશ્વિન, તમારૂં ભક્તજન રક્ષક સામર્થ્ય વિશાલ તથા સૌખ્યપ્રદ છે. હે ધૈર્યશાલી દેવો, તમે પાંગળાં માણસોને પણ બરાબર કરો છો, આ જ કારણને લીધે પુરંધ્રીએ પણ તમને આવાહન કર્યું તથા હે શૂર, આપ આપના કૃપા પ્રસાદ સહવર્તમાન તેની સમીપ આવ્યા. १९

( શત્રુનો ) સંહાર કરનાર હે અશ્વિન, તમે શયુમાટે, કદી દૂધ ન આપવાવાળી, કદી ન વિયાનારી તથા અતિશય કૃશ થયેલી ગાયમાં ( ભરપૂર ) દૂધ આણ્યું. તમે તમારા સામર્થ્યથી પુરૂમિત્રની કન્યા વિમદને પત્ની ( કરી ) આપી. २० (१६)

( શત્રુનો ) સંહાર કરનાર હે અશ્વિન, હળના યોગે, ધાન્ય વાવતાં, માનવો માટે અન્ન-સામગ્રી નિર્માણ કરતાં અને ( પોતાના ) વજ્રના યોગે દુષ્ટોનું નિર્દલન કરતાં તમે ભક્તિમાન લોકો માટે વિપુલ પ્રકાશ ઉત્પન્ન કર્યો. २१

હે અશ્વિન, અથર્વના પુત્ર દધ્યચને તમે અશ્વનું શિર બેસાડયું. ( પછી ) તે સત્ય વર્તનના પુરૂષે તમને એવું એક મધુર ( ગુહ્ય ) કહ્યું કે જે કેવલ ત્વષ્ટા દેવને વિદિત હોઇને તમને ( મોટું ) રહસ્ય જ હતું. २२

---

१८ सा वृकीः अन्धाय शुनं भर अह्वयत्–"अश्विना, वृषणा, नरा, कनीनः इव जारः ऋज्राश्वः शत एक च मेषान् चखदन." ।

१९ अश्विना, वा ऊतिः मही मयोभू, उत, धिष्ण्या, स्राम संरिणीथ अथ युवा इत् पुरंधि युवां इत् अह्वयत् हरणी अवोभिः सीं अगच्छत ।

२० दस्रा अश्विना, शयवे अधेनुं स्तर्यं, विसक्ता गां अपिन्वत । युवं शचीभिः पुरुमित्रस्य योषां विमदाय जायां नि ऊहथुः ।

२१ दस्रा अश्विना, युवं वृकेण वपन्ता, इषं दुहन्ता, वज्रेण दस्युं अभि धमन्ता आर्याय उरु ज्योतिः चक्रथुः ।

२२ दस्रा अश्विना, आथर्वणाय दधीचे अश्व्यं शिरः प्रति ऐरयतं । सः वां ऋतायन् त्वाष्ट्रं, मधु प्र वोचत् ।

હે વિજ્ઞાનશીલ દેવો, તમારી કૃપાની જ હું હમેશાં યાચના કરૂં છું. હે અશ્વિન, મારી સર્વ સ્તુતિઓ પ્રેમથી ગ્રહણ કરો. હે સત્ય સ્વરૂપ દેવો, અમને અપત્યસહિત તથા કીર્તિયુક્ત વિપુલ વૈભવ અર્પણ કરો. ૨૩

હે ઉદાર તથા શૂર અશ્વિન, તમે વધ્રિમતીને હિરણ્યહસ્ત ( નામનો ) પુત્ર આપ્યો. હે અત્યંત દાતૃત્વશીલ અશ્વિની દેવો, શ્યાવનું શરીર ત્રણ ઠેકાણે વિચ્છિન્ન થયું ત્યારે તમે તેને ફરીથી ચૈતન્ય દશા તરફ લઈ ગયા. ૨૪

હે અશ્વિન, આ તમારાં પુરાતન મહત્કૃત્યો ( અનેક ) મનુષ્યોએ વર્ણવ્યાં છે. હે સામર્થ્યવાન દેવો, તમારૂં સ્તોત્ર ગાતાં અમે અમારા કુલના વીર પુરૂષોસહ અમારા યજ્ઞની પ્રસિદ્ધિ કરીએ. ૨૫ (૧૭)

## સૂક્ત ૧૧૮.

॥ ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

હે બલશાલી અશ્વિન, માનવોના મન કરતાં પણ ચપળ, ત્રણ વન્ધુરા તથા વાયુપ્રમાણે વેગવાળો તમારો સ્વકીય તેજથી શોભનાર તથા સુખાવહ રથ તેને જોડેલાં શ્યેન પક્ષીનાં યોગે ઉડતો અત્રે આવો. ૧

હે અશ્વિન, ત્રણ વન્ધુરાથી યુક્ત, ત્રિકોણાકૃતિ, તથા ત્રણ ચક્રવાળા આપના રથમાં બેશીને અત્રે આવો. ( અમારી ) ગાયોમાં ભરપૂર ( દૂધ ) ઉત્પન્ન કરો અને ( અમારા ) અશ્વોમાં ચપલતા લાવો. અમારે માટે અમારા ( કુળમાંના ) વીર પુરૂષોને વૃદ્ધિંગત કરો. ૨

---

२३ कर्ी, सदा वां सुमतिं आ चके अश्विना, मे विश्वा धियः प्र अवत । नासत्या, बृहन्त अपत्यसाव श्रुत्य रयिं अस्मे रराथा ।

२४ सुदनू नरा अश्विना, रराणा वध्रिमत्या हिरण्यहस्त पुत्र अदत्त । अश्विना, त्रिधा ह विकरत श्याव जीवस उत् ऐरयत ।

२५ अश्विना, एत नि वां पूर्व्याणि वीर्याणि आयव अवोचन् । वृषणा, सुवन्वा ब्रह्म कृण्वन्तः सुवीरासः विदथं आ वदेम ।

१ वृषणा अश्विना, य. वां रथ मत्यस्य मनस जवीयान्, त्रिबन्धुर, वातरहा, स्ववान्, सुमृळीक, श्येनपत्वा अर्वाङ् यातु ।

२ अश्विना, त्रिबन्धुरेण, त्रिवृता, त्रिचक्रेण सुवृता रथेन अर्वाङ् आ यात । न. गाः पिन्वतं, अर्वतः जिन्वतं, अस्मे वीरं वर्धयतं ।

( શત્રુનો ) સંહાર કરનાર હે દેવો, આપના સરલ ગતિના સુંદર રથમાં આરૂઢ થઈને આ સોમપાષાણનો ( સુંદર ) ધ્વનિ શ્રવણ કરો. હે અશ્વિન, પ્રાચીન વિદ્વાન લોક આપને ક્લેશ હરણાર્થે સત્વર ગમન કરનારા એમ કેમ કહેતા હતા વારૂ ? ૩

હે અશ્વિન. તમારા રથને જોડેલાં તથા ઉડવામાં પ્રવીણ તમારાં ચપલ શ્યેન પક્ષી તમને ( અત્રે ) લઈ આવો. હે સત્યસ્વરૂપ દેવો, દ્યુલોકમાંનાં ગીધ પ્રમાણે તે ( અમારૂં ) પરિપાલન કરનાર છે અને ( અમારે માટે ) તે ( અમારી ) ઉપજીવિકાની સામગ્રી લઈ આવે છે. ૪

હે શૂર, તે પ્રેમાળ યુવતિ-સૂર્યની કન્યા,-અત્રે તમારા રથપર આરૂઢ થાય છે. તમારા સુંદર અશ્વ-તે તમારાં ઉડતાં દેદિપ્યમાન પક્ષી-તમને અત્રે લઈ આવો. ૫ (૧૮)

( શત્રુનો ) સંહાર કરનાર હે સામર્થ્યવાન દેવો, તમે તમારી અદ્ભુત કૃતિથી વન્દનને ઉપર આણ્યો તથા આપના સામર્થ્યથી રેભને પણ ઉંચે ઉંચકી લીધો. તમે તુગ્રના પુત્રને સમુદ્રની પેલી પાર લઈ ગયા તથા ચ્યવનને ફરી તરૂણ કર્યો. ૬

હે અશ્વિન, નીચે તપ્ત સ્થલે નાંખેલા અત્રિને તમે મદદ તથા સામર્થ્ય અર્પણ કર્યાં. આંધળા બનેલા અત્રિની સુંદર સ્તુતિ ગ્રહણ કરીને તમે તેને આંખો આપી ૭

---

३ दस्रौ अश्विना, प्रवद्यामना सुवृता रथेन अद्रेः इमं श्लोकं शृणुत । पुराजा विप्रास. वां अवर्तिं गमिष्ठा किं अंग आहु. ?

४ नासत्या अश्विना, दिव्यासः गृध्राः न ये अप्तुर प्रय शनि वहन्ति, ये तुराप प.त्रा आसन्, श्येनास वां आवहन्तु ।

५ नरा, जुष्टा युवतिः सूर्यस्य दुहिता अत्र वां रथं आ तिष्ठत् । वां वपुष दाथा, अरुषा पतगा वः वां अर्णिके परि वहन्तु ।

६ दस्रा वृषणा, दसनानि वन्दन उत् ऐरयत, शचीभिः रेभं उत् ( ऐरयत ) । तौग्र्य समुद्रात् निः पारयथ, च्यवानं पुन. युवानं चक्रथु ।

७ अश्विनौ, तप्त अवनीताय अत्रये ऊर्जं ओमानं युवं अधत्त । सुष्टुतिं जुजुषाणा निरिताय कण्वाय युवं चक्षुः प्रति अधत्त ।

હે વિજ્ઞાનશીલ દેવો, તમારી કૃપાની જ હું હમેશાં યાચના કરૂં છું. હે અશ્વિન, મારી સર્વ સ્તુતિઓ પ્રેમથી ગ્રહણ કરો. હે સત્ય સ્વરૂપ દેવો, અમને અપત્યસહિત તથા કીર્તિયુક્ત વિપુલ વૈભવ અર્પણ કરો. ૨૩

હે ઉદાર તથા શૂર અશ્વિન, તમે વધ્રિમતીને **હિરણ્યહસ્ત** ( નામનો ) પુત્ર આપ્યો. હે અત્યંત દાતૃત્વશીલ અશ્વિની દેવો, શ્યાવનું શરીર ત્રણ ઠેકાણે વિચ્છિન્ન થયું ત્યારે તમે તેને ફરીથી ચૈતન્ય દશા તરફ લઈ ગયા. ૨૪

હે અશ્વિન, આ તમારાં પુરાતન મહત્કૃત્યો ( અનેક ) મનુષ્યોએ વર્ણવ્યાં છે. હે સામર્થ્ય-વાન દેવો, તમારૂં સ્તોત્ર ગાતાં અમે અમારા કુલના વીર પુરૂષોસહ અમારા યજ્ઞની પ્રસિદ્ધ કરીએ. ૨૫ (૧૭)

## સૂક્ત ૧૧૮.

॥ ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

હે બલશાળી અશ્વિન, માનવોના મન કરતાં પણ ચપળ, ત્રણ વન્ધુરા તથા વાયુપ્રમાણે વેગવાળો તમારો સ્વકીય તેજથી શોભનાર તથા સુખાવહ રથ તેને જોડેલાં શ્યેન પક્ષીના યોગે ઉડતો અત્રે આવો. ૧

હે અશ્વિન, ત્રણ વન્ધુરાથી યુક્ત, ત્રિકોણાકૃતિ, તથા ત્રણ ચક્રવાળા આપના રથમાં બેશીને અત્રે આવો. ( અમારી ) ગાયોમા ભરપૂર ( દૂધ ) ઉત્પન્ન કરો અને ( અમારા ) અશ્વોમાં ચપલતા લાવો. અમારે માટે અમારા ( કુળમાના ) વીર પુરૂષોને વૃદ્ધિંગત કરો. ૨

---

२३ कवी, सदा वां सुमतिं आ चके अश्विना, मे विश्वाः धियः प्र अवत । नासत्या, बृहन्तं अपत्यसाचं श्रुत्यं रयिं अस्मे रराथां ।

२४ सुदानू नरा अश्विना, रराणा वध्रिमत्या हिरण्यहस्तं पुत्रं अदत्त । अश्विना, त्रिधा ह विकस्तं श्यावं जीवसे उत् ऐरयत ।

२५ अश्विना, एतानि वां पूर्व्याणि वीर्याणि आयवः अवोचन् । वृषणा, युवभ्यां ब्रह्म कृण्वन्तः सुवीरासः विदथं आ वदेम ।

१ वृषणा अश्विना, यः वां रथः मर्त्यस्य मनसः जवीयान्, त्रिबन्धुरः, वातरंहाः, स्ववान्, सुमृळीकः, श्येनैः सः अर्वाङ् यातु ।

२ अश्विना, त्रिबन्धुरेण, त्रिवृता, त्रिचक्रेण सुवृता रथेन अर्वाक् आ यातं । नः गाः पिन्वतं, अर्वतः जिन्वतं, अस्मे वीरं वर्धयतं ।

(શત્રુનો) સંહાર કરનાર હે દેવો, આપના સરલ ગતિના સુંદર રથમાં આરૂઢ થઈને આ સોમપાષાણનો (સુંદર) ધ્વનિ શ્રવણ કરો. હે અશ્વિન, પ્રાચીન વિદ્વાન લોક આપને કલેશ હરણાર્થ સત્વર ગમન કરનારા' એમ કેમ કહેતા હતા વારૂ? ૩

હે અશ્વિન, તમારા રથને જોડેલાં તથા ઉડવામાં પ્રવીણ તમારાં ચપલ શ્યેન પક્ષી તમને (અત્રે) લઈ આવો. હે સત્યસ્વરૂપ દેવો, દ્યુલોકમાંનાં ગીધ પ્રમાણે તે (અમારૂં) પરિપાલન કરનાર છે અને (અમારે માટે) તે (અમારી) ઉપજીવિકાની સામગ્રી લઈ આવે છે. ૪

હે શૂર, તે પ્રેમાળ યુવતિ-સૂર્યની કન્યા,-અત્રે તમારા રથપર આરૂઢ થાય છે. તમારા સુંદર અશ્વ-તે તમારાં ઉડતાં દેદિપ્યમાન પક્ષી-તમને અત્રે લઈ આવો. ૫ (૧૮)

(શત્રુનો) સંહાર કરનાર હે સામર્થ્યવાન દેવો, તમે તમારી અદ્ભુત કૃતિથી વન્દનને ઉપર આણ્યો તથા આપના સામર્થ્યથી રેભને પણ ઉંચે ઉંચકી લીધો. તમે તુગ્રના પુત્રને સમુદ્રની પેલી પાર લઈ ગયા તથા ચ્યવનને ફરી તરૂણ કર્યો. ૬

હે અશ્વિન, નીચે તપ્ત સ્થલે નાંખેલા અત્રિને તમે મદદ તથા સામર્થ્ય અર્પણ કર્યાં. આંધળા બનેલા અત્રિની સુંદર સ્તુતિ ગ્રહણ કરીને તમે તેને આંખો આપી. ૭

---

३ दस्रौ अश्विना, प्रवद्यामना सुवृता रथेन अद्रेः इमं श्लोकं शृणुतं । पुराजाः विप्रासः वां अवर्तिं प्रति गमिष्ठाः किं अंग आहुः ?

४ नासत्या अश्विना, दिव्यासः गृध्राः न ये अप्तुरः प्रयः अभि वहन्ति, रथे युक्तासः पतंगाः आशवः श्येनासः वां आवहन्तु ।

५ नरा, जुष्ट्वी युवतिः सूर्यस्य दुहिता अत्र वां रथं आ तिष्ठत । वां वपुषः अश्वाः, अरुषाः पतंगाः वयः वां अभीके परि वहन्तु ।

६ दस्रा वृषणा, दंसनाभिः वन्दनं उत् ऐरतं, शचीभिः रेभं उत् (ऐरतं) । तौग्र्यं समुद्रात् निः पारयथः, च्यवानं पुनः युवानं चक्रथुः ।

७ अश्विनौ, तप्तं अवनीताय अत्रये ऊर्जं ओमानं युवं अधत्तं । सुष्टुतिं जुजुषाणा अपिरिप्ताय कण्वाय युवं चक्षुः प्रति अधत्तं ।

હે અશ્વિન, તે પૂર્વ કાલીન શયૂએ તમારી પ્રાર્થના કરતાંજ તમે ( તેની ) ગાયમાં ભરપૂર દૂધ આણ્યું. તમે વર્તિક પક્ષીને સંકટમાંથી છોડાવ્યું અને વિશ્પલાને ફરી પાય ( આણીને ) બેસાડયો. ૮

હે અશ્વિન, એક સફેદ ઇન્દ્રથી હંકાતો સર્પનો વધ કરવાને સમર્થ સદાચારી લોકોને જોતાંજ ( પ્રેમથી ) ખોંખારનાર, શત્રુનો પરાભવ કરનાર દેખાવમાં ઉગ્ર હજારો પ્રકારની સંપત્તિ જીતી આણનાર, સામર્થ્યવાન તથા જેનું શરીરે ઘણોજ બળવાન ઘોડો તમે પેદૂને આપ્યો. ૯

ઉચ્ચ ( વંશમાં ) જન્મ લેનાર હે શૂર અશ્વિન, તમારી પ્રાર્થના કરીને અમે તમને અમારા સંરક્ષણાર્થ બોલાવીએ છીએ. અમારાં સ્તોત્રોનો સ્વીકાર કરીને તથા આપન સંપત્તિથી ભરપૂર રથમાં ( વિરાજમાન થઇને ) ( અમારા ) કલ્યાણાર્થ તમે અત્રે આવો. ૧૦

હે સત્યસ્વરૂપ દેવ, આપના શ્યેનને નૂતન વેગ આપીને તમે બન્ને એક વિચારથી અત્રે આવો. હે અશ્વિન, આ સનાતન ઉષાનો પ્રકાશ દેખાતાં જ, હું તમને હવિ અર્પણ કરીને તમારૂં પૂજન કરૂં છું. ૧૧ (૧૯)

---

८ अश्विना, नाधिताय पूर्व्याय शयवे युवं धेनुं अपिन्वतं । वर्तिकां अंहसः निः अमुञ्चतं, विश्पलायाः जघां प्रति अधत्त ।

९ अश्विना, युवं पेदवे श्वेतं, इन्द्रजूतं, अहिहनं, अर्यः जोहूत्रं, अभिभूतिं, उग्रं, सहस्रसां, वृषणं, वीड्वङ्गं अश्वं अदत्त ।

१० सुजाता नरा अश्विना, नाधमानाः ता वां अवसे सु हवामहे । नः गिरः जुजुषाणा वसुमता रथेन [illegible] आ यात ।

११ [illegible] अश्विना, श्येनस्य नूतनेन जवसा सजोषाः अस्मे आ यातं । शश्वत्तमायाः उषसः व्युष्टौ [illegible] हवे हि ।

## સૂક્ત ૧૧૯.

ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

અમારૂં આયુષ્ય વધવા માટે ( આ ) હવિ તરફ હું તમારા રથને આવાહન કરૂં છું. આ રથમાં નાના પ્રકારની યોજના કરી છે, તેનો વેગ મન જેટલો છે, તેના અશ્વ ચપલ છે, તે યજનાર્હ છે, તેનાપર હજારો નિશાનો ઉડે છે, તે ( ઉત્તમ ) લાકડાનો બનાવેલો છે, તેનાપર સેંકડો પ્રકારનાં ધન ભરેલાં છે, તેની પ્રસિદ્ધિ સર્વત્ર થયેલી છે, તથા તેની કનેથ ( ભક્તોનું ) ઉત્તમ રીતે સંરક્ષણ થાય છે. ૧

આ ( તમારો ) રથ ચાલતાં જ મારી મતિ ( ખચકીને ) ઉભી રહી, ( એટલું જ શું ) પણ તમારૂં સ્તવન કરવા માટે ( જાણે કે ) દશે દિશા એકત્ર થઈ છે. મારો ઉન્હો ઉન્હો હવિ પણ હું ( જેટલો બને તેટલો ) મધુર કરૂં છું. ( ભક્તજન ) રક્ષક એવાં તમારા સામર્થ્યો ( મારી તરફ ) આવવા માંડયાં છે તથા હે અશ્વિન, ઉર્જની તમારા રથપર આરૂઢ થઇ છે. ૨

જ્યારે વિજયેચ્છુ અગણિત મહાન ( યોધ્ધા ), તેમને જયશ્રી પ્રાપ્ત થાય માટે ઈર્ષ્યાથી રણાંગણમાં ખાઢયા હોય છે ત્યારે તમારો રથ ( ઉપરથી ) ઉતરી આવતો દૃષ્ટિએ પડે છે તથા ત્યારે, હે અશ્વિન, તમે આપ ચતુર ભક્તને ઉત્કૃષ્ટ વૈભવ અર્પણ કરો છો. ૩

પક્ષીઓ પ્રમાણે ચપલ તમારા અશ્વોપર આરૂઢ થઇને તમે ડુબતા ભુજ્યુપાસે ગયા અને તેજ ( અશ્વોના યોગે )–કે જે રથને સ્વતઃજ નિયુક્ત થાય છે–તમે તેને તેનાં માતાપિતા કને પહોચાડયો. હે સામર્થ્યવાન દેવો, ( ભુજ્યૂ ) નું સદન ( ઘણું ) દૂર હતું તો પણ ત્યાંસુધી તમે ગમન કર્યું. દિવોદાસનું તમે કેવું ઉત્કૃષ્ટ સંરક્ષણ કર્યું એ પણ સર્વ પ્રસિદ્ધ જ છે. ૪

---

१ जीवसे वां पुरुमायं, मनोजुवं, जीराश्वं, यज्ञियं, सहस्रकेतुं, वनिनं, शतद्वसुं, श्रुष्टीवानं, वरिवोधां रथं प्रयः अभि आ हुवे ।

२ अस्य प्रयामनि धीतिः ऊर्ध्वा प्रति अधायि; शस्मन् दिशः सं आ अयन्त । घर्मं स्वदामि ऊतयः प्रति यन्ति । अश्विना, ऊर्जानी वां रथं आ अरुहत् ।

३ यत् जायवः अमिताः मखाः शुभे मिथः पस्पृधानासः रणे सं अग्मत, अह युवोः रथः प्रवणे चेकिते, यत्, अश्विना, सूरिं वरं आ वहथः ।

४ युवं भुरमाणं भुज्युं विभिः स्वयुक्तिभिः गतं पितृभ्यः आ निवहन्ता । वृषणा, विजेन्यं वर्तिः आ यासिष्टं, दिवोदासाय वां महि अवः चेति ।

હે અશ્વિન, તમારો જે રથ તમે સ્વતઃ મજાથી" જોડયો હતો તેને કેવળ તમારો હુકુમ જ તેની સીમાપર્યન્ત લઈ ગયો. તમે પતિ થાવ એવી ઇચ્છા કરનારી જે સુંદર યુવતિ તમારી પાસે તમારી સાથે મિત્રત્વ કરવા માટે આવી હતી તેણે (છેવટે) તમને જ પતિ તરીકે પસંદ કર્યા. ૫ (૨૦)

તમે રેભનું સંકટમાંથી" સંરક્ષણ કર્યું અને તમે ઉત્પન્ન કરીને અત્રિનો તપ્તદાહ શાન્ત કર્યો. તમે શયૂની ગાયમાં કસદાર દૂધ ઉત્પન્ન કર્યું તથા વન્દનને તમારી તરફથી દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થઇ. ૬

(શત્રુનો) સંહાર કરનાર હે કર્તૃત્વશીલ" દેવો, (એકાદ જુની ગાડીને દુરસ્ત કરીએ તે પ્રમાણે) જરાથી જર્જર" થયેલા વન્દનને તમે ફરીથી (તારૂણ્યના) તેજને આપ્યો. તમે સ્તુતિથી સંતુષ્ટ થઇને તે વિદ્વાન ઉપાસકને જમીનમાંથી જીવતો ઉત્પન્ન કર્યો. તમારી અત્રે (સ્તુતિ) કરનાર આ ભક્તમાટે પણ તમારાં આશ્ચર્યકારક કૃત્યો થાય. ૭

પિતાએ નાંખી દેવાથી કષ્ટ ભોગવતા તથા (તેથી) દૂરના પ્રદેશમાં તમારી કરૂણા યાચનાર (ભુજ્યૂમાટે) તમે (દોડતા) ગયા. જ્યારે તમે (તેની) સમીપ હતા ત્યારે તમારૂં (ભક્ત) સંરક્ષક સામર્થ્ય ઘણું ઉજ્જવલ તથા તમારી મદદ ઘણી આશ્ચર્યકારક દેખાયા ૮

તે મધુમક્ષિકાએ તમારી ઘણાં મધુર સ્તોત્રોથી સ્તુતિ કરી અને તમે સોમપાન કરીને સંતુષ્ટ થાવ માટે ઉસિજનો પુત્ર પણ તમને આવાહન કરે છે. તમે દધ્યુચનુ મન પણ સંતુષ્ટ કરો છો. અશ્વના શિરે તમારી સાથે સંભાષણ કર્યું હતું. ૯

---

५ अश्विना, वपुषे" युवायुज युवोः रथ वाणी अस्य शर्ध्यं येमतुः । वां पतित्व सख्याय आ जग्मुषी जेन्या योषा युवां पती अवृणीत ।

६ युवं रेभं परिषूतेः" उरुष्यथः, अत्रये हिमेन परितप्तं घर्मं । युवं शयोः गवि अवसं पिप्यथुः, वन्दनः दीर्घेण आयुषा प्र तारि ।

७ दस्रा करणा", रथं न जरण्यया निर्ऋतं" वन्दनं युवं सं इन्वथः । विपन्यया विप्रं क्षेत्रात् आ जनथः । वां अत्र विधते दंसना प्र भुवत् ।

८ स्वस्य पितुः त्यजसा । निबाधितं परावति कृपमाणं अगच्छतं । अभीके युवोः ऊतीः इतः स्वर्वतीः अह अभिष्टयः चित्राः अभवन् ।

९ उत स्या मक्षिका वां मधुमत् अरपत्, सोमस्य मदे औशिजः हुवन्यति । युवं दधीचः मनः आ विवासथः अथ अश्व्यं शिरः वां प्रति वदत् ।

હે અશ્વિન, તમે પેદ્વને જે સફેદ અશ્વ આપ્યો, તે સર્વને જોઇએ એવું લાંગવા-જોગ શત્રુનો" પરાભવ કરવા જોગ, તેજસ્વી, યુદ્ધમાં શત્રુથી અજિત, ( સર્વત્ર ) વાહવા થવા જોગ તથા ઇન્દ્ર પ્રમાણે ( સર્વ ) માનવોને ભારી એવો હતો. ૧૦ (૨૧)

### સૂક્ત ૧૨૦.

॥ ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

હે અશ્વિન, તમને કયો યજ્ઞ સંતોષ આપે છે ? તમને બન્નેને શામાં આનંદ છે ? અજ્ઞાની મનુષ્ય ( તમારી કૃપાવિના ) કેમ કરશે ? ૧

અવિદ્વાન હો કે અજ્ઞાની એવા કોઈ અન્ય મનુષ્ય હો–તેણે વિદ્વાન એવા ( અશ્વિની દેવોનેજ ) માર્ગ પૂછવો. કારણ ખરેખર મર્ત્ય ( માનવો ) સંબંધી અમુક એક વાત તેમને કરતા આવડતી નથી એવું કાંઇ હશે શું ? ૨

તે ( એવા જે ) તમે બન્ને વિદ્વાન્ દેવ, તેમને અમે આવાહન કરીએ છીએ. તમે બન્ને વિદ્વાન દેવ અમને ( ઉચિત ) એકાદ ( સુંદર ) સ્તોત્ર સૂચવશો. આ તમારા પ્રિય ભક્તે તમને હવિ અર્પણ કરતાં તમારૂં પૂજન કર્યું છે. ૩

( શત્રુનો ) સંહાર કરનાર હે ( અશ્વિન ) 'વષટ્' શબ્દોચ્ચાર કરીને અર્પણ કરેલો જે અદ્ભુત ( હવિ ) તેના વિષયમાં જાણે કે લાડમાંજ' હું દેવોને પૂછું છું. તમે અમારૂં બલિષ્ઠ તથા હલ્લો કરનાર શત્રુતરફથી સંરક્ષણ કરો. ૪

---

१० आश्विना, युव पेदवे पुरुवार, स्पृधा" तरुतार, अभिद्यु, शर्यैः पृतनासु दुस्तर, चर्कृत्य", इन्द्र इव चर्षणीसह श्वेत दुवस्यथ. ।

१ अश्विना, वा का होत्रा राधत ? वां उभयोः जोषे क. ? अप्रचेता. कथा विधाति ? ।

२ अविद्वान् अचेताः इत्था अपरः विद्वांसौ इत् दुर. पृच्छेत् । मर्ते अक्रौ नु चित नु ? ।

३ ता वा विद्वांसा हवामहे । ता विद्वांसा नः मन्म वोचेत । युवाकु. दयमानः प्र आर्चत् ।

४ दस्रा, वषट्कृतस्य अद्भुतस्य पाक्या' न देवान् वि पृच्छामि । युव सहस्यः च रभ्यसः च नः पात ।

ભૃગુ પ્રમાણે (તમારી ભક્તિ કરનાર) ઘોષના મુખમાં જે સ્તુતિ જાણે કે અતિશય શોભા પામે છે, તથા જેના યોગે પજ્રનો પુત્ર, વિદ્વાન ઇષયૂ પ્રમાણે તમારૂં અર્ચન કરે છે તે તમને પ્રિય થાવ. ૫ (૨૨)

(તમારૂં સ્તવન કરવા માટે) અતિશય ત્વરા કરનાર ભક્તનું સ્તોત્ર શ્રવણ કરો. જેણે તમારૂં કર્યું તે અશ્વિન, હું જ છું. હે માંગલ્યના અધિકારી, તમે (અત્રે) દૃષ્ટિ કરો. ૬

જે અર્થે વિપુલ (સંપત્તિ) દેનાર તમે તથા તે ન આપનાર પણ તમે જ થાવ છો, તે અર્થે, હે વૈભવ સ્વરૂપ દેવો, તમે અમારા ઉત્તમ સંરક્ષણ કર્તા થાવ તથા દુષ્ટ વરૂથી અમારૂં સંરક્ષણ કરો. ૭

અમારા મિત્ર શિવાય કોઇપણ મનુષ્યની સાથે અમારો મેળાપ થવા દઇશ નહિ અને અમારી (ઘરની) દૂધ આપનારી ગાયોને કયાંય પણ તેમનાં વાછરડાંને છોડીને ઘરથી દૂર જવા દઇશ નહિ. ૮

તમારા પર પ્રેમ હોવાને લીધે જ તે ભક્તજનોએ તમારૂં મિત્રત્વ સંપાદન કરવા માટે ગાયનું દોહન કર્યું છે. આ માટે સામર્થ્યે પરિપૂર્ણ વૈભવ તથા ધેનુથી પરિપૂર્ણ ધાન્ય-સમૃદ્ધિ અમને આપવા માટે કાઢો. ૯

---

५ भृगवाणे घोषे या प्र शोभे न, यया पज्रियः विद्वान् इषयुः न वा यजति ।

६ तकवानस्य गायत्रं श्रुत । अश्विना, अहं चित् वां रिरेभ हि शुभस्पती, अक्षी आ दत्त ।

७ यत् महः रन् युवं हि आस्त युवं वा निरततंसत, वसू, ता नः सुगोपा स्यात, नः अघयोः वृकात् पातं.

८ कस्मै अमित्रिणे नः मा अभि धातं, नः स्तनभुजः धेनवः अशिश्वीः गृहेभ्यः अकुत्र मा गुः ।

९ युवाकु मित्रधितये दुहीयन् । वाजवत्यै राये च नः मिमीत, धेनुमत्यै इषे च नः मिमीत ।

સામર્થ્ય સમૃધ્ધ અશ્વિની દેવોનો અશ્વો વિના ચાલનારો રથ મને પ્રાપ્ત થયો છે. અને તેના યોગે હું અતિશય આનંદી છું. १०

આ સુખકારક રથ આ લોકોની પાછળ પાછળ જઇને જ્યાં સોમરસ (તૈયાર કરીને) રાખ્યો છે ત્યાં મને હમેશાં મંદગતિથી લઇ જાવ. ११

નિદ્રા, તથા, શ્રીમંતાઇ હોવા છતાં તેનો ઉપભોગ ન લેનાર પુરૂષ–આ બન્નેનો પણ તે (રથને) ઘણો તિરસ્કાર છે. બન્ને ત્વરાથી નાશ પ્રાપ્ત થાય છે. १२ (२३) (१७)

## અનુવાક ૧૮.

### સૂક્ત ૧૨૧.

॥ ऋषि–कक्षीवान् । देवता–अश्विन ॥

માનવોનું પાલન કરનાર (તે ઇન્દ્ર) આ પ્રમાણે સત્વર (અત્રે) આવીને ભક્તિશીલ અંગિરસોની સ્તુતિ ક્યારે સાંભળશે વારૂ ? જ્યારે તે સદનમાં (રહેનાર) માનવો પાસે આવે છે ત્યારે તે યજ્ઞાર્હ દેવ યજ્ઞ તરફ બહુ પ્રૌઢતાથી પગલાં ભરતો જાય છે. १

તેણે દ્યુલોકની સ્થાપના કરી. તે કુશલ વીરે (માનવોને) સામર્થ્યની પ્રાપ્તિ થાય માટે ધેનુના આંચળમાંના સર્વને પુષ્ટિકારક ઉત્કૃષ્ટ દ્રવ્યની વૃષ્ટિ કરી. તે મહાન ઇન્દ્રે પોતે નિર્માણ કરેલા (પ્રાણિ) સમુદાયનું–અશ્વની માદાનું તથા વાછરડાંની માનું–અવલોકન કર્યું. २

---

१० वाजिनीवतो. अश्विनोः अनश्व रथ असन' । तेन अहं भूरि चाकन' ।

११ अयं सुखः रथः जनान् अनु सोमपेय मा समह' तनु ऊह्याते ।

१२ अध, स्वप्नस्य अभुजत. रेवतः च नि. विदे । उभा ता वस्ति' नश्यतः ।

१ नून् पात्र' इत्था तुरण्यन् देवयतां आंगिरसां गिरः कद् श्रवत् ? यद् हर्म्यस्य विशः प्र आ यद्, यजत्रः अध्वरे उरु क्रमते ।

२ सः द्यां स्तभीत् हि । ऋभुः' नरः वाज्यय: गोः धरुण द्रविण दुघायद् । महिषः स्वजां मां', अश्वस्य मेनां गोः मातर, अनु परि चक्षत ।

તામ્રવર્ણ ઉષાની પહેલાં સત્વર પ્રકાશીને તેણે પ્રતિદિવસ અંગિરસ કુલના મનુષ્યોની પૂજાનો સ્વીકાર કર્યો છે. જે વજ્ર તે (સ્વહસ્તમાં) ધારણ કરે છે તે તેણે જ તૈયાર કર્યું તથા માનવોને ઉપયુક્ત દ્વિપાદ તથા ચતુષ્પાદ પ્રાણીમાટે દ્યુલોકની સ્થાપના કરી. 3

સોમરસના આનંદમાં હોતાં તે પ્રતિબંધમા પડેલી ગાયોનો દેદીપ્યમાન સમૂહ સત્કૃત્યો બરાબર ચાલવા માટે ફરી આણી આપ્યો. જ્યારે ત્રણગણું વિશાલરૂપ ધારણ કરનાર આ ઇંદ્રે (ફરી) યુદ્ધ તરફ મોર્ચો ફેરવ્યો ત્યારે માનવ જાતિના શત્રુના (ગૃહના) દરવાજા તેણે ફોડી નાખ્યા. ૪

જ્યારે અમૃતની ધાર આપનાર ગાયનું દૂધ અર્પણ કરીને તારાં માતાપિતાએ તેને તેજસ્વી પેય આપ્યું ત્યારે તારા પોષણની સત્વર તજવીજ કરનાર તે તારાં માતાપિતા તરફથી તેને જે સામર્થ્યવર્ધક તથા આલ્હાદદાયક દૂધ મળ્યું તે કેવળ તારેજ માટે હતું. ૫ (૨૪)

(આ જુઓ) પ્રાદુર્ભૂત થયો. તે વેગવાનદેવ પ્રમુદિત થાવ. ઉષા પછી આ સૂર્યપ્રમપે પ્રકાશિત થયો છે. આ (ત્રણેએ મળીને) સ્તોત્રો તથા ઉન્હા ઉન્હા હવિની સાથે યજ્ઞગૃહમા યજ્ઞચમસમાંથી નીચે પડે તેટલા સોમરસના બિન્દુ (પોતાને) અર્પણ કરાવવા માંડ્યા છે. ૬

સૂર્યના યજ્ઞમાં વૃષભને બદ્ધ કરી રાખનાર તથા સુન્દર ઈન્ધન ધ સેલ લાકડાનો સમૂહ જ્યારે (પ્રદીપ્ત થવાને) તૈયાર થાય છે તથા જ્યારે સર્વ દિવસના કામો નિયમિત રીતે ચાલવામાટે તું પોતનો પ્રકાશ પાડે છે, ત્યારે રથમા આરૂઢ થનાર, પશુને શોધનાર તથા (પોતાના કામનાર્થ) ત્વરાથી જનાર (પ્રત્યેક) મનુષ્યનું કામ થાય છે. ૭

---

३ अक्षो: पूर्वे तुरः रार्य अनु द्यून् अङ्गिरसा विशा इव नक्षन् । नियुत वज्र तक्षत्, नर्याय द्विपद चतुष्पद वा तन्वन्त् ।

४ अस्य मदे अभिद्रत गोनियाणा स्वर्ये अनीक ऋताय वा. यत् ह निवृत्तु प्रसर्गे निवर्तत् मानुषस्य दुहः दुर. अत च: ।

५ यत् सबर्दुघाद: दक्षिणाया: पय. (पितरौ) ते शुचि रेतण. अयजन्त, तुरण भुरण्यू पितरौ, यव् शाव. सुरेन. पत्र जनाम, तुन्त ।

६ अध प्र जज्ञे, तरणि ममत्तु । प्रस्ता. उषस: नुर: न प्र रोचि, येभे जरणा स्वेदहृद्यै: धाम अभि शुंभम सिचत् दन्त् ॥ ।

७ सूर: अध्वरे गो: एषणा सिष्मा दनधिन." यद् अध्वरे जपसात्, यत् ह टास्कात् अनु द्यून् प्रभाधि, ७ न वेतं", पाश्वे, तुराय ।

દેદીપ્યમાન ઝરાને માટે યુદ્ધ કરતાં તું વિશાલ દ્યુલોકમાંથી આહ ઘોડા લઈને આવ્યો, અને ત્યારે તને આનંદ થવા માટે, દુધને લીધે આત તીવ્ર" બનેલો, તથા તને હર્ષ ઉત્પન્ન કરનાર એવો પીળો ચટૂક સોમરસ (તારા ભક્તોએ) હાથમાં યજ્ઞપાષાણ લઈને તૈયાર કર્યો. ૮

અનેક ભક્તોએ આવાહન કરેલા હે ઈન્દ્ર, જ્યારે કુત્સપર પ્રસન્ન" તે થઈને અગણિત શસ્ત્રોથી શુષ્ણને વીંધી નાંખ્યો ત્યારે દ્યુલોકમાથી આણેલું લોખંડનું વજ્ર તેં તારી કુશલતાથી" ગોફણવડે" શુષ્ણપર ફેંક્યું. ૯

હે વજ્રધારિ (ઇંદ્ર), તમસે સૂર્યને ગ્રસતા" પહેલાંજ તેં તારૂં શસ્ત્ર મેઘપર ફેંક્યું. શુષ્ણનું જે બળ સર્વ દ્યુલોકને વ્યાપીને અનિર્બાધપણે રહ્યું હતું તેનો પણ તેં નાશ કરી નાંખ્યો. १०(२५)

હે ઈન્દ્ર, ચાક વિના (ફરનાર) તે શ્રેષ્ઠ તથા સામર્થ્યવાન દ્યુલોક તથા ભૂલોકને તારૂં પરાક્રમ જોઈને આનંદ થાય છે. તું (સર્વથી) વરિષ્ઠ હોવાને લીધે, ઉદકમાં" ડુબકી મારીને બેઠેલા તે વરાહને—વૃત્રને—તે તારા વજ્રથી ચિત કર્યો. ૧૧

ઈન્દ્ર, જે માનવોનું તું રક્ષણ કરે છે તેમનો તું હિતકર્તા હોવાને લીધે તું વાયુના બળવાન તથા સુલભ રીતે જોડાનાર અશ્વોપર આરૂઢ થા. ઉશનાકાવ્યે તને જે આનંદદાયક વજ્ર આપ્યું તે તેણે તને ઉપયોગી" થાય તથા તું વૃત્રને મારે તેટલા માટે કર્યું હતું. ૧૨

---

८ शुम्रसह उत्स योधान: मह: दिव: अष्टा हरी इह आद:, यत् वाताप्य" गोरमय ते मन्दिन हरिं अद्रिभि: धुक्षन् ।

९ पुरुहूत, कुत्साय वन्वन्" यत्र अनन्तै: वधै. शुष्ण परियासि, दिव: आनीत आयस अश्मान ऋभ्वा" गो:" प्रात वर्तय: ।

१० अद्रिव:, तमस: सूर: अपीते:" पुरा यत् हेर्ति त फलिग अस्य, शुष्णस्य चित् यत् दिव: परि परिहित सुप्रथित ओज:, तत् आ अद: ।

११ इन्द्र, अचक्रे मही पाजसी द्यावाक्षामा त्वा अनु कर्मन् मदतां । मह: त्व सिरासु" आशयन वराहू वृत्र वज्रेण सिस्वप: ।

१२ इन्द्र, यान् नृन् अव: नर्य: वातस्य युदुज: वाहठान् रा तिष्ठ । उशना काव्य. य नी दन ते दत्, पार्य" इमदन वज्र ततक्ष ।

તે મશર્શારના ચાર છોકરા અને મોટા બળવાન્ આયવસ રાજાના ત્રણ છોકરાઓની મને હવે વિઘ્ન કરવાની શી શક્તિ છે? કારણ હે મિત્ર વરૂણ, જુઓ, આ તમારો વિશાલ રથ હવે દેખાવા માંડ્યો છે. તેનાં કિરણ પણ સુખમય હોઇને તે ભાનુ પ્રમાણે તેજઃ પુંજ છે. ૧૫ (૩)

## સૂક્ત ૧૨૩.

॥ ऋषि-कक्षीवान् । देवता-उषा ॥

આ ઉષા ઘણીજ પ્રેમાળ દેખાય છે. આ જુઓ તેનો ભવ્ય રથ જોડીને તૈયાર થયો છે. અને તેની આસપાસ આ નાશરહિત તેજ પુંજ તારાગણ કેવા પ્રકાશે છે. આ ઘોર અંધારામાંથી આ પરમ મહાન સ્વામિની જે પ્રકટ થઈ છે તેમાં તેનો હેતુ આ મનુષ્ય-લોકપર પ્રકાશ પાડીને અનુગ્રહ કરવાનો જ છે. १

સર્વ જગ નિદ્રાવશ હોય છે તે વખતે સર્વની પહેલાં આ જ જાગે છે. (મનના) પવિત્ર-પણાનું જે સામર્થ્ય હોય છે તેમા આના કરતાં કોઈ પણ ચઢીયાતું નથી. આ મહાન અને અતિશય ઉદાર છે સર્વદા તરૂણ જ હોવાવાળી આ સુંદરી પુનઃ પુનઃ જન્મ લઇને અતિ ઉંચા આકાશમાંથી જગનું નિરીક્ષણ કરે છે. તે આ ઉષા, જુઓ પ્રથમ આહુતિની વખતે સર્વથી પ્રથમ આવી પહોંચી છે. २

હે દેવી ઉષા, તું અત્યુચ્ચ ઠેકાણે જન્મ લઇને મનુષ્યમાત્રનું રક્ષણ કરે છે. તું આજના દિવસનો સુખદુઃખનો ભાગ જેનો હોય તેને આપવાના વિચારમાં છે. તો (અમારે માટે એવો પ્રયત્ન કર કે) જે ઇશ્વર સ્વત આત્મસંયમી છે અને સર્વને પ્રેરણા કરે છે તે, અમે નિષ્પાપ છીએ એવુ આજ સૂર્ય (આટલામા જ ઉગશે) તેને બરાબર અસરકારક રીતે કહે. ૩

દરરોજ જુદો જુદો ઠાઠ કરીને આ પ્રકાશવતી ઉષા ઘેરઘેર ભેટ આપવાને જાય છે સજ્જનોપર અનુગ્રહ કરવાની બાબતમાં ઘણીજ ઉત્સુક અને સદૈવ તેજ.પુંજ એવી ઉષા, જુઓ! આવી પહોંચી છે જગમાં જે કાંઈ સુંદર વસ્તુ છે તેનો ઉપર ઉપરનો એટલે કે ઉત્તમ ઉત્તમ ભાગ જે હોય છે તેનો આસ્વાદ (પ્રકાશના યોગે) આ જ લે છે. ४

---

१५ मशर्शारस्य चत्वार: जिष्णो: आयवसस्य राज्ञ: त्रय: शिश्व: मा (अधुना न पीडयन्ति, यतः) हे मित्रावरुणौ वां दीर्घाप्सा स्यूमगभस्तिः रथ: सूरः न अद्यौत्।

१ दक्षिणाया: (उषसः) पृथुः रथः अयोजि, एनम् अमृतासः देवासः आ अस्थुः। अर्या विहाया मानुषाय क्षयाय चिकित्सन्ती कृष्णात् उदस्थात्।

२ विश्वस्मात् भुवनात् पूर्वा अबोधि, (सा) वाजं जयन्ती बृहती सनुत्री, युवतिः पुनर्भूः व्यख्यत्, उषाः पूर्वहूतौ प्रथमा आ अगमत्।

३ हे देवि सुजाते उषः, यत् (त्वं) मर्त्यत्रा, अद्य नृभ्यः भागं विभजासि, अत्र देवः दमूनाः सविता नः सूर्याय अनागसः इति वोचति।

४ दिवेदिवे नामा अधि दधाना अहना गृहं गृहं अच्छ याति, सिषासन्ती द्योतना च (उषाः) शश्वत् आ अगात्, वसूनाम् (च) अग्रम् अग्रम् इत् भजते।

ભાગ્યદાતા દેવની તું બ્હેન અને વરૂણની પણ આપ્ત જ તરીકે શોભે છે. હે ઉષા, સત્ય અને મનોહર સ્તોત્રો કહેવાની સ્ફુર્તિ આપનારી પણ તુંજ છે. તારૂં વર્ણન પ્રથમ થવા દે. પાપકર્મ કરનાર જે મનુષ્ય હોય તેને બરાબર ઠોકર લાગીને તે પછવાડેને પછવાડેજ અટકી પડો. તું સદાચાર પ્રવર્તક છે માટે તારીજ મદદથી અમે તેમને જોતાં જોતામાં જ પાદાક્રાંત કરી નાંખીએ. ૫ (૪)

હવે સત્યાર્થ પૂર્ણ અને હૃદયંગમ સ્તોત્રો ગાવાની શરૂઆત થવા દો. કારણ આ ઉષ:કાલે વેદિ૫રના અગ્નિ પ્રદીપ્ત થયા છે અને જગમાંની આલ્હાદકારક સંપત્તિ જે અંધકારમાં અત્યારસુધી અવશ્ય થઈ પડી હતી તેને દેદિપ્યમાન ઉષાએ આપણી નજરે ફરી પાડી છે. ૬

એક દેખાવા માંડતાં જ બીજું અદૃશ્ય થાય છે, તેપ્રમાણે આવર્તરૂપ પુરૂષના (ઉષા અને રાત્રિ) બન્ને અંગો નાનાં મોટાં થાય છે અને એકની પાછળ એક એમ એકદમ ફરે છે. આ જે (વર્ષના) બે પ્રકાર પૃથ્વીપર અનુક્રમે થાય છે તે પૈકી એક એટલે (રાત) અંધકારને ખૂણે ખાચરે સંતાડી મૂકતાં મૂકતાંમાં જ બીજી એટલે ઉષા પણ ઉજ્વલ રથમાં બેસીને ઉદય પામે છે. ૭

આ ઉષા જેમ આજ દેખાય છે તેમ જ કાલે પણ દેખાશે અને એવી રીતે વરૂણના (આકાશરૂપી) વિશાલ રાજ્યમાંથી આ પ્રવાસ કરે છે. આનામાં કોઈ કાંઈ દોષ કાઢવા માગે તો અશક્ય એવી તે નિષ્કલંક છે. આમનામાંની દરેક ઉષા (આકાશમાં) ત્રીસ ત્રીસ પ્રદક્ષિણા કરે છે અને એવી રીતે સર્વજણ પોતપોતાનું નીમી આપેલું કામ પાર પાડે છે. ૮

(નૂતન લર્ષારંભનો) પ્રથમનો દિવસ હવે ખાસ ઉગશે એવું જેના આવવાથી સમજાય છે તે આ ઉષા જુઓ કાળાઘોર અંધારામાંથી શુભ્ર તેજથી મંડિત થઈને ઉપર નીકળે છે: અને યદ્યપિ તેનો નીમી આપેલો કાર્યભાગ ખલાસ કરવામાં રાતદિવસ તે ગર્ક થઈ ગયેલી હોય છે તો પણ તે સુંદરી ભાનુનો જે પુરાતન સત્યવર્ગ છે તેને છોડીને એક વાળપુર પણ બાજુએ જતી નથી. ૯

---

५ (स) भगस्य स्वसा वरुणस्य जामिः, हे सूनृते उषः प्रथमा जरस्व । यः अघस्य धाता स पश्चात् दघ्याः स दक्षिणया रथेन जयेम ।

६ सूनृताः उदीरतां, पुरन्धीः उदीरतां, अग्नयः च शुशुचानासः उदस्थुः । स्पार्हा वसूनि तमसा अप गूळ्हा (आसन् तानि) विभातीः उषसः आविः कृण्वन्ति ।

७ अन्यत् अभि एति, अन्यत् अप एति, (एतावता सत्वरम्) विषुरूपे अहनी सं चरेते । (तयोः) परिक्षितोः अन्या तमः गुहा अकः, (अन्या) उषाः च शोशुचता रथेन अद्यौत् ।

८ सदृशीः अद्य, उ श्वः इत् सदृशीः (एव) (एताः) वरुणस्य दीर्घं धाम सचन्ते । अनवद्याः (ताः) त्रिंशतं योजनानि (एव) क्रतुं सद्यः परि यन्ति ।

९ (संवत्सरस्य) प्रथमस्य अह्नः नाम जानती (सा) शुक्रा श्वितीची कृष्णात् अजनिष्ट । (एषा) योषा अहरहः निष्कृतम् आचरन्ती ऋतस्य धाम न मिनाति ।

જેના સર્વ અવયવ તદ્દન જાણે કે આકાર્યા મુજબ ભરેલા છે એવી એકાદ નવવધૂપ્રમાણે હે તેજઃપુંજ ઉષા, તું તારા દેદીપ્યમાન પ્રિયકર પાસે જાય છે. કારણ તે પણ તારીજ માફક ઉત્સુક બન્યો છે. તે વખતે ગાલમાજ હસતાં હસતાં તથા ઝળકતાં તારા તારૂણ્યના મદમાં તારાં કુચમંડલ તેમના દેખતા સહેજ ઉઘાડા કરે ( એ સ્વાભાવિક જ છે ). ૧૦ (૫)

એકાદ તરૂણ સુંદરીને તેની મા ન્હવડાવી ધોવડાવીને દરદાગિનાથી શોભાવે, તે પ્રમાણે સજીને તારી આંખોની તીવ્ર ઈચ્છા પૂર્ણ કરવા માટેજ તું તારૂં રૂપ અમારી આગળ પ્રકટ કરે છે. તો હે ઉષા, આજ પ્રકાશીને તું સર્વનું કલ્યાણ કર અને આજ પર્યન્ત પુષ્કળ પ્રભાત થયાં પરંતુ તેમનામાથી કોઈપણ તારી બરોબરી કરે એવું ન થાઓ. ૧૧

આ ઉષામાં ચાપલ્ય કેવું ઓતપ્રોત ભર્યું છે. ( જ્ઞાનપ્રદ ) પ્રકાશ છે, અને ગમે તે રમણીય પદાર્થનો સંગ્રહ પણ એને લીધે છે. આ પોતાની પ્રભાવડે સૂર્ય કિરણોની સાથે સ્પર્ધા કરતાં કરતા ગુપ્ત થાય છે અને ફરી પ્રકટ પણ થાય છે. આપ્રમાણે અનેક મંગલ-સ્વરૂપો ધારણ કરવાનો આનો ક્રમ ચાલે છે. ૧૨

સત્યસ્વરૂપ સૂર્યનાં કિરણો સાથે તું એકરૂપ થઈ જાય છે, ( તેજ પ્રમાણે ) અમારામાં પણ ( તારી કૃપાથી ) ઉત્તરોત્તર કલ્યાણપ્રદ કર્તૃત્વશક્તિ આવવા દે. હે ઉષા, અમે આજ તારી મન પૂર્વક પ્રાર્થના કરી છે તો અમારે માટે ઉત્તમ રીતે પ્રકાશિત થા અને ઉત્કૃષ્ટ સંપત્તિની પ્રાપ્તિ અમને અને અમાન ઔદાર્યશાલી યજમાન—બન્નેને થવા દે.૧૩(૬)

## સૂક્ત ૧૨૪.

ऋषि–कक्षीवान् । देवता–उषा ॥

હવે અગ્નિ પ્રજ્વલિત થયો છે અને ઉષાદેવી અંધકારનો નાશ કરે છે અને સૂર્ય પણ ઉદયોન્મુખ થાય છે. અને બન્નેના પ્રકાશવડે દિશાઓ સંપૂર્ણ ભરાઈ ગઈ છે એવે વખતે સર્વત્ર ચૈતન્ય ઉત્પન્ન કરનાર ભગવાને અત્ર અમારે માટે—મનુષ્યો શું કે પશુ શું પણ પ્રત્યેક પોતપોતાનું કામ કરે માટે—સર્વને ( નિદ્રામાથી પુન ) પૂર્વ સ્થિતિમાં આણ્યા છે. ૧

---

१० तन्वा शाशदाना कन्येव हे देवि त्वं इयक्षमाणं देवं एषि । युवतिः (त्वं) संस्मयमाना विभाती च (अस्य) पुरस्तात् वक्षांसि आविः कृणुषे ।

११ मातृमृष्टा सुसंकाशा योषा इव (त्वं) तन्वं दृशे कं आविः कृणुषे । हे उषः त्वं भद्रा वितरं व्युच्छ, तत् ते (तेजः) अन्याः उषसः न नशन्त ।

१२ (इमाः) अश्वावतीः गोमतीः विश्ववाराः च, सूर्यस्य रश्मिभिः यतमानाः परा यन्ति च पुनश्च आ-यन्ति, (एव) उषसः भद्रा नाम वहमाना (वर्तन्ते)।

१३ ऋतस्य रश्मिम् अनु यच्छमाना (त्वं) भद्रं भद्रं क्रतुं अस्मासु धेहि । हे उषः त्वं अद्य सुहवा वि उच्छ, मघवत्सु (यजमानेषु) अस्मासु च रायः स्युः ।

१ समिधाने अग्नौ उषाः उच्छन्ती सूर्यः च उद्यन् ज्योतिः उर्विया अश्रेत् । देवः सविता च नः अर्थं द्विपत् चतुष्पत् इत्यै प्रासावीत् ।

ઈશ્વરી નિયમમાં હરકત ન લાવતાં મનુષ્યમાત્રના આયુષ્યની મર્યાદા માત્ર આ કમી કમી કરે છે. આજપર્યંત જે અસંખ્ય ઉષા આવી ગઈ તેમનામાં નામાંકિત અને હજી પણ જે આવનાર છે તેમનામાં પણ ઉત્કૃષ્ટ એવી આ જુઓ આજની ઉષા ઉદય પામી છે. ૨

આહા! આ જુઓ આકાશ કન્યા ઉષા પૂર્વ દિગ્ભાગમાં પુનઃ દેખાવા લાગી છે. આ વીર સ્ત્રી, પ્રકાશનાંજ વસ્ત્રો પહેરીને, સત્યસ્વરૂપ સૂર્યે જે માર્ગ આંકી આપ્યો તેજ માર્ગે એકાદ ચતુર સ્ત્રીપ્રમાણે બરોબર જાય છે. તેની દિશા કદિપણ ચુકતી નથી. ૩

આ જુઓ, અત્રે તેનું જાણે કે શુભ્ર તથા ઉજ્જ્વલ વક્ષસ્થલ જ દેખાય છે કે શું? એકાદ કવિ જેપ્રમાણે પ્રિય અંતઃકરણ વૃત્તિની આપણને ઓળખાણ કરી આપે છે, તેપ્રમાણે, જગત્‌માંના સૌંદર્યની ઓળખ એણે જ કરાવી આપી છે. ઘરની માલિક બાળબચ્ચાંને ઉઠાડે છે તે પ્રમાણે નિદ્રામાં ઘોરતા પડેલા સર્વ વિશ્વને આ જગાડે છે. અને આપણને છોડી ન જતાં ગયેલી ઉષામાંથી નીકળીને પુનઃ આપણીપાસે ફરી આવી છે. ૪

બાષ્પ તથા ધુમસથી ભરાઈ ગયેલા પૂર્વ તરફના અર્ધ આકાશમાં, પ્રકાશને પ્રસવનાર ઉષાદેવીએ જુઓ તેનો ધ્વજ કેવો રોપી દીધો છે? તેની પ્રભા ઘણે દૂર સુધી પ્રસરેલી છે; એટલી કે, માબાપના જે ક્ષિતિજરૂપી ખોળામાં તે બેસે છે, તે, તે સર્વ ક્ષિતીજ જ બન્ને બાજુએ પ્રકાશવડે તેણે કેવું સંપૂર્ણ ભરી નાંખ્યું છે. ૫ (૭)

સર્વ દર્શનસુખ અનુભવે એવી તો આ અતિ ઉદાર ઉષાની ઇચ્છા–માટે એ સ્વકીય હો કે પરકીય હો–કોઇનોપણ અનાદર કરતી નથી. આ તેજસ્વી ઉષા તેના નિષ્કલંક લાવણ્યને લીધે સર્વને સ્પષ્ટ દેખાય એવી છે. એ નાનાથી તે મોટા સુધી કોઇનો પણ અનાદર કરતી નથી. ૬

---

२ दिव्यानि व्रतानि अमिनती, मनुष्या युगानि प्रमिनता (एतादृशा) उषा शश्वतीना ईयुषीणा उपमा, आयतीना च प्रथमा वि अद्यौत्।

३ एषा दिवः दुहिता सद्मना ज्योतिः वसाना पुरस्तात् प्रति अदर्शि । ऋतस्य पन्थाम् प्रजानती इव साधु अनु एति, दिशः न मिनाति ।

४ (अस्याः) शुन्ध्युवः न वक्षः उपो अदर्शि, नोधा इव प्रियाणि आविरकृत । अद्मसत् न ससतः बोधयन्ती (सती) शश्वत्तमा एयुषाणाम् पुनः (नः) आ अगात् ।

५ अप्यस्य रजसः पूर्वे अर्धे गवां जनित्री केतुं अकृत । (यस्मिन्) पित्रोः उपस्थे (सा आसीना तं) उभा (तमसा) आ पृणन्ती, वि उ वितरं वरीयः प्रथते ।

६ दृशे कं एव ददृशे एषा पुरतमा (विभाति), न अजामिं न नु जामिं परिवृणक्ति । (किंतु) अरेपसा तन्वा शाशदाना विभाती न अर्भात् न महः (च) ईषते ।

તારો પ્રકાશ જોતાંજ આ જુઓ, પક્ષિગણ પોતપોતાના માળામાંથી બહાર ઉડી ગય અને પેટના વ્યવસાયમાં મગ્ન રહેનાર લોક પોતપોતાને ઉદ્યોગે વળગ્યા. પરંતુ દાન કર્મરત સદ્ભક્તમાત્ર (વ્યર્થ ધામધુમ ન કરતાં) તેને ઠેકાણે સ્વસ્થ હોય છે. તથાપિ તેનેમાટે અત્યુત્કૃષ્ટ વિપુલ સંપત્તિ તું પોતે લઈ આવે છે. ૧૨

મહાન ઉષાઓ, આ મારા સ્તોત્રવડે તમારૂં (યથામતિ) સ્તવન થયું છે. તેને લીધે હે પ્રેમાળ દેવીઓ, તમે અતિશય સંતુષ્ટ પણ થયાં છો તો હવે તમારી કૃપાથી એવા સામર્થ્યની સેંકડો અથવા હજારોને પણ ભારે પડે એવા સામર્થ્યની પ્રાપ્તિ થાઓ ૧૩ (૯)

## સૂક્ત ૧૨૫.

॥ ऋषि–कक्षीवान् । देवता–दम्पती ॥

આહુણાએ તદ્દન પરોઢીએ આવીને પોતાની પાસેનાં રત્નો સવારે (પોતાના પિતા) પાસે મૂક્યાં અને તેણે પણ તે નિરખી જોઈને તેમનો સ્વીકાર કર્યો ત્યારે આ (સત્પાત્ર ઠરેલા) ઔદાર્યને લીધે તે પરાક્રમી રાજાને ભરપૂર સંપત્તિ તથા દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ થઈને ઉત્તરોત્તર વૃદ્ધિંગત થનાર સમૃદ્ધિ પણ પ્રાપ્ત થઈ. ૧

તે રાજાને જ્ઞાન–ગોધન, અક્ષય સંપત્તિ અને જાતવાન્ ઘોડા પણ પ્રાપ્ત થાઓ. ઇન્દ્ર તેને હજી ગૌરવમાં મૂકશે; કારણ, પ્રાહુણા જુઓ કે પારધી જેમ જાળમાં શિકાર પકડે છે તેપ્રમાણે તને આવેલો જોઈને તણે પોતાની પાસેની અમૂલ્ય સંપત્તિ આપીને તને જાણે બાંધી લીવો. ૨

યજ્ઞકર્મનિષ્ઠ પુરૂષના સચ્છીલ પુત્રને મળવાને આજ સવારે હું મારા રથમાં ભરપૂર ધન ભરીને અત્રે આવ્યો છું. તે પરમ પુરૂષને સોમવલ્લીનો આલ્હાદદાયક રસ કાઢીને તે અર્પણ કરો, અને શૂર પુરૂષોને પણ જેનો આશ્રય છે તે રૂદ્રનું સત્ય અને રસ પૂર્ણ સ્તોત્રોથી સ્તવન કરો. ૩

---

१२ तेभ्युच्छौ वयश्चित् वसते उत अपप्तन्, येच नरः पितुभाजः (तेऽपि अपप्तन्)। (पर) अमा सते दाशुषे मर्त्याय हे देवि उष. त्वम् वामम् भुरि वहसि ।

१३ हे स्तोम्या उषस मे ब्रह्मणा (यूय) अस्तोढ्वम्, (अपि च) उशती' यूय अवीवृधध्वम् । हे देवी युष्मानम् असरा सहस्रिण च शतिन च वाज सनेम ।

१ प्रातरित्वा प्रात रत्न दधाति, (पितापि) त (रत्न) चिकित्वान् प्रतिगृह्य निधत्ते । तेन (दानेन) प्रजां आयुश्च वर्धयमान' सुवीर. रायस्पोषेण सचते ।

२ मगुः सहिरण्य सु अश्वः (स:) असत् अस्मै वृहन् वय इन्द्रः दधाति (यत.) हे प्रातरित्वः यः त्वा आयान्तम् सुत्रांजत्या पदिम् इव वसुना उत् सिनाति ।

३ इष्टे सुरतम् पुत्र इच्छन् वसुमता रथन अद्य प्रात. आयम् । (तत्) मत्सरस्य अंशो. सुत (देव) पायय, क्षयद्वीर सूनृताभिः वर्धय ।

જે પુણ્યપુરૂષ પ્રત્યક્ષ યજ્ઞ કરે છે તેનુંજ માત્ર નહિ પણ યજ્ઞ કરવાનો ફક્ત ઉદ્દેશ પણ જે મનમા રાખે છે તેનીપાસે પણ ધેનુ અને આનંદપૂર વહેવડાવનાર મહાનદીઓ દોડતી જાય છે. તેજપ્રમાણે ઈશ્વરને સંતુષ્ટ કરનાર સત્પુરૂષ તરફ સુકીર્તિરૂપ ઘૃતના પ્રવાહના પ્રવાહ ચારે તરફથી વહેતા આવે છે. ૪

જે કોઈ દાનધર્મવડે (ઈશ્વરને) સંતુષ્ટ કરે છે તે સ્વર્ગના શિખરપરજ ચઢીને ત્યાં જ રહે છે. તેનો દેવમંડળમાં પ્રવેશ થાય છે. તેની જ તરફ સ્વર્ગમાંની તથા પૃથ્વિપરની નદીઓ ઘીના નાશ વહેવડાવી જાય છે. અને તેને માટે આ રસાળ ધરિત્રી સમૃદ્ધિથી ઓતપ્રોત ભરાઈ જાય છે. ૫

આ (જગતની) અમૂલ્ય સંપત્તિ ફક્ત દાનશાલીઓને માટેજ છે. દાનશાલી લોકોમાટે જ આકાશમા ભાનુ તથા તારા પ્રકાશે છે. દાનશાલી લોકોનેજ અવિનાશી પદ મળે છે અને દાનશાલી લોક જ (પોતાનું તથા બીજાનું) આયુષ્ય વધારી શકે છે. ૬

દાનધર્મથી (ઈશ્વરને) સંતુષ્ટ કરનાર લોક કદિપણ દુ:ખમા અને પાપમા ન પડો. સદાચારરત જ્ઞાની કદિપણ વૃધ્ધાવસ્થાથી દુર્બલ ન થાઓ. ગમે તે મનુષ્ય તેનો મદદકર્તા થશે, અને સર્વ દુ:ખદાયક પ્રસંગ કંજુસ માણસોપર ગુજરશે. ૭ (૧૦)

## સૂક્ત ૧૨૬.

॥ ऋषि–कक्षीवान् । देवता–विद्वांसः ॥

હું ભાવ્ય રાજાની જે મનપૂર્વક પ્રશંસા કરૂં છું, તે સામાન્ય નથી, આ ભાવ્યસિંધુ દેશના રાજાએ જ મારેમાટે હજારો યજ્ઞ કર્યા. આ રાજા અજિંક્ય છે અને સત્કર્મોત્સુક પણ છે. ૧

---

४ इजानं (पुरुषं) यक्ष्यमाणं चापि धेनवः मयो भुवश्च सिंधवः उपक्षरन्ति । (ईश्वरं) पृणन्तं च पपुरिं च श्रवस्यवः घृतस्य धारा विश्वत उपयन्ति ।

५ यः पृणाति स नाकस्य पृष्ठे श्रितः अधितिष्ठति, सः हि देवेषु गच्छति । तस्मै आपः सिन्धवश्च घृतं अर्षन्ति तस्मै इयं दक्षिणा (भूमिः) सदा पिन्वते ।

६ दक्षिणावताम् इत् इमानि चित्रा (वसूनि), दक्षिणावताम् दिवि सूर्यासः । दक्षिणावन्तः अमृतं भजन्ते दक्षिणावन्तः आयुः प्रतिरन्ते ।

७ (दक्षिणावन्तः) पृणन्तः दुरितं एनः न मा आ अरन्, सुव्रतासः सूरयः मा जारिषुः । अन्यः कः चित् तेषां परिधिः अस्तु (सर्वे) शोकाः अपृणन्तम् अभि सं यन्तु ।

१ सिन्धौ अधि क्षियतः भाव्यस्य अमन्दान् स्तोमान् मनीषा प्रभरे । यः राजा मे सहस्रं सवान् अमिमीत, (सः) अतूर्तः श्रवः इच्छमानः ।

તેના અત્યંત આગ્રહથીજ, તેના સુવર્ણ નિષ્કનો અને સેંકડો બળવાન ઘોડાનો મે એકદમ સ્વીકાર કર્યો અને ( કક્ષીવાનને ) તે પરાક્રમી રાજાપાસેથી સેંકડો ગાયો મળી અને મે તેની અખંડ કીર્તિ સ્વર્ગ પર્યન્ત પ્રસરાવી 2

આ વખતે સ્વનય રાજાએ આપેલા દશ રથ મારી પાસે હતા તેમને તદ્દન કાળા ઘોડા જોડ્યા હતા, તેમા ( રથમા ) મારી નૂતન વિવાહિત પત્ની બેઠી હતી અને તેમની પાછળ સાઠ હજાર ગાયોનુ જૂથ જતુ હતુ, આ સર્વ અક્ષિસે મને ( કક્ષીવાનને ) આગલે દિવસે સાજરે મળી હતી 3

આ દસ રથની સાથે એક હજાર સિપાઈ ચાલતા હતા. અને તેમની આગળ ચાલીસ વિચિત્રરંગી ઘોડા હતા આ ઘોડા બહુ બલવાન હતા અને ઝુલતા ચાલતા હતા અને તેમના અંગપર સોનામોતીના સાજ હતા કક્ષીવાનન અને તેના મિત્રોના નોકરોએજ આ ઘોડાઓને માલિસ કરીને તયાર કર્યા હતા. 4

પ્રથમને સ્વીકાર કર્યા પછી એકદમ તમારી તરફથી ત્રણ તથા આઠ મળીને ( ગાડીઓને ) જોડેલા અગીયાર બળદની બીજી એક બક્ષિસ મળી આ બળદ રાજાઓને જ વાડા ઓમા રહેવા યોગ્ય તયાર હતા ભાઈ ઓ, એકજ કુટુમના માણસપ્રમાણે તમારે ( એકમેકની સાથે, ઘર્ષણ છે પરંતુ ( અમે ) પજાના વંશજ પણ કુળવાન છીએ અને અમે સત્કાયનીજ આશા નાખીએ છીએ 5

લતાઓની પેઠે મને સર્વાંગે આલિંગન દેનાર તે તારૂણી પ્રેમરસથી પૂર્ણ અને સૌખ્ય-દાયક હોવાથી મને સેંકડો પ્રકારના સુખ આપે છે. 6

---

२ (अहं) नाधमानस्य राज्ञः शतं निष्कान् शतं प्रयतान् अश्वान् सद्य आ दम् । (अहं) कक्षीवान् असुरस्य (राज्ञः) गोनां शतं (आदम्), अजर श्रवः दिवि च आ ततान

३ (इदानीं) स्वनयन दत्ता श्यावा (युक्ता) वधूमन्तः दश रथासः मा उप अस्थु (तेषां पश्चात्) षाष्टि सहस्र गव्य अनु आ अगात् कक्षीवान् (एतद्) अह्नाम् अभिपित्वे सनत् ।

४ दशरथस्य सहस्रस्य (सैनकानां, अग्र चत्वारिंशत् शोणाः (अश्वाः) श्रेणिं नयन्ति । (तान् च) मदच्युत कृशनावत अत्यान् कक्षीवत पज्रा च उत् अमृक्षन्त ।

५ पूर्वं म् प्रयतिम् अनु त्रीन् अष्टौ च युक्तान् आरधायस गा व आ दद । ६ सुबन्धव ये (यूय) विश्या मा इव, (वय) पज्रा (आप) अनस्वना श्रव ऐषन्त ।

६ आगाधिता परिगाविता या कशीकेव जङ्गहे । (सा) याद्री मह्यम् यादूना दाता भोज्या ददाति ।

તુ એકદમ નજીક આવ મને સ્પર્શ કર મને એકદમ નહાની ધારતો નહિ જો, હું ગાધાર પ્રદેશમાની ખોડકી જેવી લષ્ટપુષ્ટ છુ   ૭ (૧૧) (૧૮)

## અનુવાક ૧૯.

### સૂક્ત ૧૨૭.

॥ ऋषि–परुच्छेप । देवता–अग्नि ॥

મારૂ ધ્યાન અગ્નિને ઠેકાણે છે એજ યજ્ઞોમા હોતા છે એ અતિશય ઉદાર, સપત્તિનો નિધી અને (દુર્બલોને) ધૈર્ય આપનાર છે જેમ વિદ્વાન બ્રાહ્મણ પોતાના શાસ્ત્રમા પારગત હોય છે, તેમ આને આ સૃષ્ટિની સપૂર્ણ માહિતી છે આજ ભગવત અમારો યજ્ઞ ઉત્તમ રીતે સિદ્ધિએ પહોચાડે છે એની કૃપા ઉદાત્ત તથા તેના દેવપણાને છાજે તેવી છે અને આહુતિ આપવામાટે તૈયાર કરેલા ઘૃતની અને નવનીતની સ્વચ્છતા તથા ચળકાટ તેને ઘણો પ્રિય છે એમ એ તેની જ્વાળાથી દર્શાવે છે   ૧

તુ અત્યત પૂજ્ય તથા અગિરસોમા અત્યત શ્રેષ્ઠ છે તારે માટે હે અગ્નિદેવ, અમે તારા સેવક એટાયમને હવન કરીએ છીએ, હે તેજોર્નાવ, વિદ્વાન બ્રાહ્મણો સહિત સુદર સ્તોત્રોથી પ્રાર્થના કરીએ છીએ તુ આકાશને વિદ્યુતરૂપે જાણેક ઘેરોજ ઘાલે છે, તુ સર્વ માનવોનો આચાર્ય અને વીર્યવાળો છે પ્રદીપ્ત જ્વાલા એજ તારા વાળ,—એવા તમે સર્વ જગ, સર્વ લોક, ઉચ્ચ મનોવૃત્તિ પ્રાપ્ત થવા માટે શરણાગત થાઓ   ૨

ખરેખર પોતાના ઝગઝગાટ મારતા શસ્ત્રોના યોગે એ અતિશય ઉજ્વલ દેખાય છે, અને તેના દિવ્ય પ્રભાવથી દુષ્ટોનો એવો નાશ કરે છે કે જાણે કે શત્રુનુ નિર્દલન કરનાર પરશુજ, તેનો સ્પર્શ થતાની સાથેજ, ગમે તેવો કઠણ પદાર્થ હો, પણ તદ્દન પીગળી જાય છે, અથવા ગમે તેવો કઠ્ઠ પદાર્થ હો પણ તે ઝાડની માફક બળી જાય છે એનો કોઈપણ વિરોધ કરી શકતુ નથી એક વખત ટેકીને ઉભો રહ્યા એટલે પાછા ફરવાની વાતજ નહિ મોટામોટા ધનુર્ધરો આગળ પણ હાર ખાતો નથી   ૩

---

७ न (अग) त्वाय परागा, न (अर्भानि) दभ्राणि (दंनि) मा मन्यथा, अह सबा, गाधराणाम् आविव इव सामना अग्नि ।

१ अग्नि दातार, परम न दर सदन मन्ये जातवदस विप्र न जातवदस। य स्वध्वर देव ऊर्ध्वया देवाच्या कृपा, आतुहानस घृतस्य मर्विरन विभ्राष्टिम शोचिषा अनु वष्टि ।

२ ६ विप्र (वय) यजमाना त्वा यजिष्ठ अगिरसा ज्येष्ठ मन्मभि हुवम, ह शुक विप्रेभि मन्मभि (हुवम)। (त्वा) परिज्मानमिव द्या ह्रार नाम हातार, चर्षणीना, शचिष्म् (हुवम) य त्वा इमा विश विदम हुवथ प्र अवन्तु ।

३ स हि विदयमान दुर्ध्वन दमान अजमा दयोर दहार पर्शु न भवति । यस्य समृतौ वाश्विषत (अग्नि) र इव स्थिर (सदं) वना इव दुवद्। निषहमाण अयमत, न भवत धन्वसहा (अपि)न भवत।

તેને કઠક પદાર્થોની આહુતિ આપવામાં આવે છે એ સર્વને માહિતજ છે. માટે પ્રજ્વલિત થયેલ અરણીના યોગે તેની કૃપા પ્રાપ્ત કરી લેવા માટે, યજમાન તેની મદદ મેળવવા માટે પણ હવન કરે છે; તેની જ્વાળાના સપાટાથી તે અરણ્યનાં અરણ્યો એકદા નૃમેદાન કરી નાંખે છે, તે પ્રમાણે પદાર્થ ગમે તેટલો પુષ્કળ હોય, પણ તેની અંદર તે પ્રવેશે છે અને તેના અદ્ભુત સામર્થ્યથી કઠણ કઠણ ધાન્યોને પક્વ દશામાં આણે છે અને ઉષ્ણતાથી અતિશય ઘટ્ટ પદાર્થોનું પણ પાણી કરી નાંખે છે. ४

આ દિવસ કરતાં રાત્રે ઘણોજ મનોહર લાગે છે. દિવસ ગતિથી અંગમાંનું જેમ કદિ પણ નાશ પામે નહિ, એવું આયુષ્ય (આપણને) મળે, માટે વેદી પાસે આપણે તેના તે સામર્થ્યનું ચિંતન કરીએ. આપની કીર્તિ જેમ છોકરાને તેમ જ અગ્નિનું ચિત્સામર્થ્યજ યજમાનનો સર્વ બાબતોમાં આધાર. વેદી પરનાં અગ્નિનાં રૂપો–જે ક્યારેય પણ નષ્ટ થતાં નથી અથવા હીન થતાં નથી, હમેશનાં જેમને તેમ સતેજ હોય છે—એજ અમારા હવેના તથા આગળ મળનાર સર્વ પ્રકારનો આધાર છે. ५ (१२)

ઉત્તમ રસાળ જમીન પરથી સપાટામાં જતાં, અગર શત્રુ સૈન્યમાં આવેશથી ઘુસતાં, તે વાયુના સુસવાટાની માફક ભયંકર શબ્દ કરે છે. આ હવિર્ભોક્તા અગ્નિ યજનો ઉજ્વલ ધ્વજ છેઃ અને એણે અમારા હવિનો યથા સાંગ સ્વીકાર કર્યો છે. આ પોતે આનંદરૂપ છે, અને બીજાને આનંદ આપે છે, માટે આજ માર્ગ ખરા કલ્યાણનો છે, એવી શ્રધ્ધાથી આની સેવાનો માર્ગ સર્વ લોકોએ સ્વીકાર્યો છે. ६

---

४ अस्मै दृव्हाचित् यथाविदे अनु द्रुः, (अतः यजमानः) तेजिष्ठाभिः अरणिभिः अवसे दाष्टि, अग्नये अवसे दाष्टि। यः वनेव तक्षत पुरूणि (वस्तूनि) शोचिषा प्र गाहत, (अपि च) ओजसा स्थिरा चित् अन्ना निरिणाति स्थिराणि चित् ओजसा निरिणाति।

५ यः दिवातरात् नक्त मुदर्शतरः अस्य दिवातरात् अप्रायुषे त पृक्ष उपराम धीमहि। आत् अस्य आयुः वीळु शर्म सूनव न प्रभणवत्। अभयः च्यतः अजराः च्यताः अजराः च (ते एव नः) भक्त अभक्त अवः (भवन्ति)।

६ अप्रस्वतीषु उर्वरासु इष्टनिः सः दि आर्तनासु इष्टनिः (वा) मारुत शर्धः न तुविष्वणिः। सः आददिः यज्ञस्य केतुः अर्हणा हव्यानि आदत्। अध स्म अस्य हर्षतः हर्षीवतः पन्थां, शुभे पन्थां, न विश्वे नरः जुषन्त।

મહાકવિ ભૃગુએ આકાશમા દૃષ્ટિ સ્થિર કરીને નમસ્કાર પૂર્વક અગ્નિનુ એ પ્રકારે સ્તવન કર્યુ, આ ભૃગુએ અત્યત લીન થઈને જેનુ અરણીમાથી મથન કર્યુ એવો આ અગ્નિ સર્વ સ્પૃહણીય સપત્તિનો પ્રભુ છે આ અત્યત પવિત્ર હોવાને લીધે જ, તે સપત્તિને એ પોતાના સ્વાધીન રાખી શકે છે અમારા હવિર્ભાગ તેને ઘણા પ્રિય છે, માટે આ પ્રજ્ઞાવાન અગ્નિ તે હવિનો પ્રેમથી સ્વીકાર કરે છે આ અગ્નિ-આ પરમાત્મા ( આ હવિદાનથી ) પ્રસન્ન થાઓ ७

તુ સકલ જનોનો પ્રભુ છે સર્વનો સઝીને એક જ કુલદેવતા છે તે તુ જ છે અમે અમારા કલ્યાણાર્થ, અમારા હિતાર્થ, તને હાક મારીએ છીએ અમે મનપૂર્વક કરેલી પ્રાર્થના પરમેશ્વર પાસે પહોંચાડનાર તુ જ છે સર્વ મનુષ્યમાત્રનો માનનીય અતિથિ તુ જ છે. આપની નજર હેઠળ હોય તે પ્રમાણે તાત્કાલ તળે હોવાને લીધે આ સર્વ અમરદેવ હમેશ તદન તરુણાવસ્થામા જ રહે છે અને ( તારીજ મારફત ) ઋત્વિજ, એ દેવોને સ્થાનકે હવિર્ભાગ પહોચ્યતા કરે છે ८

હે અગ્નિદેવ, તુ અત્યત પ્રતાપી, તારા ( દૈવી ) પ્રભાવને લીધે તારુ સામર્થ્ય પૂર્ણપણે અપ્રતિહત છે જેની પ્રાર્થના અમે કરી શકીએ માટે જ તુ પ્રકટ થાય છે અને સતાનમા સપત્તિ જેવી દેવની સેવા માટે તારીજ આવશ્યક્તા છે તારો આનદ નિરતિશય અને તારુ પરાક્રમ અત્યત તિવ્ર હોય છે હે અગ્નિદેવ તને કદિપણ વૃદ્ધાવસ્થા આવતી નથી અને તેટલા માટેજ સર્વ તારીજ સેવામા તત્પર હોય છે, હે અજય્ય અગ્નિ, એકાદ નોકર પ્રમાણે તારીજ આજ્ઞામુજબ ચાલે છે ९

---

७ यः कस्तोम अग्निदेव नमस्यन् भृगवः दाशा मघत भृगव ई द्विता उग्धाधन (कस्मात्) य ण्वां (वसूनां) पति स अग्नि वसूना दग। मविर (अग्नि) प्रियान् अपि धीन् वनिपाट मधिर आ व नयपट।

८ विश्वासां विशां पति वा दवमह, सवासा समान दपति भुज (अस्माक) भुज स दगिवाहम (दव मह)। (अपि च) मानुषाणां अतिथि, पितु न यस्य आसया अमी विश्वे अमृताग वय आ (नन्त), श्रव प (उव आसया) दवषु आ दम्या (नियति)।

९ अग्ने त्व द्युम्नत्तम सहसा सहन्तम, दवतातय, रा न दवतातय जाय। नृम्णत्तम दि त मद उत द्युम्नत्तम क्रतु। अध स्म द नजर ते त्वां परिचरति द नजर श्रुष्टीवान न (परिचरन्ति)।

એ ઘણો મોટો અને સ્વસામર્થ્યને લીધે તેજસ્વી છે. આ એકાદ ગોપાલક પ્રમાણે અરૂણોદય પૂર્વેજ જાગૃત થાય છે. માટે આ અગ્નિદેવનું ચિત્ત આ તમારા સ્તવનથી વ્યાપ્ત થઇ જાઓ. હાથમાં હવિ લઇને આ અગ્નિના ગુણાનુવાદ ગાવા સર્વ યજમાન પૃથ્વીપર દૃષ્ટિએ પડે છે. રાજાલોક આગળ જેમ બંદીજન તેમની પ્રશંસાનાં ગીત ગાય છે, તે પ્રમાણે બુધ્ધિવાન હોતા સર્વ દેવતા આગળ આ અગ્નિનું યશો વર્ણન કરે છે. ૧૦

હે અગ્નિદેવ, તું લગોલગ અમારી પ્રકટ થાય છે ત્યારે કૃપાળુ પણે બીજા દેવો પ્રમાણે પ્રસન્ન થઇને, અત્યંત વિશુધ્ધ સંપત્તિ દયાર્દ્ર અંતઃકરણથી અમને આપ. હે સર્વ સમર્થ અગ્નિ, ઉદાત્ત તત્ત્વ અમને જણાય, અને આ પૃથ્વીનો ઉપભોગ અમને મળે એવું કર. સર્વનો નાશ કરીશ કે શું-એવો ક્રૂર તું તારા પ્રતાપને લીધે દેખાય છે. પરંતુ હે ઉદાર ચરિત, તારૂં સ્તવન કરનારને ઉત્કૃષ્ટ તરેહનું શૌર્ય આપ. ૧૧ (૧૩)

## સૂક્ત ૧૨૮.

॥ ऋषि–परुच्छेप । देवता– अग्नि ॥

ઉશિજાના પુત્રોએ કરેલા તપને લીધે, મનુની પુરાતન વેદિપર, આ અત્યંત માનનીય અગ્નિ, આ આચાર્ય, તેની પોતાની પ્રતિજ્ઞાને અનુસરીને, પ્રકટ થયો છે. એનોજ નિરંતર હો--એવી ઇચ્છા રાખનાર ભક્તજનોને આ સર્વ પ્રકારની મદદ કરે છે. પુણ્યકર્મો કરવાની લાલસા રાખનારાને તો આ જાણે કે અમૂલ્ય સંચય છે. જેને પરાજય શું તેની ખબર પણ નથી. એવો આ આચાર્ય આ વેદિપર અધિષ્ઠિત થયો છે. પોતાના પરિવાર-સહિત આ પૃથ્વિપર અવતીર્ણ થયો છે. ૧

---

१० महे, सहसा सहस्वते, पशुषे न उपर्बुधे, अग्नये, अग्नये (देवाय) व स्तोमः प्र यन्तु । यत् ईं प्रति हविष्मान् विश्वासु क्षासु जोगुवे, (किंच) ऋभूणां अग्रे रेभः न (अय) जूर्णिः होता ऋभूणाम् (अग्रे अग्निं) जरति ।

११ हे अग्ने सनः नेदिष्ठ ददृशानः (अन्यैः) देवेभिः सुचेतुना महः रायः आ भर । हे शविष्ठ नः महि सचक्षे कृधि, भुजे च अस्मै (कृधि) । त्व मघोः उग्रः न (असि पर च) मघवन् स्तोतृभ्यः महि सुवीर्य (कृधि) ।

१ उशिजा व्रत अनु मनुषः परीणसि अय यजिष्ठः होता अग्नि, स्व व्रतं अनु जायत । सर्मायेन विश्वधुरिः, श्रवस्यते रयिः इव (अयं) । (अय) अदब्धः होता इळः पदे निषदन्, (परिवारः) परिवृतः इळः पदे (अवतीर्णः) ।

યજ્ઞ યથા સાંગ પૂર્ણ કરનાર તે જ છે, માટે તે અગ્નિની સત્યધર્મના માર્ગપ્રમાણે, નમસ્કાર કરીને, હવિ અર્પણ કરીને અને દેવોનું ધ્યાન ધરતા (પ્રથમ) આહુતિ દઈને, અમે ભક્તિભાવથી આરાધના કરીએ છીએ. આ એટલો દયાળુ છે માટેજ દૈવી તેજની પ્રાપ્તિ અમને સુલભ કરવાના કામમાં, કદિપણ કંટાળતો નથી; એવા આ દેદીપ્યમાન અગ્નિને, **માતરિશ્વા** નામના ઋષિએ પુરાતન કાળમાં **મનુ** માટે દેવલોક માંથી પૃથ્વિપર આણ્યો. ૨

જેનું વારંવાર સ્તવન થાય છે, તથા પ્રચંડ ઘોષ કરીને (ઇચ્છિત વસ્તુની) વૃષ્ટિ કરનાર આ અગ્નિ, પૃથ્વીને સફલ કરનાર મેઘજળને એકજ ફેરે એકદમ વાળી દે છે અને પુનઃ ગર્જના કરીને જલવૃષ્ટિ કરે છે. તેની સેંકડો આંખોવડે સર્વ જગત્ નિહાળીને જોતાં જોતાં તથા મેઘરૂપ અરણ્યમા ધાલતાં આ અગ્નિ, પાસેના ગિરિશિખરપર તેમજ દૂરના પણ સર્વ પર્વતોપર ઉતરીને વિશ્રાંતિ લે છે. ૩

આ અગ્નિ મહત્કાર્ય કુશલ અને યજ્ઞમાં મુખ્ય આચાર્ય છે. ઘેરેઘેર જે જે હવિર્દાન થાય છે તે પ્રત્યેક ઠેકાણે આ તૈયાર હોય છે; કારણ કે પ્રત્યેક યજ્ઞ ચાલુ થતાંજ દૈવી સામર્થ્યથી તેને ખબર પડે છે આપની પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા રાખનાર ભક્તોને તેજ સામર્થ્યના યોગે આ અનુકુલ નિર્વૃતિ પ્રાપ્ત કરી આપે છે. અને દરેક સૃષ્ટિપર સરખી નજર રાખે છે. માટેજ આ જુઓ ઘૃતાહુતિથી દેદીપ્યમાન થનાર આ હવ્યવાહન અને જગન્નિયંતા અગ્નિ અતિથિરૂપે પ્રગટ થયો છે. ૪

---

२ त यज्ञसाध (अग्नि) अपियातयामसि. ऋतस्य पथा, नमसा हविष्मता, देवताता हविष्मता। सः अया कृपा नः ऊर्जा उपाश्रति न जूयति, य (अग्नि) दव परावतः मातरिश्वा मनवे परावत आ. १

३ मुदुर्गीः कनिक्रदत् वृषभः (अग्निः) पार्थिव रेत एवेन सद्यः पर्येति रेत. (च) दधत् कनिक्रदत् (पुनि)। शत अक्षभिः (सर्व) चक्षाण. वनेषु तुर्वणि. देवः अग्नि उपरेषु सानुषु (तथा) परेषु सानुषु सद दधान (विश्राम्यति)।

४ स अग्नि. सुक्रतुः पुरोहितः, दमे दमे अध्वरस्य यज्ञस्य चेतति, (यतः) क्रत्वा यज्ञस्य चेतति। क्रत्वा इषूयते वेधः, विश्वा जातानि पस्पशे, यतः घृतश्रीः (अग्निः) अतिथि. अजायत, वह्निः वेधा. अजायत।

જે વખતે મરૂતોની માફક, વિહિત વિધિઓને અનુસરીને આ અગ્નિની જ્વાલામાં આદરસહિત આપણે એકાદ પ્રાહુણાને મિષ્ટાન્ન ભોજન આપીએ તેપ્રમાણે, હવિર્ભાગ અર્પણ કરીએ છીએ, ત્યારે આ અગ્નિ આપણને સુંદર સંપત્તિનું દાન પોતાના પ્રભાવથી કરવાને ઉત્સુક થાય છે, અને અમને દાબી નાંખનાર સંકટોમાંથી, તેમજ બીજાના શાપમાંથી, કિંવા જેના યોગે અમે પતિત થઇએ એવાં પાતકોમાંથી અમારો બચાવ કરે છે. ૫ (૧૪)

સ્પૃહણીય સંપત્તિ આજં વિશ્વવ્યાપક સમર્થ પ્રભુના જમણા હાથમાં છે. ભાનુ જેમ પ્રકાશ આપે છે તેપ્રમાણે તે ભક્તોને આપી દે છે ખરો, પરંતુ કીર્ત્તિને લોભે એવું કરતો નથી. અનન્યભાવથી ભગવત્-પ્રાપ્તિની ઇચ્છા રાખનાર માટેજ, હે સુરશ્રેષ્ઠ અગ્નિદેવ, તું હવિર્ભાગ દેવોને પહોંચાડે છે. સર્વ સાધુ પુરૂષોનેજ, આ અગ્નિદેવ, સર્વોત્કૃષ્ટ સંપત્તિ આપવામાટે લઈ આવે છે, અને તેની કૃપાનાં દ્વાર (ભક્તોમાટે) ઉઘાડી રાખે છે. ૬

મનુષ્યપ્રાણી પાપમગ્ન થયાને લીધે, એકાદ વિજયી રાજા અથવા સર્વ લોકને પ્રિય હોનાર અધ્યક્ષ જેપ્રમાણે ધર્મસભામાં આવીને બેસે છે, તેપ્રમાણે આ અગ્નિ યજ્ઞમાં સ્થાનાપન્ન થયો છે; કારણ પવિત્ર સુખ આ જ આપી શકે છે. વેદીપર જે હવિ અર્પણ થાય છે તેનો સ્વામી આ જ છે, અને (પાતકોમાટે) જે દંડ થાય છે, જે શિક્ષા થાય છે, તેની વરૂણપાસેથી અમને આ જ માફી મેળવી આપે છે. ૭

---

५ यत् मरुतां न क्रत्वा अस्य अग्नेः तविषीषु अवेन इषिराय न भोज्या, भोज्या पूर्वते। सहिस्म मज्मना च वसूना दान इन्वति, सः अभिन्हुतात् दुरितात् शस्तात् अभिन्हुतः (वा) अघात् नः त्रासते।

६ (अय) विश्वः विहायाः अरतिः वसुः दक्षिणे हस्ते दधे, (त च) तरणिः न शिश्रथत् (परच) श्रवस्यथा न शिश्रथत्। विश्वस्मै इषुष्यते इत् देवत्रा हव्य आऊहिषे। विश्वस्मै सुकृते इत् अग्निः वार ऋण्वति, द्वारा च वि ऋण्वति।

७ सः अग्नि मानुषे वृजने, जेन्यः विश्पतिः न प्रियः विश्पतिः (न) यज्ञेषु, (तथा) यज्ञेषु शन्तमः हितः स मानुषाणाम् हव्या हव्य कृतानि पश्यत, स वरुणस्य धूर्तेः महः देवस्य धूर्तः नः त्रासते।

યજ્ઞનો આચાર્ય જે અગ્નિ, તેનું સ્તવન ઋત્વિજોએ કર્યું છે. આ જ ભક્તપ્રિય અગ્નિ સ્પૃહણીય સંપત્તિનો નિધિ છે. અત્યંત જ્ઞાનવાન્ ઈશ્વર આ જ છે. આ અગ્નિ આગળ લીન થઈને ઋત્વિજોએ (દેવોને) હવિર્ભાગ પહોંચાડવામાટે આની યોજના કરી. જે આ સર્વ વિશ્વનો પ્રાણ, એકંદર વિશ્વનું જેને યથાતથ્ય જ્ઞાન અને જે યજ્ઞનો આચાર્ય છે, અને જે પૂજ્ય તથા બુદ્ધિમાન્ છે, તે આ દર્શનીય અગ્નિની સ્તુતિ, તેની કૃપા થવામાટે, સર્વ દેવતા અભીષ્ટપ્રાપ્તિ મેળવવા ઉત્સુક થઈને કરે છે. સુખાભિલાષી દેવ સૂક્તોથી આ ગર્જના કરનાર અગ્નિનું સ્તવન કરે છે. ૮ (૧૫)

## સૂક્ત ૧૨૯.

॥ ऋषि–परुच्छेप । देवता–इन्द्र ॥

સર્વને પ્રેરણા કરનાર હે ઈન્દ્ર, યજ્ઞ સાંગ થવામાટે શ્રેષ્ઠ પુરુષ પાસે ગમે તેટલો દૂર રહેતો હોય તો પણ–તું તારો રથ લઈ જાય છે, હે નિષ્કલંક ઈન્દ્ર, જેનીપાસે તારો રથ લઈ જાય છે, તેનો હેતુ પુરો પાડવામાટે, તું તત્કાળ તેનાપર પ્રેમ કરે છે અને તેને બલાઢ્ય કરીને છોડે છે. હે દોષ રહિત ઈન્દ્ર, સાધુ જનની મદદમાટે તું દોડી જાય છે તો અમારા તરફ પણ લક્ષ આપ અને સર્વથી પ્રેમાળ કવિની હાંક સાંભળે છેઃ તેમ અમારી પણ સાંભળ. ૧

હે ઈન્દ્ર, સર્વ યુદ્ધોના પ્રસંગે લઢાઈની નોબતો વાગતાં જે વીરોને તારૂં સ્તવન કરવું પડે છે, અને પાપક્ષાલનાર્થ લોકોને પણ તારૂંજ સ્તવન કરવું પડે છે તો તું, અમારી પ્રાર્થના સાંભળ. અમે શૂરોની સાથે રહીએ તો આ સ્વર્ગ મેળવી આપે છે; અને સત્પુરૂષોની સંગતથી દિવ્ય સામર્થ્ય આપે છે. હે પૂજ્ય આ અત્યંત શૂર હોવાથી બળવાન્ રાજાઓ પણ એનાજ પગ પકડે છે. (મૂર્તિમાન) તીવ્ર સામર્થ્ય આ જ હોવાથી એ જ વીરને શરણે જાય છે. ૨

---

८ अग्निं होतारं ईळते, प्रियं वसुपतिं चेतिष्ठं अरतिं (ऋत्विजः) नि एरिरे, हव्यवाहं नि एरिरे। (इमं च) विश्वायुं विश्ववेदसं होतारं यजतं कविं रण्वं (अग्निं) वसूयवः देवासः अवसे, वसूयवः रण्वं गीर्भिः (ईळते)।

१ हे इषिर, इन्द्र, त्वं यं सतं अपाकात् (अपि) गधगातये (स्वकीयं) रथं प्रणयसि, हे अनवद्य (रथं) प्रणयसि, तं सद्यश्चित् अभीष्टये करः. वाजिनं च करः हे अनवद्य, तूतुजानः सः (त्वं) अस्माकं वेधसां वेधसा न अस्माकं इमां वाचं (शृणु)।

२ हे इन्द्र त्वमुत्सा पृतनासु भरहूतये यः स्म नृभिः रक्षाप्यः आसि प्रतूर्तये (च) नृभिः (रक्षाप्यः आसि) यः शूर (नः) शुधि, । यः शूरैः (नः) स्वः सनिता यः विप्रैः वाजं तरुता, तं वाजिनं ईशानासः दश्वत, अश्वं इव न वाजिनं (दश्वत)।

ખરેખર તું અદ્ભુત ચમત્કાર કરનાર છે. કારણ કે વૃષ્ટિયોગ્ય મેઘપટને તુંજ છિદ્ર પાડે છે, તેમજ દરેક દુર્જન મનુષ્યોને તું હાંકી કાઢે છે. અને, હે વીર, (અમર આત્માથી) આ નાશવંત શરીર તું જુદું રાખે છે. હે ઇંદ્ર, આ તારા અદ્ભુત પરાક્રમનું વર્ણન મેં તારીપાસે, તેમજ પોતાનાં પરાક્રમોથી પ્રખ્યાત અને આકાશમાં રહેનાર રૂદ્રપાસે, અને મિત્રપાસે કર્યું છે. તેજપ્રમાણે પરમ સુખપ્રદ વરૂણપાસે પણ મેં તારા જગદ્વિખ્યાત યશનું વર્ણન યથાસ્થિત કર્યું છે. 3

તમારા તેમજ અમારા બન્નેના મનોરથ પૂર્ણ કરવામાટે ઇન્દ્ર અહીં આવે એવી અમારી તીવ્ર ઇચ્છા છે. આ ઇન્દ્ર અમને અત્યંત પ્રિય છે. આ વિશ્વના આત્માસામે લઢાઈમાં કોઈપણ ઉભું રહી શકતું નથી. આ હમેશાં અમારીસાથે હોવાથી સંગ્રામમાં સર્વનો પરાભવ કરનાર અમારો વિશ્વાસુ સહાયકર્તા છે. પ્રત્યેક યુદ્ધપ્રસંગે અમારાં સ્તોત્રોથી તને હર્ષ થાઓ. કારણ કે તેથીજ અમારૂં રક્ષણ થાય છે. તારી આગળ કોઈપણ શત્રુનો ક્ષણભર પણ નિભાવ લાગતો નથી. કોઈપણ શત્રુ તારી આગળ આવે તેને તું હાંકી કાઢે છે, અને મનુષ્યમાત્રનો શત્રુ ગમે તે હોય તો પણ તેને તું ઠાર કરે છે. ૪

તું અમને સહાય કરીને ઉન્મત્ત લોકોનો ગર્વ ઉતારી નાંખ. હે ભયંકર, ધગધગતા અંગાર માફક તીવ્ર શસ્ત્રાસ્ત્રોથી તેનું બળ તોડી નાંખ. પ્રથમની માફક હમણાં પણ તુંજ અમારો આગેવાન્ છે. કારણ કે હે વીર, નિષ્કલંક હોવાથી તને સર્વ જાણે છે. તું ઇચ્છિત આપનાર માટે સદ્ગુરૂપ્રમાણે અમારીપાસે આવીને અમારા શારીરિક અને માનસિક સર્વ પાપોનો નાશ કર. ૫ (૧૬)

---

३ दस्म (असि) हि रम, (यत) वृषण त्वच पिन्वसि, कचित् अररु मर्त्यं यावीः, हे शूर (अमर्त्यात्) मर्त्यं च परिवृणक्षि। हे इन्द्र उव तत् (त यशः) तुभ्य, तव दिवेस्वयशस रुद्राय, मित्राय वोचम्, वरुणाय सुमृळीकाय (ते) सप्रथः (यशः) सप्रथः (वोचम्)

४ अस्माक व (च) इष्ट इन्द्र उस्मसि-(इन्द्र) सखाय, विश्वायु प्रसहम्, युज, वाजेषु प्रसहं, युजम्। वाजुषिरा पत्सु अस्माकं ब्रह्म ऊतये अव। शत्रुः त्वा न हि तरते य (पत्यसि व) स्तृणोषि, चिद् शत्रुं स्तृणोषि।

५ ऊतिभि. कंयस्य चित् अतिमर्ति नि सु नम, हे उग्र तेजिष्ठाभिः अरणिभिः न उग्राभिः ऊतिभिः (अतिमर्ति नमय)। यथा पुरा न नेषि, हे शूर त्व हि अनेनाः मन्यसे। वन्हिः (त्वम्) वन्हिः न नः शन्ध पुरो. विश्वानि (एनांसि) अपपर्षि।

તારૂં તે પરાક્રમ મહાન્ સોમપાસે પણ વર્ણન કરવું મને યોગ્ય છે. તેમાં ચિત્તને હર્ષ આપનારી શક્તિ છે, તેથી તે પણ પૂજ્યજ છે. આ રાક્ષસોનો નાશ કરનાર હોવાથી પુષ્કળ પવિત્ર વિચારો (લોકોના) અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે. સ્તવનની સ્ફૂર્તિ પણ આ જ આપે છે. આ પોતે પોતાના નાશક શસ્ત્રોથી નિંદકોને અને દુર્જનોને અમારી પાસેથી હાંકી કાઢીને તેનો ઉચ્છેદ કરે. મારીપાસે આવનાર પાપી મનુષ્યો તદન પિગળી જાઓ અને ઉની વરાળમાફક અલોપ થાઓ. ૬

હે ભગવન્ ઇંદ્ર, જે દિવ્ય ઐશ્વર્ય પરાક્રમથી પ્રાપ્ત થાય છે, જે અત્યંત રમણીય અને અત્યંત શ્રેષ્ઠ છે, અને જેના યોગે પરાક્રમનાં સત્કૃત્યો બની શકે છે, તે દિવ્ય ઐશ્વર્યનો લાભ તારી પ્રાર્થનાં તથા એકાગ્ર ધ્યાન કરવાથી અમને (ખરેખર) થશે. તું અચિંત્ય છે, માટે સદ્બુદ્ધિથી કરેલી પ્રાર્થના અને તને પ્રસન્ન કરનાર હવિ બન્નેના યોગે તારી પૂર્ણ તૃપ્તિ અમારીપાસેથી થાઓ અને સ્ફૂર્તિથી ઉત્પન્ન થયેલા સત્યાર્થબોધક શ્લોકો અને અમારો ઉત્કૃષ્ટ પ્રેમ પણ અત્યંત પૂજ્ય ઇંદ્રને મળો. ૭

જુઓ, તમારા તેમજ અમારા જેવાને માટે પણ પોતાના પવિત્ર નામના ભયથી દુષ્ટ વાસનાનું નિર્મૂલન અને દુર્જનોનો નાશ કરવામાં સહાય કરવાને ઈન્દ્ર હમેશાં તત્પર છે. માટે અમારા ઉપર ચઢાઈ કરીને અમારો ઘાત કરવાને મોકલેલી રાક્ષસ સેનાનોજ તદન નાશ થાઓ. તે અમારીપાસે પણ ન આવી પોહોંચે. તેમણે અમારી ઉપર છોડેલા અગ્નિબાણ અમારીપાસે પણ આવી શકતા નથી. ૮

---

६ तत् (ते यशः) भव्याय इन्द्रवे (अपि) वोचेयम् यः इषवान् (अतः) हव्यः न, (सः) मन्म रेजति रक्षो हा (सन्नपि) मन्म रेजति । सः स्वयं अस्मत् वधैः निदः च दुर्मतिम् आ अजेत । (अस्य पुरा) अघशंसः अवतरं अव क्षवेत्, क्षुद्रमिव अव क्षेवत् ।

७ हे रयिवः इन्द्र, यत् सुवीर्यं रण्वं सन्तम् सुवीर्यं रयिं (अस्ति) तत् होत्रया चितन्त्या च वनेम । तत् दुर्मन्मानं ईं (इन्द्रं) सुमन्तुभिः इषा च आ वृणीमहि, सुब्रह्मकृतिभिः सत्याभिः सुब्रह्मकृतिभिः च यजत्रम् ईं आ (वृणीमहि) ।

८ अस्मे वः (अयं) स्वयशोभिः दुर्मतीनां परिवर्ग, दुर्मतीनां दरिमन् ऊती इन्द्रः प्र प्र (भवति) । यः नः दिवमन्ये उपरं च अत्रेः (क्षिता) प्रा स्वयं इता ईम् अजत । न वधाति, क्षिता जूर्णिः न वधाति ।

હે ઇન્દ્ર, વિપુળ ઐશ્વર્યવાળા તેમજ નિર્દોષ માર્ગે અમને લઈ જા. જે માર્ગે દુર્વાસના-રૂપો રાક્ષસો ન હોય તે માર્ગે અમને લઈ જા. અમે પરદેશમા હોઇએ ત્યારે અમારી સાથે રહે, અને ઘેર હોઇએ ત્યારે પણ રહે અમે પાસે અથવા દૂર હોઈએ તો પણ તારી સહાયથી--તારા કૃપાછત્રથી—અમારૂં હમેશા રક્ષણ કર. ૯

હે ઇન્દ્ર, તું અને તારી વિજયસંપત્તિ એ સર્વ અમારૂં જ છે. તારી સામે કોઈ પણ ઉંચી આંખે જોતું નથી માટેજ મોટી કીર્તિ, ( જાણે કે ) પોતાના જ પરમ સુખ તેમજ સંરક્ષણને માટે જીવજાન મિત્રપાસે રહે તેપ્રમાણે, તને જ વળગી રહી છે હે ઇન્દ્ર, તારૂં તેજ અત્યંત તીવ્ર છે. હે લોકતારક, હે નાશરહિત, તું જ રથમા બેઠેલા ભક્તોનુ પરિપાલન કરે છે માટે હે વજ્રધારી, અમારા શિવાય બીજાઓ ( જે દુષ્ટ છે તે ) ના વજ્રપ્રહારથી ચુરા કરી નાખ. હે વજ્રધારી અમારો ઘાત કરવાની ઈચ્છા રાખનાર દુતોનો નાશ કરી નાખ ૧૦

હે ઇન્દ્ર, તારી સ્તુતિ થાય છે તે ભક્તિથી થાય છે. પાપોથી અમને દૂર રાખ દુર્જનોનો હમેશા નાશ કરનાર ફક્ત તું જ છે અને સાક્ષાત્ ઈશ્વર હોવાથી સર્વ દુર્જનોનો સમૂળ નાશ કરનાર પણ તું જ છે. ઘોર પાપી રાક્ષસોનો તું નાશ કરે છે, તેમજ મારા સરખા ગરીબ બ્રાહ્મણની મિત્રાચારી પણ તું જ સ્વીકારે છે, અને તેથીજ, તે આનન્દ નિધાન, જગત્પિતા પરમેશ્વરે તને પ્રકટ કર્યો—હે સુખનિધાન, રાક્ષસોનો નાશ કરનાર હોવાથી જ તને પ્રકટ કર્યો. ૧૧ (૧૭)

---

९ हे इद्र परिणसा राया अनेहसा पथा याहि, अरक्षसा ( च पथा ) पुरः न यादि न पराक आ सचस्व अस्तमीक ( अपि ) आ सचस्व । न दूरात अभिष्टिभि पाहि, आरात च ( अपि ) अभिष्टिभि सदा पाहि ।

१० हे इद्र त्व तरूपसा राया न (असि) उग्र त्वा चित् महिमा अवसे, अवस च मह मित्र न त्वा सक्षत्। द ओजिष्ठ ( इद्र ) हे त्रात अमर्त्य, रथ क चित् अविता (त्वमसि)। हे अद्रिव अस्मत् अन्य क चित् रि रष , अद्रिव रिरिक्षत चित् ( रिरिष )।

११ हे सुष्टुत इद्र स्रिध न पाहि, त्व दुर्मतीनां सदमित् अवयाता, देव सन् दुर्मतीना ( चापि अवयाता ) पापस्य रक्षस हता, विप्रस्य मावत त्राता, अध हि इ वसो त्वा जनिता जीजनत्, वसो रक्षोहण त्वा जीजनत् ।

## સૂક્ત ૧૩૦.

॥ ऋषि–परुच्छेप । देवता–इन्द्र ॥

હે ઇન્દ્ર, જેમ એકાદ સત્વશીળ મહાત્મા સભામાં આવીને બેસે છે અથવા સજ્જનપ્રતિપાલક રાજા પોતાને ઘેર પાછો જાય છે, તેમ તું તારા અતિ ઉંચ લોકમાથી અમારી પાસે આવ. અમે પરમ સુખની ઇચ્છા કરતાં હોવાથી સોમરસ તૈયાર થતાજ તારી પ્રાર્થના કરીને તને હાક મારીએ છીએ. જે પ્રમાણે પુત્રો પોતાના બાપને બોલાવે છે તેપ્રમાણે અમને દિવ્ય સામર્થ્ય તેમજ વિજય પ્રાપ્ત થાય માટે અમે તારી શ્રેષ્ઠ દાતાની પ્રાર્થના કરીએ છીએ. ૧

જેપ્રમાણે એકાદ તરસ્યો બળદ પાંચ પાત્રોથી ભરેલી ટાકીમાંથી ઘણી આતુરતાથી પાણી પીએ છે, અથવા વરસાદથી છલોછલ ભરેલા એકાદ તલાવને તીવ્ર પ્રકાશવાળો સૂર્ય શોષી નાખે છે, તેપ્રમાણે પાષાણથી વાટીને કાઢેલો આ સોમરસ, હે ઇન્દ્ર, તું ગ્રહણ કર. તને ઘણોજ આનંદ તેમજ તારી ભરપૂર તૃપ્તિ થાય માટે તારા દિવ્ય અશ્વો સૂર્ય માફક તીવ્ર એવા ) તને અહીં લઈ આવો. જેપ્રમાણે સર્વને ઉત્સાહ આપનાર સૂર્યને તે દરરોજ લાવે છે તેપ્રમાણે લાવો. ૨

અત્યંત વિશાલ પર્વતની ખડકોમાં પડેલા પત્થરમાં છુપાએલા પક્ષીનો ગર્ભ બહાર લાવ્યાપ્રમાણે આકાશમાં છુપાવી રાખેલો પ્રકાશનો ભંડાર તે ઇન્દ્ર શોધી કાઢીને જગાસામે લાવ્યો આ આંગિરસોના પ્રભુ ઇન્દ્રે પ્રકાશરૂપી ધેનુનો સમૂહ હજુ હસ્તગત કરવાનો છે કે કેમ એવી રીતે વજ્ર હાથમા લઇને આનંદગૃહનો દરવાજો પુરૂષાર્થનો દરવાજો–જે ગુપ્ત–બંધ–હતો–તે ભક્તોને માટે ખુલ્લો કરી રાખ્યો. ૩

---

१ हे इद्र अय सत्पति. न अच्छ विदथानि इव ( उतवा ) सरपात. राजा अस्तम् इव, त्व परावत उप न आ याहि । प्रयस्वन्त. वय सुत सचा त्वा हवामहे । पुत्रास पितर न वाजसातय माहष्ठ ( त्वा ) वाजसातये ( हवामहे ) ।

२ हे इद्र कोदेन सिक्त अवत वसग न ततृपाण. वसग न त्व अद्रिभि: सुवान सोम पिब । ते हर्यताय मदाय तुविष्टमाय धायस त्वा सूर्यम् हरित. विश्वा अहा सूर्य इव आ यच्छन्तु ।

३ अनन्ते अश्मनि अत. अश्मनि परिवीतम् वे गर्भ न, दिव गुहा निहितम् निधि ( इद्र. ) अविन्दत् । अंगिरस्तम. गवां व्रजम् सिषासन् इव वज्री ( अय ) इद्रः इष. परिवृताः ( द्वार ) इप पारवृता द्वार अप आवृणोत् ।

પોતાનું વજ્ર બે હાથમાં મજબૂત પકડીને તે ફેંકીને મારવામાટે અતિશય તીક્ષ્ણ તરવાર માફક ઇન્દ્રે તેને ધાર ચઢાવી. વૃત્રને ઠાર મારવા માટેજ તે વજ્રને ધાર ચઢાવી. હે ઇન્દ્ર, તું દિવ્ય તેજથી ચળકે છે. તું પોતાની દિવ્ય શક્તિ તેમજ પ્રભાવથી ભરેલો છે. તેથી ઝાડ તોડનાર જેવી રીતે કુહાડી લઇને એકાદ વૃક્ષ તદન તોડી નાંખે છે તે પ્રમાણે તું ઘાતક શત્રુનો શિરચ્છેદ કરી નાંખે છે. ४

હે ઇન્દ્ર, આ નદીઓ, ભરપૂર દોડનારા રથમાફક દોડીને સમુદ્રને જઇને મળે માટે, તેં સહેજ લીલાથી ઉત્પન્ન કરી. અમારા ઉપર પ્રસન્ન થઇને આ નદીઓએ સર્વને એકસરખું ચિરકાલસુધી ટકનારૂં એક મોટું કામ એ કર્યું છે કે મનુ રાજાને જેપ્રમાણે કામધેનુ ઇચ્છિત પદાર્થ આપે છે તેપ્રમાણે આ નદીઓમાંથી સર્વ જગતને આજ ઇચ્છિત પદાર્થ મળે છે. ५ १८

ઇચ્છિત ધનની પ્રાપ્તિ માટે અમે ગરીબ માણસ તારૂં પ્રાર્થનાસૂક્ત કાળજીથી રાગમાં બેસાડયું છે. જેપ્રમાણે એકાદ ચતુર અને કુશળ કારીગર એકાદ રથ કાળજીથી તૈયાર કરે છે તેપ્રમાણે અમે અમારા કલ્યાણ માટે તારૂં સ્વરૂપ (અંતકરણમાં ધ્યાનથી) નિર્માણ કર્યું છે. તું નિરંતર વિજયશાલી હોવાથી, હે પરમ બુધ્ધિમંત, અમે હમેશાં તારૂં ગૌરવ કરીએ છિએ. યુધ્ધમાં પરાક્રમી અને સાહસિક વીરને વસ્ત્રભૂષણ અર્પણ કરવા પ્રમાણે, અમે પ્રબળ થઇએ, અમને વૈભવ મળે, અને હરેક પ્રકારનું કીર્તિધન અમે જીતી લાવિએ માટે તારૂં ગૌરવ કરીએ છીએ. ६

---

४ भज गभस्त्याः दरहाणः तिग्म क्षत्रेव इद्रः असनाय स श्यत् अहि हत्याय सश्यत । इद्रः त्वा ओजसः सविव्यान. मज्मना शवोभिः च ( सविव्यानः ) तष्टेव वक्ष वनिन. नि वृश्चासि परश्वा इव वि वृश्चसि ।

५ हे इद्र त्व नद्य. रथान् इव वाजयत. रथान् इव समुद्र अच्छ सर्तवे वृथा असृज. । इत ऊतीः ताः समान अक्षित अर्थ अयुजत, (यत्) (इमा.) मनवे विश्वदोहसः धेनुः इव जनाय विश्वदोहसः (अभवन्) ।

६ वसूयन्तः ( वय ) आयवः इमां त वाचम् अतक्षिषु, स्वपा. धीरः रथं न सुम्नाय त्वां अतक्षिषुः । विप्र त्वां जेन्य शुंभंतो ( यथा ) वाजेषु वाजिन अत्य इव, शवसे धना सातये विश्वा धनानि सातये ।

રણમાં ભયપ્રદ અને રણશૂર હે ઈન્દ્ર, તારા મહા દાનશૂર ભક્ત દિવોદાસને માટે તારૂં વજ્ર લઈને તેં શત્રુના નેવું કિલ્લાઓના ચુરેચુરા કરી નાંખ્યા. મહાભયંકર ઇન્દ્રે અતિથિગ્વને માટે શમ્બરાસુરને પર્વત ઉપરથી નીચે ફેંકીને મારી નાંખ્યો. ઇન્દ્ર સર્વ પ્રકારની શ્રેષ્ઠ સંપત્તિ—ભક્તોને પોતાના દિવ્ય બળથી અને ઈશ્વરી સામર્થ્યથી આપે છે. ૭

ઈન્દ્રે સ્વર્ગ સુખનો લાભ દેનાર સંગ્રામમાં પોતાની શક્તિથી ભક્તજનોનું રક્ષણ કર્યું છે. રાજા મનુને માટે અધર્મી લોકોને તે શિક્ષા કરીને યોગ્ય માર્ગે લાવ્યો, અને કૃષ્ણવર્ણના રાક્ષસોને જીતીને તેમને તેના કબજામાં લાવી આપ્યા. (પોતાના તીવ્ર તેજથી) જાણેકે સર્વ જગતને બાળી નાંખનાર આ ઈન્દ્ર અત્યંત લોભી દુર્જનોને ભસ્મ કરી નાંખે છે. તેમજ સાધુઓને પીડા દેનાર દુષ્ટોને પણ સખત ડામ દે છે. ૮

પોતે પ્રગટ થઈને પોતાના દિવ્ય પ્રભાવથી તેણે સૂર્યનું એક ચાક (રાક્ષસોને ફેંકીને મારવા માટે) ઉગામ્યું, અને ક્રોધથી લાલચોળ થઈને સવારમાં બીજા ચાકનો અવાજ પણ બંધ કરી નાખ્યો. તે સર્વેશ્વરે તેને એકદમ સ્તબ્ધ કરી નાંખ્યું. હે પ્રજ્ઞાવાન્ ઈન્દ્ર; પુરાતન કાળમાં જ્યારે ઉશના પોતાના રક્ષણને માટે તારી પાસે આવ્યો ત્યારે (તારી પાસે આવીને) મનુષ્યોને જે સુખ મળી શકે તે સર્વ જીતીને ચિરકાલ પોતાનાજ કરી લીધા. ૯

વૃત્રના કિલ્લાઓ તોડી નાંખનાર અને ભક્તની ઉપર સર્વ મનોરથોની વૃષ્ટિ કરનાર હે ઇન્દ્ર, તું અમારા અપૂર્વ સ્તોત્રોથી પ્રસન્ન થઈને તારા સંરક્ષક કૃપાછત્રથી અમારૂં રક્ષણ કર. દિવોદાસે તારૂં સ્તવન કર્યું છે માટે, દિવસના પ્રકાશથી આકાશ જેમ અવર્ણનીય શોભાય છે તેપ્રમાણે તું ગૌરવ પ્રકટ કર. ૧૦ (૧૯)

---

७ पूरवे महि दाशुषे दिवोदासाय, हे नृतो, हे नृतो इन्द्र त्वं वज्रेण नवतिं पुरः भिनत्। उग्रः अतिथिग्वाय शम्बरं गिरेः अव अभरत्। (अथ इन्द्रः) महः धनानि ओजसा विश्वा धनानि ओजसा दयमानः (भवति)।

८ इन्द्रः शतमूतिः विश्वेषु आजिषु, स्वर्मीळ्हेषु आजिषु आर्यम् यजमानम् प्र अवत्। मनवे अव्रतान् शासत्, कृष्णां त्वचम् (अस्मै) अरन्धयत्। विश्वम् धक्षत् न (सः) ततृषाणम् ओषति, अर्शसानम् नि ओषति।

९ (स्वयं) जातः ओजसा सूरः चक्रं (राक्षस-निबर्हणाय) प्र वृहत्, प्रपित्वे (च अपरस्य चक्रस्य) अरुणः वाचं मुषायति ईशानः आ मुषायति। हे कवे यत् उशनाः परावत (त्वा) ऊतये अजगन् (तदा सः) विश्वा मनुषा सुम्नानि तुर्वणिः इव, अहा विश्वा तुर्वणिः इव (अभवत्)।

१० हे वृषकर्मन्, हे पुरां दर्तः (इन्द्र) सः (त्वं) नव्येभिः उक्थैः (स्तुतः सन्) शग्मैः पायुभिः नः पाहि। हे इन्द्र! दिवोदासेभिः स्तवानः त्वं अहोभिः (प्रकाशैः) द्यौः इव वावृधीथाः।

## સૂક્ત ૧૩૧.

॥ ऋषि-परुच्छेप । देवता-इन्द्र ॥

પ્રકાશયુક્ત અને અપાર આકાશ ફક્ત ઇન્દ્રનેજ પ્રણામ કરે છે અને વિશાળ પૃથ્વી પણ સૌભાગ્યસંપન્ન થવા માટે પોતાની સર્વોત્કૃષ્ટ સંપત્તિ અને અત્યુત્તમ ફળ પુષ્પસહ ઇંદ્રને જ સાષ્ટાંગ દંડવત્ કરે છે. પ્રેમથી એકત્ર થયેલા સર્વ દેવોએ ઇન્દ્રનેજ સરદારી આપી, ત્યારે અમે મનુષ્યોનો સર્વ સોમરસ અને અમે ભક્તજનોનો સર્વ હવિર્ભાગ ઇન્દ્રનેજ અર્પણ થાઓ. ૧

તું સર્વનો એકજ દેવ હોવાથી યજમાન લોક સોમ અર્પણ કરવાના દરેક પ્રસંગે પોતપોતાની રીતે ઘણીજ આતુરતાથી તારી વિનતિ કરે છે અને દરેક માણસ અક્ષય આનંદ પ્રાપ્ત થવા માટે પોતે જુદી જુદી પ્રાર્થના પણ કરે છે. માટે એકાદી પ્રાણરક્ષક નૌકાપ્રમાણે સર્વ મહત્કાર્યોના પ્રારંભમાં પ્રથમ તારી યોજના અમારે કરવી યોગ્ય છે. તેથી અમે માણસો તેમજ ભક્તજનો યજ્ઞના નિમિત્ત ગાયનના યોગે ઇન્દ્રમાં જ ચિત્ત તલ્લીન કરીએ છીએ. ૨

હે ઇન્દ્ર, તારા પ્રસાદની લાલચથી યજમાન અને તેની પત્ની વગેરે અનેક જોડકાં સ્વર્ગીય ગોધન પ્રાપ્ત થવા માટે તને હવિ અર્પણ કરે છે, અને આહુતિ આપીને અને સર્વ દુર્વાસના દૂર કરીને તારૂં પૂજન તત્પરતાથી કરે છે. દિવ્ય પ્રકાશ અને સ્વર્ગસુખમાટે ઉત્સુક થયેલા જોડકાને જ્યારે જ્યારે તું સ્વર્ગલોકમાં લઈ જાય છે ત્યારે ત્યારે, હે ઇન્દ્ર, તારૂં પ્રાણઘાતક વજ્ર દૃષ્ટિએ પડે છે. તે તને પ્રાણ જેવું છે. તેનો તારે કદિ પણ વિયોગ પડતો નથી. ૩

---

१ असुरः द्यौः इन्द्राय हि अनम्नत, (तथा) मही पृथिवी द्युम्नसाता, वरीमभिः इन्द्राय (एव) वरीमभिः (अनम्नत)। सजोषसः विश्वे देवासः इन्द्रं (एव) पुरः दधिरे, (तस्मात्) विश्वा मानुषा सवनानि, मानुषा (हव्यानि) इन्द्राय (एव) रातानि सन्तु।

२ विश्वेषु हि सवनेषु वृषमण्यवः (यजमानाः) समानं एकं (देवं) त्वां पृथक् तुञ्जते, स्वः सनिष्यवः पृथक् (तुञ्जते)। तं त्वा पर्षणिं नावं न शूषस्य धुरि धीमहि, (वयं) आयवः. आयवः यज्ञैः न इन्द्रं स्तोमेभिः इन्द्रं (एव) चितयन्त (वर्तामहे)।

३ अवस्यवः मिथुनाः गव्यस्य व्रजस्य साता इन्द्र त्वा विततस्रे। (त्वं) निःसृजः सक्षन्त निःसृजः (विततस्रे)। यदा गव्यन्ता स्वः यन्ता द्वा जना समूहसि, (तदा) इन्द्र वृषणं सचाभुवं हे इन्द्र सचाभुवं वज्रम् आविष्करिक्रत् (भवसि)।

શરદ્ ઋતુમાં દુર્ભેદ્ય થનાર કિલ્લા તેં તોડી નાખ્યા અને તને કોઈ રોકનાર ન હોવાથી તેં તે જમીનદોસ્ત કરી નાંખ્યા એ તારૂં એક પરાક્રમ હમણાં સર્વ જગતને વિદિત થયું છે. હે સામર્થ્યના સાગર, તેં અધર્મી લોકોને શિક્ષા કરી અને વિજયના આનંદમાં આ પૃથ્વી, આ નદીઓ, તેમજ આ નદીકાંઠાનો પ્રદેશ તેં હસ્તગત કરી લીધો. ૪

હે ઉદાર, આ તારા પરાક્રમની કીર્તિ ભક્તોએ આનંદિત થઈને ગાઇ છે. કારણ કે તારા સહવાસને માટે અતિ આતુર થયેલા ભક્તનું તેં રક્ષણ કર્યું, અને તારી સાથે મિત્રતા કરવાને ઉત્સુક થયેલા ભક્તોને તેં સહાય કરી, તેમને માટે યુદ્ધમાં જય મેળવવા જ્યારે તેં સિંહનાદ કર્યો ત્યારે એક પછી એક એવી રીતે દરેક નદીમાંનો પ્રદેશ સત્કૃત્ય કરવા માટે તેમણે જીતીને પોતાનો કર્યો. ૫

આજ પણ સવારમાં ઈન્દ્ર અમને પોતાના કહેશે ? હે ઈન્દ્ર, અમારાં સ્તોત્ર ભાવથી લે અમે નમ્રતાથી તને હવિ અર્પણ કરીએ છીએ. તે, અને અમને દિવ્ય પ્રકાશનો લાભ મળે માટે પ્રાર્થના કરીએ છીએ તે પણ ભાવથી લે. હે વજ્રધારી, હે વીર, દુષ્ટોનો નાશ કરવાનો વિચાર તાત્કાલિક જ્યારે તું મનમાં લાવે છે, તે સુપ્રસંગે મેં કરેલું તારૂં સ્તવન— તાત્કાલિક સ્ફૂર્તિથી અને અપૂર્વ કલ્પનાથી બનેલું આ તારૂં સ્તોત્ર—તું કૃપા કરીને સાંભળી લે. ૬

હે ઈન્દ્ર, તું અત્યંત બલિષ્ઠ હોવાથી અમારા માટે તને અતિશય પ્રેમ થાય છે. તું સ્વભાવિક સર્વસમર્થ છે માટે, હે શૂર, અમારી ઉપર નિષ્કારણ દ્વેષ કરનાર દુષ્ટનો તું તારા શસ્ત્રોથી નાશ કરી નાંખ અને અમારાવિરૂદ્ધ અત્યાચાર કરનારને પણ તું મારી નાખ આ અમારી વિનંતિ સાંભળ. જો, તારી કેટલી લોકોત્તર કીર્તિ છે! માટે દુષ્ટ વાસના તેમજ સર્વ દુર્જન અમારી પાસે આવે નહી એમ થાઓ. એકાદ તુટેલી ગાડીમાફક રસ્તામાંજ તુટી પડો. ૭ (૨૦)

---

४ पूर्वः ते अस्य वीर्यस्य विदुः यत हे इद्र शारदीः पुरः अत्र अतिरः ससहानः अव अतिरः । शवसः पते इद्र (त्व) त अयज्यु मर्त्य शासः । महीं पृथिवीं अमुष्णाः इमाः अप मदसान इमा अपः (अमुष्णाः)

५ आत् इत ते अस्य वीर्यस्य मदेषु चर्किरन् यत् हे वृषन् उशिजः अविथ, सखीयतः यत् अविथ । पृतनासु प्रवन्तवे (यत्) एभ्य. कार चकर्थ (तत) ते अन्या अन्यां नद्यं सनिष्णत श्रवस्य तः सनिष्णत ।

६ उत अस्या. उपसः नः जुषेत हि (नः) अर्कस्य बोधि, हवीमभिः हविषः च स्वर्षाता हवीमभिः (हवस्य च बोधि) । यत इद्र वज्रिन् त्व वृषा मृधः हतवे चिकेतसि मे अस्य नवीयसः वेधसः नवीयसः (प्रतिभावतस्य) मन्म श्रुधि ।

७ त इद्र त्व वावृधानः (अपि) अस्मयु, हे तुविजात हे शूर अमित्रयत मर्त्यं वज्रेण मर्त्यं जहि, यः च नः अघायति (त अपि जहि), शृण्वतमः शृणुष्व (एतद्), दुर्मतिः अपभूतु विश्वा दुर्मतिः रिष्ट (रथ) न यामन् अपभूतु ।

## સૂક્ત ૧૩૨.

॥ ऋषि–परुच्छेप । देवता–इन्द्र ॥

હે ઉદાર ઇન્દ્ર, પ્રથમના યુધ્ધની માફક હમણાં પણ અમારી ઉપર સૈન્ય લઇને ચઢી આવનાર શત્રુઓનો તારીજ કૃપાથી અને તારાજ સંરક્ષણથી અટકાવ કરીએ અને અમારો તદન નાશ કરવા ઇચ્છનાર દુષ્ટોની ખોડ ભુલાવિએ તેમ કર. આ આણીનો વખત આવી પહોંચ્યો છે, માટે હમણાં તને સોમરસથી સંતુષ્ટ કરનાર ભક્તને આશીર્વાદ દે. અમને પરાક્રમ કરવાનીજ ઇચ્છા છે. તેથી યુદ્ધમાં અમને જે જે કાંઈ મળે અને અમે જે જે કાંઈ જીતી લાવીએ તે તે સર્વ આ યજ્ઞમાં તને સમર્પણ કરવાનો અમારો વિચાર થયો છે. ૧

સ્વર્ગલોક મેળવી આપનાર, અને ખરેખર વીર પુરૂષોના વૈભવરૂપ આ યુધ્ધપ્રસંગે ઉપાસકે સવારમાં ઉઠીને પોતે ભક્તિપૂર્વક કરેલી પ્રાર્થનાથી અને નિરંતર સેવા કરનાર જનોના પ્રેમથી સંતુષ્ટ થઇને ઇન્દ્રે શત્રુઓનો સંહાર કર્યો એ સર્વને વિદિતજ છે. આ ઇન્દ્ર એવો છે કે તેના પગે લાગીને તેનું સ્તવ કરવું જોઇએ. હે ઇન્દ્ર, તું સાક્ષાત્ સદ્ભાગ્ય હોવાથી તારી કૃપા અને તારાં મંગલપ્રદ વરદાન અમારી તરફ વળો. ૨

જે યજ્ઞમાં સુંદર આસન તારા નિવાસને માટે ભક્તોએ તૈયાર કર્યું છે તે યજ્ઞમાંથી આ અત્યંત ઉજ્વળ હવિર્ભાગ પ્રથમમાફકજ હમણાં પણ તનેજ અર્પણ થાય છે, અને સનાતન સત્ય લોકમાં ભક્તોને તુંજ લઈ જાય છે. માટે એવા ભક્તોને સૂર્યપ્રકાશના યોગે બન્નેને વચ્ચે ( અંતરાળમાં ) શું દેખાય છે તે કહે વારૂ ? દિવ્ય ધેનુનો સમૂહ શોધી કાઢનાર અને એક વખત જેને પોતાનો કરી લીધો તેને માટે પ્રકાશધેનુને છોડાવનાર પણ ઇન્દ્રજ છે. ૩

---

१ हे मघवन् इन्द्र ( यथा ) पूर्व्ये धने ( तथा इदानीं अपि ) त्वया ऊताः च वयं पृतन्यतः ससह्याम, वनुष्यतः च वनुयाम । नेदिष्ठे अस्मिन् अहनि सुन्वते नु अधि वोच । ( यतः ) अस्मिन् यज्ञे भरे कृतं ( वयं ) वाजयन्तः भरेकृतं वि चयेम ।

२ स्वर्जेषे, आप्रस्य वक्मनि ( एतादृशे ) भरे, उषर्बुधः स्वस्मिन् अञ्जसि, क्राणस्य स्वस्मिन् अञ्जसि इन्द्रः (वृत्र) अहन् यथा विदे, सः हि शीर्ष्णांशीर्ष्णां उपवाच्यः, अस्मत्रा ते भद्रस्य रातयः भद्राः रातयः सध्र्यक् सन्तु ।

३ यस्मिन् यज्ञे ( सुन्वं ) वारं क्षयं अकृण्वत ( तस्मिन् यज्ञे ) तत् शुशुक्वनं प्रयः प्रत्नथा ते ( एव ) नु ऋतस्य क्षयं वाः असि । अध तत् विवोचेः यत् ( भक्ताः ) द्विता अन्तः रश्मिभिः पश्यन्ति । स इन्द्रः घ अनु विदे गो एषणः बन्धुक्षिद्भ्यः गोएषणः ।

હે ઇન્દ્ર, ખરેખર તારૂં ચરિત્ર પ્રથમની પેઠે હમણાં પણ વારંવાર વર્ણન કરવા યોગ્ય છે. અંગિરસોને માટે પ્રકાશરૂપી ધેનુને પુરી રાખનાર કોટ તેં તોડી નાંખ્યો અને તે જ્ઞાનધેનુ કબજે કરીને અંગિરસોને સ્વાધીન કરી માટે તારા ભક્ત અમારા માટે પણ તું એવીજ રીતે યુદ્ધ કરીને અમને જય મેળવી આપીશજ. સર્વ અધર્મી લોકોને–(સુજનોને) સંતાપનાર સર્વ દુરાચારી માણસોને—જે તને સોમરસ અર્પણ કરીને તારી સેવા કરે છે, તેની સત્તા નીચે બરાબર લાવ. ૪

હે શૂર, આગળ શું થશે તે ઉત્તમ રીતે જોવાની શક્તિ તારા સામર્થ્યથી તેં ભક્તોને આપી છે. તેથી યુધ્ધપ્રસંગે સત્કીર્તિ સંપાદન કરવાની ઇચ્છા રાખનાર વીર શત્રુપર તુટી પડીને સહેજ વિજય સંપાદન કરે છે અને પુણ્ય મેળવવાને માટે તને યજ્ઞ સમર્પણ કરે છે. પુત્રપૌત્ર અને સામર્થ્ય યુક્ત દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવા માટે સંકટસમયે ગાયન કરીને તે ભક્તો મોટેથી ઇન્દ્રનીજ કૃપાની યાચના કરે છે અને બીજા દેવતાઓનું સ્તવન કરતી વખતે પણ તેમનું ચિત્ત ઇન્દ્રનાજ ઠેકાણે લાગેલું હોય છે. ૫

હે ઇન્દ્ર અને પર્વતો તમેજ અમારા આગેવાન્ છો તેથી સૈન્ય લઇને અમારી ઉપર કોઇપણ ચઢી આવે તેનો અને તેના સર્વ સાગાનો તમારા વજ્રપ્રહારથી નાશ કરી નાંખો. તમારા હથિયાર ગમે તેવા શત્રુને, તે ગમે તેટલો દૂર ગયો હોય અથવા વિકટ ઠેકાણે છુપાઈ બેઠો હોય તો પણ, મારી શકે છે. હે શૂર ઇન્દ્ર, શત્રુઓના ચુરા કરનાર શસ્ત્ર અમારા સર્વ ઠેકાણાના શત્રુઓને સંપૂર્ણ રીતે મારી નાખશે. ૬ (૨૧)

---

४ हे इंद्र ते (वीर्यं) पूर्वथा च नु इत्था प्रवाच्य यत् अंगिरोभ्यः (गवां) व्रजं अप अवृणोः, (त च) व्रज (तान्) अप दिक्षन्। (एव) एभ्यः समान्या दिशा अस्मभ्य च आयोदिस जोप च। (पर च) वचित् अवत सु चन्न्यः रधय दुणायन्तम् चित् अवतम् (अपि रधय)।

५ यत् हे शूर त्वं क्रतुभिः (भक्त) जनान् स ईक्षयत्। ते हि श्रवस्यवः तरुष त, श्रवस्यवः च प्रलाक्ष त। तस्मै इत् प्रजावत् (दीर्घं) आयुः (लब्धु) बाधे च ओजसा अर्चति। (तेषां) धीतयः देवान् अच्छ न, धीतयः इंद्रे ओमय दिधिर त।

६ इन्द्रापर्वता, पुरोयुधा यः नः पृतन्यात् तं, तं इत्, अप हतं; तं तं इत् वज्रेण हतं। गहनं यत् इनरा। दूरे चत्तय छन्दत्; धूर, दर्मा अस्माक शत्रून् विभनः परि दर्षीष्ट।

## સૂક્ત ૧૩૩.

॥ ऋषि-परुच्छेप । देवता-इन्द्र ॥

યજ્ઞ એજ ખરો સનાતન ધર્મ હોવાથી તેવડે આકાશ અને પૃથ્વી બન્નેને હું શુદ્ધ કરૂં છું. ઇન્દ્રને ન માનનાર બળવાન્ અને દુષ્ટ જંતરમંતરવાળા લોકોને પણ યજ્ઞના યોગેજ બાળીને ભસ્મ કરૂં છું. જુઓ, અમારા શત્રુઓ હલ્લાના સપાટામાં માર્યા જવાથી તેમના ટુકડે ટુકડા થઇને તે મસાણમાં પડેલા છે. ૧

હે વજ્રધારી, એકદમ હલ્લો કરીને આ જાદુટોણા કરનાર અધમોની ગરદન છુંદી નાંખ, તારા મજબુત પગનીચે-તારા સર્વવ્યાપી પગનીચે ચીરી નાંખ. ૨

હે અતિ ઉદાર ઇન્દ્ર દેવ, આ જાદુગરોની બળવાન્ ટોળી ઘોર મસાણમાં ગંદીજગામાં છુપી રહે છે. ત્યાંથી તેને શોધી કાઢીને તેના ચુરા કરી નાંખ. ૩

આની પહેલાં તે ટોળીમાંથી પચાસ પચાસની એક એવી ત્રણ ટુકડીઓના તેં તારા સપાટાથી ચુરેચુરા કરી નાંખ્યા. તે કામ તને કાંઇજ જણાયું નહી પણ ખરા ભક્ત અમને તેનું ઘણુંજ મહત્વ લાગે છે. ૪

હે ઇન્દ્ર પીળા રંગના અને વિકાળ ભયંકર અવાજ કરનાર પિશાચને ઠાર કરી નાંખ. અને તેની સાથે બીજા સર્વ રાક્ષસોનો પણ સંહાર કર. ૫

---

१ ऋतेन (यज्ञेन) उभे रोदसी पुनामि, याः महीः अनिन्द्राः द्रुहः ताः सं दहामि । (पश्य) यत्र अमित्राः अभिव्लग्य हताः, परितृण्हाः च वलस्थाने अशेरन् ।

२ हे अद्रिवः अभिव्लग्य चित् यातुमतीनां शीर्षा छिन्धि, वटूरिणा पदा महा वटूरिणा पदा (छिन्धि) ।

२ हे मघवन् आसां यातुमतीनां शर्धः अव जहि, वैलस्थानके अर्मके महावैलस्थे अर्मके ।

४ यासां तिस्रः पञ्चाशतः अभिव्लङ्गैः अपावपः, तत् (यद्यपि) ते तत् सु मनायति, (भक्तः) ते (कोऽपि) सु मनायति ।

५ हे इन्द्र पिशङ्गभृष्टिम् अम्भृणम् पिशाचिम् सं मृण, सर्वं रक्षः नि बर्हय ।

હે વાયુ, અમારૂં રક્ષણ કરવા, અમારાં પકવાનોનાં નૈવેદ્ય પીરસી મૂક્યાં છે તેનો સ્વાદ લેવા અને અમારા હવિનો સ્વિકાર કરવા માટે નિયુત્ નામના ઘોડાથી જોડાયેલો રથ તમને બન્નેને અહીં લઈ આવ્યો છે. આ મધુર રસ તમે પીઓ, ખરેખર સર્વથી પહેલાં પીવા આ રસ કાઢી રાખ્યો છે તે તમારે માટેજ છે, તેથી હે વાયુ, તું અને ઇંદ્ર બન્ને તમારો આલ્હાદકારક કૃપા પ્રસાદ અહીં લઇ આવો. ૪

અમારી ધ્યાન યુક્ત પ્રાર્થના તમને બન્નેને અમારા હમણાં ચાલુ રહેલા યજ્ઞો તરફ લવશે, કારણ કે એકાદ તેજસ્વી અને ઝડપી ઘોડાને સ્વચ્છ કરે તે પ્રમાણે આ ઉત્સાહ વધક સોમરસ અમારા ઋત્વિજોએ અત્યંત કાળજીપૂર્વક સ્વચ્છ કર્યો છે. તમે અમારા ઉપર પ્રેમ કરવા માટે આ રસ પીઓ, અને અમને મદદ કરવા આવો. હે દિવ્ય સામર્થ્ય આપનાર ઇંદ્ર અને વાયુદેવ, સોમપાષાણથી સ્વચ્છ કરેલો આ રસ તમે બન્ને ગ્રહણ કરો એટલે તમારૂ ચિત્ત પ્રસન્ન થશે. ૫(૨૪)

પાણીમાં વાટેલો આ સોમરસ ઋત્વિજોએ આ (યજ્ઞ) પાત્રમાં ગાળીને તને અર્પણ કર્યો છે. આ શુભ્રરસ, હે વાયુદેવ તને સમર્પણ કરેલો છે. તમો બન્ને માટે આ રસ ચાળણીથી ચાળેલો છે. આ આલ્હાદકારક અને તમારા માટે ઉત્સુક થએલો રસ કદીપણ ખરાબ ન થનાર ઉનના કપડામાથી ગાળેલો છે. ૬

---

४ वायो, (अद्य) नियुत्वान् रथः (अस्माकं) अवसे सुधितानि प्रयांसि अभि वीतये, हव्यानि च वीतये वां आ वक्षत्। मध्वः अन्धसः पिबतम्, इदं वां पूर्वपेयम् हि हितम्, (तस्मात्) वायो आ (गहि), इन्द्रः च राधसा आगतम्, चन्द्रेण राधसा आ गतम्।

५ (नः) धियः वां अध्वरान् उप आ ववृत्युः (ऋत्विजः) इमं वाजिनं इन्दुं, आशुं अत्यं वाजिनं न मर्मृजन्त। तान् हे अस्मयू तेषां पिबतम्, ऊत्या च इह नः आगतम्। हे इन्द्रवायू युवं अद्रिभिः सुतानां (पिबतम्) हे वाजदा युवम् मदाय (पिबतम्)।

६ इमे अप्सु सुताः सोमाः इह अध्वर्युभिः भरमाणाः वां अयंसत हे वायो (इमे) शुक्राः (सोमाः त्वां) अयंसत। एते आशवः तिरः पवित्रम् वां अभि असृक्षत। अति अव्यया रोमाणि अति अव्यया (एते) युवायवः सोमासः (असृक्षत)।

હે વાયુદેવ, પરોઢીએ ઘણા લોક જ્યારે સુઈ રહ્યા હોય ત્યારે તેમને છોડીને જ્યાં સોમરસ વાટવાના પાષાણનો મધુર અવાજ થાય છે ત્યાં જા. હે વાયુ તું અને ઇંદ્ર બન્ને, જ્યાં મધુર અને પ્રેમાળ સ્તોત્ર ગાયન થતાં હોય અને યજ્ઞના અગ્નિમાં જ્યાં ઘીની ધારા એક સરખી નંખાતી હોય તે ઘેર જાઓ. ત્યાં થનાર પવિત્ર યજ્ઞમાંજ તમારા બળવાન ઘોડા જોડીને તું અને ઇંદ્ર બન્ને જાઓ. ૭

સોમરસનો મધુર હવિર્ભાગ અહીં લઈ આવ. આ સોમલતાને પીપળાના ઝાડમાફક પવિત્ર માનીને વીર પુરૂષ તેના અતિશય વખાણ કરે છે. તે વિજયી વીર હમેશાં અમારી બાજુએ રહો. અમારી ધેનુ એકદમ વિઆય છે અને (ખેતરમાં) ધાન્ય સારૂં પાકે છે. હે વાયુ, આ દૂધ દેનારી ગાયને કદીપણ રોગ થતો નથી તેમજ તે કદીપણ નબળી પડતી નથી. ૮

હે વાયુદેવ, આ તારા મજબૂત બાંધાના અને તેજસ્વી ઘોડા આકાશના અવાજ વાળા પોલાણમાંથી પૂરવેગે દોડે છે, અને દોડતી વખતે પણ મોટા અને જાડા દેખાય છે. પાણી વગરના પ્રદેશમાં પણ તે થાકતા નથી, ભરવેગે ચાલતાં ગમે તેવો અવાજ થાય તો પણ તે ભડકતા નથી, અને જેમ સૂર્યના કિરણોને દાબી રાખવાનું અશક્ય છે તેમ તે (ઘોડાઓ) ને પણ કોઈ ખેંચી રાખી શકે નહી. ૯ (૨૫)

---

७ हे वायो, सस्तः शश्वतः अति याहि, यत्र ग्रावा वदति तत्र त्वं च इंद्रः च गच्छत (तत्र) गृह गच्छतम्। (यत्र) सूनृता विददृशे; घृतम् च रीयते, (तत्र) अध्वरम् पूर्णया नियुता आयाथ, (त्वं च इंद्रः च अध्वरम् आयाथ।

८ तत् मध्वः आहुतिं अत्र अह वहेथे, यम् (सोम) अश्वत्थ (इव बहुमन्यमाना.) जायवः उप तिष्ठन्त न जायवः अस्मे सन्तु। अस्माकं गावः साकं सुवते यवः पच्यते, हे वायो ते धेनवः न उपदस्यति न च त धेनवः अपदस्यन्ति।

९ हे वायो इमे ते उक्षण ते ये सु बाह्वोजसः नदी अन्तः पतयन्ति। (पतयन्तः च) महि व्राधन्तः उक्षणः (दृश्यन्ते) ये धन्वन् चित् अनाशवः, जीराः चित् अगिरोकसः। (पुनः च) सूर्यस्य रश्मयः इव दुर्नियन्तवः, हस्तयोः दुर्नियन्तवः (सन्ति)।

## સૂક્ત ૧૩૬.

॥ ऋषि–परुच्छेप । देवता–मित्रावरुण ॥

સનાતન, આનંદરૂપ અને આનંદકારક, મિત્ર, વરૂણને અત્યંત નમ્રતાથી, પ્રણામ કરો, અતિ એકાગ્ર ચિતે તેમનું ધ્યાન ધરો, અને અત્યંત મધુર હવિ તેમને અર્પણ કરો. તે જગતના ધણી છે, ઘી જેવું ચળકનાર પાણી પણ તેજ વરસાવે છે, અને પ્રત્યેક યજ્ઞમાં તેમનું પૂજન થાય છે. તેની સાર્વ ભૌમ સત્તા સામે કોઇ આંગળી પણ ઉંચી કરી શકતું નથી, તેમજ તેના ઇશ્વર પણા સામે કોઇ શબ્દ પણ બોલી શકતું નથી. ૧

જુઓ, આ લાવણ્યવતી ઉષા અમારા મહાયજ્ઞ માટે ઉદય પામી છે. ત્રિકાલ-સત્ય આકાશમાંથી તેનો માર્ગ કિરણોથી પ્રકાશિત થયો છે, અને દયાળુ ભગવાનના નેત્ર પણ આપણા હમેશનાં ઉજ્વળ કિરણો યુક્ત દેખાય છે. એવીજ રીતે મિત્ર, અર્યમા અને વરૂણના સ્થાન પણ સુપ્રકાશિત હોવાથી તેમાંથીજ પુષ્કળ પ્રશંસા યોગ્ય ઉત્સાહ અને અત્યંત પ્રશંસા પાત્ર તારૂણ્ય, તેઓ પ્રસન્ન થઇને આપે છે. ૨

હે મિત્રાવરૂણ, આ નિદ્રારહીત પુરૂષો, અત્યંત તેજોમય પોલી જગાને અદિતિના રૂપમાં ટેકો આપનાર અદિતિની સાથેજ નિરંતર રહે છે; અને વિશ્વના વૈભવ યુક્ત સામ્રાજ્યનો ઉપયોગ તેજ દાનશૂર આદિત્યો કરે છે. તેમાં મિત્ર અને વરૂણ તેમજ અર્યમા પણ લોકોને પોતપોતાના કર્તવ્યની પ્રેરણા કરે છે. ૩

---

१ निचिराभ्यां, मृळयद्भयां मृळयद्भयां (मित्रावरुणाभ्यां) बृहत् ज्येष्ठ नमः, मतिम्, स्वादिष्ठ हवि. च प्रभरत । तौ च सम्राजा, घृतासुती, यज्ञे यज्ञे उपस्तुता । अथ एनो क्षत्रम् न कुत चित् आधृषे, (एनो) देवत्वम् (अपि) नु चित् आधृषे ।

२ वरीयसी गातुः उरवे, ऋतस्य पन्थाः रश्मिभिः सम् अयस्त भगस्य चक्षुः अपि रश्मिभि (सम् अयस्त) मित्रस्य, वरुणस्य अर्यम्णः च द्युक्ष सदनम् (भास्वरम्) । अथ (एनौ) बृहत् उक्थ्यम् वय., बृहत उपस्तुत्य च वयः दधात ।

३ ज्योतिष्मतीं, धारयत् क्षितिम् स्वर्वतीम् अदितिम् दिवे दिवे जागृवांस. दिवेदिवे आ सचेते । आदित्या दानुनः पती ज्योतिष्मत् क्षत्रम् आशाते । तयोः मित्रः वरुण यातयज्जन. अर्यमा (अपि) यातयज्जन. ।

આ સોમરસ મિત્રાવરૂણોને અત્યંત સુખદાયક થાઓ. દેવોને અત્યંત પ્રીય, આ દિવ્ય કાંતિ યુક્ત મધુર સોમરસ યજ્ઞ પાત્રમાંથી પીવાને અત્યંત રૂચીકર થાઓ. પ્રેમથી એકત્ર થએલા સર્વ દેવો આ રસનો સ્વેચ્છાએ ઉપભોગ કરે.–હે વિશ્વપતિ (હે મિત્રાવરૂણો) અમે તારી પાસે જે યાચના કરીએ છીએ તે પૂર્ણ કરો, હે સત્ય ધર્મ પ્રવર્તકો અમે જે દાન માગીએ છીએ તે કૃપા કરીને અમને આપો. ૪

જેને કોઈ પણ શત્રુ નથી તેવો જે ઉદાર ભક્ત મિત્રાવરૂણની સેવા કરે છે તેનું (તમે) પાપોથી તેમજ ક્લેશમાંથી સર્વ પ્રકારે રક્ષણ કરો. પ્રમાણીકપણે સત્ધર્મથી ચાલનાર, યજ્ઞને સ્તોત્ર, ગાયનથી, શોભાવનાર, અને પૂજનને સ્તવનોથી વિભૂષિત કરનાર ભક્તનુ અર્યમા સર્વ પ્રકારે સંરક્ષણ કરે છે. ૫

પૃથ્વિ અને આકાશમાંના મધ્ય ભાગમાં પ્રકાશનાર મિત્રનું હું સ્તવન કરૂં છું. દાનશૂર દયાળુ અને ઉદાર વરૂણના પણ હું ગુણો ગાઉં છું. હે ઋત્વિજો, ઇન્દ્ર, અગ્નિ, ભગ તેમજ સ્વર્ગ લોકમાં રહેનાર અર્યમાના યશ ગાઓ. સોમરસ અર્પણ કરવાથી અમોને સત્પુત્ર અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાઓ ૬

મરૂતોની અને દેવોની કૃપાથી ઇંદ્રની અમારા તરફ મીઠી નજર થાઓ, અને લોકો અમને સ્વકષ્ટથી સત્કીર્તિ સંપાદન કરનાર તરીકે ઓળખે અગ્નિ, મિત્ર અને વરૂણ અમને સર્વને સુખશાંતિ આપે, અને તેનો ઉપભોગ અમને અને અમારા યજમાનને ચિરકાલ મળે. ૭ (૨૬) (૧)

---

४ अय सोमः मित्राय वरुणाय शतम भूतु, देवः देवेषु आभगः अवपानेषु आभगः (भवतु) य (सोम) सजोषसः विश्व देवासः अद्य जुषरत। हे राजाना यत् ईमहे, हे ऋतावाना यत् ईमहे तथा करथः।

५ यः जनः मित्राय वरुणाय अविधर् त अनर्वाण दाश्वास मर्त अहस परिपातः, अहसः (परि पातः)। त ऋजूयन्त अनु व्रतम् (चरन्त) अयमा अभि रक्षति, यः एनोः व्रतम् उनथ परि भूषति, व्रतम् स्तोमैः आभूषति।

६ रोदसीभ्यां, बृहते दिवे मित्राय नम. वोचम्। वरुणाय मीळ्हुषे सुमृळीकाय मीळ्हुषे च (नमः वोचम्) ऋत्विजः। इदम् अग्निं, द्युक्ष अर्यमण भग च उपस्तुहि, (यथा स्तुत्या) ज्योक् जीवन्तः प्रजया सचेमहि, (सर्वं इदम्) सोमस्य ऊती सचमहि।

७ मरुद्भिः, देवानां च ऊती वय इद्रवन्तः स्वयशसा च मसीमहि। अग्निः मित्रः वरुणः शर्म यसन्) तत् च मघवान वय च अश्याम।

# અધ્યાય ૨.

## સૂક્ત ૧૩૭

॥ ऋषि–परुच्छेप । देवता–मित्रावरुण ॥

મિત્રાવરૂણો આવો, અમે આ સોમરસો ગ્રાવવડે નિચોવી કાઢેલા છે. તેમાં દૂધ મેળવેલું હોઇ તે ઉત્સાહ અને હર્ષકારક છે. હે જગન્નાયક તમે આકાશ સુધ્ધાં વ્યાપી નાખનારા છો, તમેજ અમારા રક્ષણ કર્તા છો, માટે અમારી તરફ આવો. મિત્રાવરૂણો, આ શુભ્ર સોમરસ તમારાજ માટે (તૈયાર) કરેલો હોઇ તેમાં મિષ્ટ (અને) ઘાડું એવું દૂધ, અને થોડુંક પાણી પણ મેળવેલું છે. ૧

અહીં આવો, (અમારે) ત્યાં પણ આ સોમરસમાં દહીં જેવું ઘાડું દૂધ મેળવેલું છે. પ્રભાત થઇ સૂર્યના કોમલ કિરણો દૃષ્ટિગોચર થતાંજ તમો બન્ને માટે, એટલે મિત્ર અને વરૂણ એમને માટે આ રસ નિચોવી તૈયાર કરેલો છે. એઓને પ્રાશન કરવા માટે-આ સુંદર રસ તે સત્ય સ્વરૂપ મિત્ર અને વરૂણ ગ્રહણ કરે તે માટે સિધ્ધ કરેલો છે. ૨

(હે દેવો!) દૂધના પ્રવાહોના પ્રવાહ છોડનારી તે તમારી પ્રકાશ રૂપી ધેનૂનું દૂધ કાઢીએ તે પ્રમાણે (અમારા રૂત્વિજ) આ સોમવલ્લીનું જાણે કે દૂધજ કાઢે છે. ગ્રાવવડે–તે પાષાણો વડે, જાણે કે તે વનસ્પતીનું દોહનજ કરે છે. માટે હે ભક્તરક્ષકો, અમારે ત્યાં સોમ-પાનાર્થ આવો. હે મિત્રાવરૂણો, રૂત્વિજોએ આ અહિં તમારે માટે સોમરસ સિધ્ધ કરી મૂકેલો છે. તે તમોને ગ્રહણ કરવા માટે આ અહિં તેઓએ પાત્રમા રેડી (તમારી આગળ) મૂકેલો છે. ૩ (૧)

---

१ (हे मित्रावरुणौ) आयात, इमे सोमासः मत्सराः अद्रिभिः सुषुम, इमे, गोश्रीता मत्सरः च (सन्ति)। हे राजाना युवां दिवि स्पृशौ अस्मत्रा च उप न आगतम्। हे मित्रा वरुणा इमे गवाशिरः सोमा. शुक्राः गवाशिरश्च (सन्ति)।

२ (मित्रावरुणौ) आयातम, इमे सोमास इन्दव दध्याशिर (इमे) सुतास: दध्याशिर, उत उषसः बुधि सूर्यस्य रश्मिभि. साकं वाम् (अयं) मित्राय वरुणाय च (अय) सुत, (अय) चारु ऋताय पीतये सुत।

३ (हे देवौ) तां वां धामरीं धेनुं न अंशुं अद्रिभिः दुहन्ति सोमं अद्रिभि दुहन्ति, अस्मत्रा अर्वाञ्चा (भवतं) उपन. सोम पीतये आगन्तम्। हे (मित्रावरुणा) अयं सोम वां नृभिः सुतः, (अयं) पीतये (वां) सुतः।



१ ३६४. ...

## સૂક્ત ૧૩૮.

॥ ऋषि–परुच्छेप । देवता–पूषा ॥

સમર્થ પૂષાનો મહિમા હું હવે યથામતી વર્ણન કરૂં છું. આ જાતેજ પ્રતાપી! એના પરાક્રમની કીર્તિ કદી પણ કમી થતી નથી કિંવા એની સ્તુતિ હવે પૂરી થઈ એવું થતું નથી શાંતિ સુખની મનીષા ધરી હું જે આ પૂષાની ઉપાસના કરૂં છું, તે (ભક્તોનું) રક્ષણ કરવાને એક પગ ઉપર તૈયાર અને સર્વોત્કૃષ્ટ આનંદનો લાભ કરી આપનાર છે. આ પરમ પૂજ્ય પ્રભુ સર્વ વિશ્વનું ચિત્ત પોતાની તરફ આકર્ષી લે છે, અને એના પ્રીત્યર્થ કરેલો યજ્ઞ પણ સર્વનાં મન વીંચી નાખે છે. ૧

હે પૂષા, ચાપલ્યમાં વાયુપ્રમાણે અત્યંત ચંચલ એવા, તારૂં ભજન અમે સ્તોત્રોવડે કરીએ છીએ. માટે યુદ્ધ પ્રસંગે (અમારૂં) રક્ષણ કરે છે તે પ્રમાણે શત્રુના આ ઓચરાખ પ્રદેશસાંથી પણ અમને ઊંટની પીઠ ઉપર બેસાડી લઇ ગયા પ્રમાણે પાર પાડ. તું પરમાનંદ દાયક પરમેશ્વર અને હું ગરીબ મર્ત્ય તારો સહવાસ ઘેર માટે તને વિનવણી કરૂં છું. ભજનોમાં અમારી સ્તુતિઓને સફલ કર, અને સમરાંગણમાં અમારાં બાણ યશસ્વી કર. ૨

હે પૂષા, તારા સહવાસને લીધે વિદ્વાન સાધુજન પોતાના સત્કૃત્યોવડે અને તારી કૃપાને-લીધે દુનીયાને ઉપયોગી થયા; અને ખરેખર આ સત્કૃત્યોવડેજ તેઓ (આનંદપ્રદનો) ઉપભોગ લે છે. તો તારા પુજ્ય નામને શોભે એવા કરોડો દિવ્ય પ્રસાદ અમે તારીપાસે નમન તાઈથી માગીએ છીએ તો અમને તરછોડી ન કાઢતાં, હે સર્વજત સકત પૂષા, તુંજ અમારો રક્ષણ કર્તા થા, પ્રત્યેક યુદ્ધમાં તુંજ અમારો ધુરીણ થા. ૩

---

१ पूष्णः महित्व प्र प्रशस्यते, अस्य तुविजातस्य तवसः (महित्व) न तदते । अस्य स्तोत्रमपि न तदते । सुम्नयन् (अह) अतिऊति मयोभुव अर्चामि, यः मखः देव विश्वस्य मनः आ युयुवे, (यस्य) मखश्चापि आ युयुवे ।

२ हे पूषन् यामनि अजिर न, त्वां स्तोमेभि. प्रकृण्व· (तत्) यथा मृधः ऋणवः (तथा) उष्ट्रः न मृधः पीपरः । यत् मर्त्यः (अह) त्वा देव मयोभुव सख्याय हुवे । अस्माक आगूषान् वाजिपुद्युम्निनः ।

३ हे पूषन् यस्य ते सख्ये विपन्यव: सतः क्रत्वा चित् अवसा च बुभुज्रिरे इति क्रत्वा बुभुज्रिरे । (तत्) ता (तव) नवीयसीं (कीर्ति) अनु नियुत रायः ईमहे । हे ऊरुशस (त्व च) अहेळमानः सरी भव वाजवाजे सरी भव ।

હે પૂષા તારા અશ્વો પણ જન્મ રહિત છે, તો એવી દિવ્ય સંપત્તિ મેળવી આપવા માટે સર્વદા તું અમારી પાસેજ રહે. હે પરમોદાર પૂષા, તું રોષ ન રાખતા, અમે સત્કર્મ પ્રવૃત્ત છીએ માટે અમારી પાસેજ રહે. હે અદ્‌ભૂત પરાક્રમ કરનાર પૂષા, અમારા મનોહર સ્તોત્રો વડે અમોને તારૂં અંતઃકરણ અમારી તરફ વાળવા દે. હે પ્રખર દીપ્તિમાન્ પૂષા તારો વિયોગ મને ક્ષણભર પણ ન પડે અને તારા સહવાસની ઉપેક્ષા મારાથી યત્કિંચિત પણ ન થાય. ૪ (૨)

## સૂક્ત ૧૩૯.

॥ ऋषि–परुच्छेप । देवता–विश्वेदेव ॥

સાંભળો, સાંભળો, હું પોતાની સાથે અગ્નિની સ્થાપના ભક્તિપુરઃસર કરી તેનીપાસે (અમોને) દિવ્ય સામર્થ્ય પ્રાપ્ત થાય માટે (સર્વજણ મળી) પ્રાર્થના કરીએ. હે ઇન્દ્ર, વાયુ તે (સામર્થ્ય) માટે અમે યાચના કરીએ છીએ. અપુર્વ અને આમીથી કાર્યભાગ સાધી આપનારી જે જે કંઈ પ્રાર્થના છે તે તે આ પ્રકાશનિધીમાં સહ્રઃસ્ર થઈ જાય છે માટે અમારૂં પણ લક્ષ પૂર્ણપણે તે તરફ લાગે અને દેવોની દૃષ્ટિનીચે રહ્યાપ્રમાણે અમારો કાવ્ય પ્રતિભાનો ભર નિર્વંધ પ્રસરે. ૧

હે મિત્રાવરૂણો, જ્યારે તમોએ પોતાની સ્વઇચ્છાવડે અને ચાતુર્યના ધોરણને અનુસરીને સત્યસ્વરૂપ આત્માથી આ અસત્ય શરીર વેગળૂ કરી મૂક્યું ત્યારેજ તમારૂ હિરણ્ય-મય સ્વરૂપ તમારા નિવાસસ્થાનમાં અમને દૃષ્ટીગોચર થયું. તે પ્રથમ અમારી માત્ર અમારી સૂક્ષ્મબુદ્ધિને ગોચર થયું, પછી મનને થયું, પછી ઇન્દ્રિયોને અને છેવટે સોમ તરફ લાગેલા અમારી પ્રત્યક્ષ આંખોને (ગોચર થયું). ૨

---

४ हे अजाश्व पूषन् अस्या ( राय ) सातये न॰ उप भुव, हे रयिवान् अजाश्व पूषन् त्व अह्ळतान श्व वता ( अस्माक उपभुव. ) । हे दस्म त्वा साधुभि स्तोमभि ओ षु वर्तीमहि । हे आघृण पूषन् त्वा न इ अतिमन्य, त सख्यमदि नापन्हुवे ।

१ अस्तु श्रौषट ( अह ) धिया अग्नि पुरा दधे त नु तद् दिव्य शर्ध आवृणीमहे, हे इन्द्रवायू आवृणीमहे । यत ह नव्यसी क्षणा ( स्तुति सा ) विवर्वात नाभा सदायि । अध न धीतय प्रसूपयन्तु देवान् अच्छा न ( न ) धीतय ( प्रसूपयन्तु ) ।

२ हे मित्रावरुणौ यत् इ युवा स्वेन मन्युना दक्षस्य स्वेन मन्युना ऋतात् अधि त्यत् अनृत आददाथ । ( तत् हि ) युवो. हिरण्ययम् ( रूप ) सदसु अ ध इथा अपश्याम । ( तत प्रथम ) धीभि चन ( अपश्याम पश्चात ) मनसा ( तत पर ) स्वभि अक्षभि सोमस्य दोभि अक्षभि ( अपश्याम ) ।

હે અશ્વીદેવો અહિં બંદીજન પ્રમાણે તમારી કીર્તિ ફેલાવનારા કેટલાક ૠત્વિજ તમારૂં સ્તવન કરી તમને મનાવે છે, તો અહિં બીજા કેટલાક ૠત્વિજ તમને હવિર્ભાગ અર્પણ કરી (તમારૂં) ભજન કરે છે. હે જ્ઞાનસાગર સર્વ પ્રકારની સંપત્તિ, તે સર્વ (પ્રકારનું) સામર્થ્ય તમારામાં વસે છે. હે અદ્દભૂત પરાક્રમી અશ્વીનો, તમારા અવિનાશી સુવર્ણ રથના પૈડાઓ (ઇચ્છિત મનોરથોનો જાણે) વર્ષાવજ કરે છે. ૩

હે પરાક્રમી અશ્વીનો, આકાશનાં બારણાં તમે ઉઘાડો છો એ સર્વને વિદિત છે. તમારા રથના ઘોડા (ભક્તજનની) સવારની ઇષ્ટી તરફ જવા માટે તમે જોડો છો, તે તમારા કદીપણ નાશ ન પામનારા ઘોડાઓ દેવલોકમાં રહેવાની ઇચ્છા કરનારા ભક્તો તરફ જવા માટે તમે જોડો છો. અશ્વીદેવો તમારા કર્મો અદ્દભૂત છે. તમારા અવિનાશી રથમાં સારથીની જોડમાં અમને બેસવા દો, કારણ (પૃથ્વી ઉપરની) એકાદ પાકી સડક ઉપર ચાલવા પ્રમાણે તમે સરળ અંતરાળમાં (તમારા) ઘોડા દોડાવો છો, અને દિવ્ય લોકના માર્ગે રથ પૂર ઝડપે હાંકી જાઓ છો. ૪

હે અશ્વીદેવો, વિલક્ષણ સામર્થ્યો એજ તમારી સંપત્તિ, તો એવાં સામર્થ્યો વડે અહોરાત્ર તમો અમને સહાય કરો. તમારા ઔદાર્યમાં કદીપણ તૂટ ન પડે અને અમારા ઉપરની તમારી કૃપા કદી ન ખૂટે! ૫ (૩)

---

३ हे अश्विनौ आश्रावयन्तः इव, आयवः (युवयोः) श्लोकम् (आश्रावयन्तः) आयवः युवान् स्तोमेभिः देवयन्ते. (अपरे च) आयवः युवा हव्या अभि (आवर्धयन्ति) हे विश्ववेदसा विश्वाः श्रियः पृक्षः च युवोः अधि (वसन्ति) हे दस्रा वां हिरण्यये हिरण्मय रथे पवयः (अभीप्सितानि) प्रुषायन्ते ।

४ हे दस्रा (इद) अचेति (यद् युवां) नाकस्य वि ऊर्ण्वथः वां रथयुजः दिविष्टिषु युञ्जते, अध्वस्मानः (अश्वाः) दिविष्टिषु (युञ्जते)। हे दस्रा, वां हिरण्यये रथे बन्धुरे अधि स्थाम। यतः (युवां) पथा इव रजः अनुगच्छता यतौ, रजः अञ्जसा शासता (यन्तौ)।

५ हे शचीवसू शचीभिः दिवा नक्तं च नः दशस्यतम्। वाम् रातिः कदा चन मा उप दसत्। (वां) रातिः कदाचन अस्मत् (मा उप दसत्)।

હે ઔદાર્ય સાગર ઈન્દ્ર, આ સોમરસ તારા જેવા શૂરાનેજ પીવા યોગ્ય છે. આ પાષાણો વડે પીલી ગાળી કાઢેલો તીવ્ર સોમરસ–આ શરીરમાં ભીની જાય એવો રસ તારે માટે (તૈયાર કરેલો) છે. તું પ્રસન્ન થઈ અમોને ઘણી મોટી અને અદભૂત એવી બક્ષિસ આપે તે માટે આ (રસ) તને હર્ષ ઉત્પન્ન કરે. હે સ્તુતીથી પ્રસન્ન થનાર ઈન્દ્ર, સુંદર સ્તોત્રોથી તારાં ગુણાનુવાદ અમે ગાઇએ છીએ. અમારી તરફ આવ, તું અમને અતિ સુખકર છે, માટે અમારી તરફ આવ. ૬

હે અગ્નીદેવ, અમારૂં સાંભળ, તારૂં ગુણ સંકીર્તન અમે કરીએ છીએ (આ વાત) તે માનનીય દેવોને–તે યજ્ઞાર્હ અને દૈદિપ્યમાન દેવોને તું કહેશેજ, તેથી યજ્ઞ કરનાર યજમાન માટે અયમ ણે તેનું દોહન કર્યું અને તે ગાય કઈ તે એક તેને અને એક મનેજ ખબર છે. ૭

હે દેવતાઓ, અમારી ખાતર તમે જે પરાક્રમો કર્યાં તે હવે જૂની પુરાણી વાતો થઈ એમ કદી પણ ન થાઓ અમારૂં ઉજ્વલ યશ કદી મલીન ન થાઓ. અર્થાત્ અમારી આંખો દેખત કદી પણ ન થાઓ. અદભૂત અને જમાનાના જમાના જાય પણ નવીને નવીજ અને લોકોત્તર એવી જે તમારી બક્ષિસ સર્વપ્રસિધ્ધ હોય તે, હે મરૂતો, અમોને આપો. જે જે દુ:સાધ્ય હોય, જે જે દુર્લભ હોય તે પણ (અમોને) આપ્યા વગર રહેશો નહી. ૮

---

६ हे वृषन् इंद्र इमे इन्दवः वृषपाणास, इमे अद्रिसुतास उद्भिद उत् भिदश्च तुभ्य सुतास । ते मह चित्राय राधसे दावन त्वा मदन्तु । हे गिर्वाह गीर्भि स्तवमान आगहि सुमृळीकः न आगहि ।

७ हे अग्ने न ओ षु शृणु (अस्माभि) ईळित त्व यज्ञियेभ्य राजभ्य यज्ञियभ्य देवभ्य (अस्मत् स्तुतिम् अभिकृत्य) ब्रवसि । हे देवा यत् अंगिरोभ्य त्या धेनु अदत्तन तां कर्तरिसचा अयमा दुह एष म सचा ता वद ।

८ (हे मरुतः) व तानि पौंस्या अत्मन् मोषु सना अभि भूवन्, (अस्माक) युम्नानि मोत जारिषु, अस्मत् पुरा मोत जारिषु । यत् व राध चित्रम् युगेयुगे नव्य अमर्त्यं च घोषात् । तत् हे मरुत. अस्मासु दिवत यच दुस्तरम् यत् च दुस्तरम् तदपि (दिवृत) ।

પુરાતન રૂષિ દધ્યઙ૦, તેમજ આંગિરા, પ્રિયમેધ, કણ્વ, અત્રિ અને મનુ એમને મારા કુલની માહિતી છે. જે જે મારી આગળ થઈ ગયા તે તે (રૂષિ અને મનુરાજા) એ સર્વને મારી માહિતી છે, (કારણ) તેમનો સંબંધ દેવો સુધી પહોંચે છે અને અમારા મુખ્ય પૂર્વજ પણ તેઓ પૈકીજ હતા, માટે તેમનીજ પધ્ધતીને અનુસરી હું ઇન્દ્રાગ્નીનું સ્તવન કરી તેમની આગળ નમ્ર થાઉં છું, તેમનું યશોવર્ણન કરી તેમનેજ પ્રણીપાત કરૂં છું. ૯

યા જ્યા પઠન કરી આ આર્યોને દેવોનું યજન કરવા દો અને પ્રેમાળ દેવપણ ઉત્કૃષ્ટ હવી રત્નોનો સ્વીકાર કરવાને પ્રવૃત્ત થાઓ, કારણ હવે જ્ઞાનવાન્ બૃહસ્પતિ આ બલવર્ધક સોમરસ અર્પણ કરી દેવયજન કરવાને ઉદ્યુક્ત થયો છે, અને સર્વગુણ સંપન્ન, અને તીવ્ર એવા સોમરસથી યજન કરે છે. માટે સોમવલ્લી પીસવાના પાષાણોનો દૂર સુધી સંભળાતો ધ્વનિ સહેજ જ અમને કામ લાગ્યો. મહત્કાર્ય કરનાર આ સોમરસના હાથમાં વરસાદ પાડવાનું છે. (માટેજ) પુણ્ય કર્મ આચરનારાઓને રહેવા માટે વિસ્તૃત અને ઉત્કૃષ્ટ સ્થળો મળ્યાં છે. ૧૦

હે દિવ્ય વિભૂતીઓ, તમે અગીયાર જણ આકાશમાં રહો છો, પૃથ્વીઉપર અગીયારજ જણ અને ઉદકમાંપણ અગીયારજ જણ, મોટા વૈભવથી રહો છો; માટે તમો આ અમારો યજ્ઞ માન્ય કરી લ્યો. ૧૧ (૪) (૨૦)

## અનુવાક ૨૧.

### સુક્ત ૧૪૦.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

જે આ અગ્નિવેદી ઉપર આરૂઢ થાય છે અને જેને પોતાનું (તેજોમય) સ્થાન બહુજ પ્રિય હોય છે એવા પરમ દેદિપ્યમાન અગ્નિમાટે ધૃતપાત્ર લઇને આવો. ઘૃત એજ એને હવિરન્ન પ્રમાણે છે; અને વસ્ત્રથી મંડિત કર્યા પ્રમાણે અગ્નિને મનનીય સ્તોત્રોથી આચ્છાદન કરો, આ પરમપવિત્ર, શુભ્ર–તેજોમય હોઈ પ્રકાશ એજ જેનો રથ તેવડે, તે (અગ્નિ) અંધકારનો નાશ કરે છે. ૧

---

९ पूर्वे. दध्यङ् ह अंगिरा च, प्रियमेध: कण्वः, अत्रिः मनुः च (एते) मे जनुष विदु:, (ये च) मे पूर्वे मनु: च ते सर्वेपि विदुः। (यतः) तेषां देवेषु आयतिः अस्माकं च तेषु नाभय:, (ततः) तेषाम् पदेन इन्द्राग्नी गिरा महि आनमे, गिरा आनमे।

१० होता यक्षत् वनिनः (देवाः) वार्यं यन्त, येनः बृहस्पतिः पुरुवारेभिः पुरुवारेभिः उक्षभिः यजति। अध ओद्म दूर आदिशम् श्लोकम् त्मना जगृभ्म, सुक्रतुः (सोम.) अरविन्दानि अधारयत् (अतः) सुक्रतु (भक्त.) पुरु सद्मानि (अधारयत्)।

११ हे देवास: ये (यूय) एकादश दिवि स्थन, पृथिव्यां एकादशस्थ, एकादश एव महिना अप्सु क्षितः स्थ ते (यूय) यज्ञम् इम जुषध्वम्।

१ वेदिषदे, प्रियधामाय सुद्युत असमेय धाथ्य इव यानि प्रभर। वस्त्रेणेव मन्मना त शुचि ज्योतीरथ शुक्र वर्णं तमोहनम् वसय।

બન્નેમાંથી એટલે પૃથ્વી તેમજ આકાશમાંથી આ પ્રકટ થાય છે, અને ત્રણ પ્રકારના અન્ન ગ્રહણ કરી એક વર્ષ પછી ફરીથી તેજ લક્ષણ કરેલા અન્નની (ધાન્યના રૂપમાં) અનેક ગણી વૃદ્ધિ કરે છે. બલશાલી અગ્નિ અત્યંત ઉદાર ચરિત દેખાય છે. તે વખતનું તેનું મુખ અને જીભ એ જૂદાં અને અનિવાર થઈ જંગલોના જંગલો ખાખ કરી નાખે છે. તે વખતના જૂદાં. ૨

પ્રથમ બન્ને અંધકારમાં અદૃશ્ય હોય છે અને એક બીજાને વળગી રહી જોરથી હાલવા લાગે છે અને પછી (પ્રકટ થયેલા) અગ્નિરૂપ બાલક પાસે તે બન્ને દોડી આવે છે. (આ બાલક કંઇ જેવો તેવો નથી) એની જીભ લાંબી બહાર આવેલી હોવાથી પૂર્વાભિમુખ હોય છે. આ એકદમ પ્રગટ થઈ ચમકે છે અને સર્વ અનિષ્ટોનો નાશ કરે છે. એની સેવા સર્વેએ કરવી જોઇએ. આ ભકતોના અન્તઃકરણોની વૃત્તિઓને હર્ષથી ઉછાળી (જગતના) પિતાને હર્ષથી ભરપૂર કરી નાખે છે, ૩

(અગ્નિદેવ,) આ તારા મોકળા છુટવા માટે આતુર થયેલા, સર્વવ્યાપક, પૂર ઝડપે જનારા અશ્વો વેગથી ઉડી જતાં તેમનો માગ કાળો પડતો જાય છે. આ અશ્વોનાં મુખ જુદી જુદી દિશા તરફ ફરેલા હોવાથી આ વાયુરૂપ શીઘ્રગતિ અને વાયુપ્રેરિત અશ્વ તે મનુરામ માટે જોડેલા છે. ૪

જતાં જતાં માર્ગમાંનો અંધકાર સમૂળ નાશ કરી પોતાનું વિકાળ રૂપ પ્રકટ કરનાર તે (અગ્નિના અશ્વો) સહેજ પણ મોટા ધડાકા સાથે ઉડી જાય છે, કારણ તે વખતે આ અગ્નિ પણ પૃથ્વીના વિસ્તીર્ણ ભાલપ્રદેશનું ચુંબન લઈ મેઘગર્જના રૂપ પ્રચંડ ઘોષ કરી સપાટા બંધ જાય છે. ૫ (૫)

---

२ द्विजन्मा, त्रिवृत् अन्नम् अभि ऋज्यते, संवत्सरे ईम् जग्ध पुनः वर्धते । (अयं) वृषा अन्यस्य (रूप.यं) आसा जिह्वया जन्य वारण (असौ) वनिन अन्येन ति मृष्ट ।

३ ते कृष्णप्रुतौ सक्षितौ अस्य मातरा वेविजे, उभा च शिशुम् अभि तरेते । प्राचाजिह्वं ध्वसयत ... च्युतं आ साच्य कुपय पितुः वर्धन (जनितरन) ।

४ (हे अग्ने) (इमे ते) मुमुक्षव आशव जुनः (अश्वा.) रघुद्रुवः कृष्णसीतासः, उ (चते) असमना अजिरासः रघुष्यदः वातजूता. मनव मानवस्ते उप युज्यन्ते ।

५ आत् अस्य त (अश्वाः) कृष्णम् ध्वसयन्त. महिदर्प करि कत. वृथा अन्व ईरते । यत सीम ... भर्वनि अनि मगृभत अभि... नद स्तनयन् नानदत् प्र एति ।

ચિત્ર વિચિત્ર ઔષધિઓને (પોતાની) પ્રભાથી જાણે અલંકૃત કરવા માટે આ અગ્નિ (તેમની તરફ) વાંકાવળી જોઈ કોઈ એક શૂર યોધ્ધો જાણેકે પોતાની પ્રિય પત્નીને મળવા જતો હોય તેમ ગર્જના કરતો કરતો તે ઔષધીઓ તરફ જાય છે. તેનો દિવ્ય પ્રતાપ પ્રકટ થયાથીજ તેના શરીરને વિશેષ શોભા આવે છે; પરંતુ વખતે એકાદ ભયંકર શ્વાપદની પેઠે તે દુર્નિવાર થઈ પોતાની જ્વાલારૂપી આયાળ એકદમ હલાવે છે. ૬

તે જ્વાલાઓ સંકલિત હોય અગર જુદી જુદી દૃષ્ટિએ પડવા જેવી હોય તે સર્વને ઓળખનારો આ સનાતન અગ્નિ તે સર્વને પોતાના સમજી વળગી રહે છે અને તેઓ પણ અગ્નિને પોતાનો માનીને ઓળખે છે અને તે માટેજ, તેમના સમૂહમાં જઈને તે ( અગ્નિ ) શયન કરે છે. ત્યારે પછી જ્વાલાઓ વૃધ્ધિંગત થાય છે અને દિવ્યરૂપ થઈને મા બાપ સાથે એક જુદુંજ રૂપ ધારણ કરે છે. ૭

સુંદર કેશકલાપ ધારણ કરનારી તે લાવણ્યવતીઓએ અગ્નિને આલિંગન આપ્યું. ( તે પહેલાં ) તેઓ-મૃત-પ્રાયજ હતાં, પરંતુ આ વિશ્વજીવનને માટેજ તેઓ ઊઠી ઉભાં રહ્યાં, ત્યારે તેઓનું વાર્ધક્ય મટાડી તેમનામાં ઉત્સાહ પૂર્ણ અને નષ્ટ અગર ક્ષીણ ન થનારી એવી અપૂર્વ જીવશક્તિ ઉત્પન્ન કરી તે જયઘોષ કરતો કરતો તેમની તરફ આવ્યો. ૮

પૃથ્વી માતાના વસ્ત્રનું ચુંબન કરતો કરતો આ તીવ્ર અગ્નિ ધડાકા સાથે આગળ જાય છે, અને ( તે પાસે આવતાંજ ) ઘોર વન્ય શ્વાપદો પણ બરાડા-પાડતા-આમ તેમ બીકથી દોડવા લાગે છે. પૃથ્વીનો પૃષ્ઠ ભાગ ચાટતો ચાટતો જતો આ અગ્નિ પાદચારી પ્રાણીઓના અંગમાં ( તેમને અન્ન આપીને ) હમેશ નવો જુસ્સો ઉત્પન્ન કરે છે. પરંતુ આ આગળ ગયા પછી ( તેની ) પાછળ તેનો માર્ગ માત્ર કાળો પડતો જાય છે. ૯

હે અગ્નિદેવ અમારા ઔદાર્યશીલ યજમાન ઉપર તારી દયાનો પ્રકાશ પાડ. તું વીર્યવાન અને આત્મસંયમી હોવાથી તારો શ્વાસોશ્વાસ પણ ( ઓજસ્વી ) હોય છે. તેં પોતાનું બાલરૂપ ત્યજી રણમેદાનમાં તેજસ્વી બખતર પહેરી ફરવા પ્રમાણે પોતાના પ્રકાશથી સર્વને ઝીપલાવી નાખ્યા છે. ૧૦ (૬)

---

६ यः वभ्रूषु ताः भ्रमन् न अधि नम्रते वृषेव पत्नीः, ताःश्च रोरुवत् अभ्येति । ओजायमानः ( स्व ) तन्वः च शुभते भीमः ( सिंहः ) न दुर्गृभिः सन् शृंगा दविधाव ।

७ सः सस्तिरः विष्टिरः ( सतीः अपि ताः सर्वाः )जानन् एव सगृभाति जानतीः च ता. नित्यः आशये । ताः पुनः वर्धन्ते देव्यम् अपि यन्ति, अन्यत् वर्पः पित्रोः सचा कृण्वते ।

८ केशिनीः अग्रुवः त हि सेरेभिरे, मम्रुषीः ( च ताः ) प्रायवे तस्मै पुनः ऊर्ध्वः तस्थुः । सोपि तासां जरां प्रमुचन्, तासु च असु पर अस्तृत जीवम् जनयन् नानदत् च एति ।

९ मातुः अधीवास परिरिहन् अय प्रयः ( अग्निः ) तुविग्रभिः सत्वभिः याति अह । वय पद्वते दधन् सदा रेरिहत् ( याति, ) श्यनी वर्तनीः अनु सचते अह ।

१० हे अग्ने अस्माकं मघवत्सु ( यजमानेषु )दीदिहि, अध त्वं दमूनाः वृषभः श्वसीवान् ( असि ) शवास्य शिशुमतीः, युत्सु वर्मेव परिजर्भुराणः अदीदेः ।

હે અગ્નિદેવ, જેમ તેમ કરી રચાએલી એકાદી કવિતા કરતાં અગર તને ભાવનારૂં એકાદ સુંદર પદ કરતાં પણ આ મારૂં સુવ્યવસ્થિત સ્તોત્ર તને વિશેષ પસંદ પડો, અને તારા શરીરનો જે શુભ્ર અને પવિત્ર પ્રકાશ પડે છે તે વડે તું અમને (તારી કૃપાએજ) રત્ન જ આપે છે (એમ થાઓ). ૧૧

હે અગ્નિ, અમને રહેવા માટે અને જલદીથી ચાલવામાટે, અભંગ એવું રૂઢ અને વહ્લીયુક્ત એવા એક નૌકા તું અમને આપનાર છે જ, પરંતુ તે એવી હોવી જોઇએ કે જેમાં અમે સર્વ યોધ્ધાઓ, યજમાન અને છોકરાંઓ એ સર્વ બેસી પાર જઇએ અને જે અમને સુખનો આશરો થાય ૧૨

હે અગ્ન, આ અમારૂં સ્તુતિસ્તોત્ર ઉત્તમ માની લે, એટલે, પૃથ્વી, આકાશ અને સ્વન્યશોમંડિત એવી મહાનદીઓ એ અમોને દિવ્ય ગોધનો, ધાન્ય, સમૃધ્ધિ અને દીર્ઘાયુષ્ય પણ પ્રાપ્ત કરી આપશે અને અરૂણ વર્ણ એવી ઉષાદેવીઓ અમારા માટે મનઃસામર્થ્ય એજ વરદાન માગી લેશે. ૧૩ (૭)

## સૂક્ત ૧૪૧.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

ખરે ખર, દેવનું અવર્ણનીય એવું તેજ સામર્થ્યના પ્રભાવથી પ્રકટ થયું માટેજ તે (હે અગ્નિરૂપ તેજ) એક દર્શનીય વસ્તુ થઇ બેઠું છે. અને તેથીજ મારી ચિત્તવૃત્તિ તે તરફ લાગે છે અને તે તત્કાળ ફલદ્રુપ પણ થાય છે, અને તે વડે સત્યધર્મ પ્રવર્તક (એવો અમારી) સ્તુતીઓનો વાંક પણ તે તરફજ વળેલો હોય છે. ૧

સામર્થ્યવાન્, નાશરહિત અને સર્વાન્નસંપન્ન એવો આ અગ્નિ (પ્રાણી માત્રના) શરીરમાં વાસ કરે છે. તેનું બીજું સ્વરૂપ, સાતે ભુવનો ને માતા પ્રમાણે કલ્યાણપ્રદ (ઉદકો) માં હોય છે. આ વીર્યવાન અગ્નિના ત્રીજા સ્વરૂપની યોજના તેમાંથી મનોરથરૂપ દુધ કાઢવા માટે કરેલી છે. અને એટલા માટેજ લોકમયમાં પૂજ્ય એવા (અગ્નિ) ને સુંદર યુવતીઓએ પ્રકટ કર્યો છે. ૨

---

११ हे अग्ने इद सुधित (मन्म) दुर्धितात्, प्रियात् उचित् मन्मनः त प्रेयः अस्तु यत् तन्व शुचि ते। शुक रोचते तेन त्व अस्मभय (तव कृपात्य) रत्न आवनसे।

१२ हे अग्न, गृहाय उतनः रथाय नित्यारित्रा पद्वतीं नाव रासि, या नौ अस्माक वीरान् उत नः मघोनः जनाश्च पारयात् या च शर्म (भवेत्)।

१३ हे अग्ने नः इत उक्थ अभि जुगुर्याः अपि च धावाक्षामाः स्वगूर्ताः सिन्धवश्च गव्य नव्य दीर्घ: अहाच यन्तः (भवेयु,) अरुण्य (उषसः च) इष वर वर त।

१ बळ्हित्था, देवस्य दर्शत भर्गः तत यत सहसः अजनि, (अतः एव अत्र तत्) वपुषे धायि। यत्र मे मतिः ई उप इरते साधते च, अतः ऋतस्य धनाः सगुतः अनयन्त।

२ पृक्षः सः नित्यः पितुमांश्च (अयं अग्नि; प्राणिना) वपु आशय, (अस्य) द्वितीय रूप सप्तशिवासु मातृषु 'आ अस्य वृषभस्य तृतीय (अभीप्सितानां) दोहसे, (अतः) योषणः दशप्रमतिं मगु जनयन्त।

જ્યારે અતિ વિશાળ એવા (આકાશરૂપ) શરીરના મૂલ પ્રદેશથી મહાત્માઓએ અથવ જ્ઞાન સંપન્ન રૂષીઓએ પોતાના સામર્થ્યથી એને બહાર પ્રગટ કર્યો, અને મધુર રસની આહુતી આપવામાટે પુરાતનકાળે તે ગુપ્ત રૂપમાં રહ્યો છતાપણ માતારિશ્વાએ મંથન કરી જ્યારે તેને બહાર કાઢયો, ૩

જ્યારે તેને પગતપર પિતાપાસેથી નીચે લાંબી આજુબાજુ ફેરવે છે, ત્યારે સામર્થ્યવર્ધક આહુતીમાંથી અને સમિધાઓની લતામાંથી તે વિલક્ષણ તેજથી એકદમ પ્રજ્વલિત થાય છે. અને તેને પ્રકટ કરવાનો યોગ બન્ને જણ ઘડી લાવે છે માટે તે અતિ પવિત્ર અગ્નિ પોતાના પ્રખર તેજથી અત્યંત તરૂણ એવોજ પ્રાદુર્ભૂત યાય છે. ૪

પછી તે પવિત્ર (અગ્નિ) માતૃસમૂહમાં તાબડતોબ પ્રવેશ કરી નિષ્પ્રતિબંધ રીતે અતિશય વૃધ્ધિંગત થાય છે, અને તેઓપૈકી જે તેનો વિસ્તાર વૃધ્ધિંગત કરવાને પ્રથમ કારણભૂત થયાં હોય છે તેઓમાંથી પ્રથમ પ્રજ્વલિત થઈ પછી નવા અને કનિષ્ઠ સમૂહમાં વેગથી સંચાર કરે છે. ૫ (૮)

અર્થાત્ પ્રાતર્યજ્ઞની વખતે (રૂત્વિજ) તેનેજ પોતાનો આચાર્ય માને છે, અને તેજ પોતાનો ભાગ્યદાતા એવી શ્રધ્ધા રાખી તે પ્રીત્યર્થ આહુતીઓથી પૂર્ણપણે હવન કરી તેને પ્રસન્ન કરી લે છે. પછી પોતાના પ્રજ્ઞા પ્રભાવથી અને અદભૂત સામર્થ્યથી સર્વની સ્તુતિને પાત્ર થયલો અને સર્વ વિશ્વને જેનો આધાર છે એવો અગ્નિ સુપ્રસન્ન થઈ, ભક્તજનોના સ્તવનો સાંભળવામાટે અને તેમના સોમરસનો આસ્વાદ લેવામાટે દેવતાઓને સાથે લઇ આવે છે. ૬

આ અત્યંત પૂજ્ય અગ્નિ પવનને લીધે ક્ષુબ્ધ થવાથી સ્તુતીને ન ગણકારનાર એક ચતુર ઉસ્તાદ પંડિત માફક (પોતાના માર્ગે) જ્યારે અનિવાર થઈ સીધો જાય છે અને સર્વ પાતકોનું ભસ્મ કરી નાખે છે, જેની બન્ને પાંખો કૃષ્ણવર્ણજ હોય છે. તો પણ જે શુધ્ધ સ્થાનમાંજ પ્રકટ થાય છે અને જેની (કૃપના) માર્ગ વિધવિધ પ્રકારના છે, એવો આ અગ્નિ જ્યારે જાય છે, ત્યારે માર્ગમાં અંતરિક્ષમાંથી ઉપર ચડતો ચડતો જાય છે. ૭

---

३ यत् महिषस्य वर्पस. बुध्नात् ईशानासः सुरयः ईं शवसा कन्त । यत्र मध्व आयवे प्रदिव गुह सन्तम् मातरिश्वा ईम् अनु मथायति ।

४ यत् परमात् पित्रु प्रपरिणीयते (तदा) पृक्षुध वीरुध. दक्षु आरोहति । यत् यत् अस्य जनुषः उभाः इन्वतः आदित् शुचि असौ घृणा यविष्ठः (प्रादुः) अभवत् ।

५ आदित् स. मातॄः आ विशत्, यासु आ, असौ शुचि. अहिंस्यमानः सन् उर्विया वि वर्धे । यत् पूर्व-सनासु अनु अरुहत्, (तत) नव्यसीषु अवरासु धावते ।

६ आदित् च त दिविक्षिषु होतारं वृणते, भगमिव (हव्यं) त पपृचानासः ऋञ्जते । यत् क्रत्वा मज्मना च पुरुष्टुत विश्वधा असौ दास (श्रोतु) धायसेच दवान् मर्त वेति ।

७ यत् (अय) वजतः वातचोदितः सन् जरणा अनाकृतं व्हार वस्त्र न म्यस्यात् तदा (एनांसि) धक्षुषः, कृष्णव्रदसः, भ्राष्मन वस्य पतन् रजः आ (गच्छति) ।

યંત્ર સામર્થ્યથી ચલાવેલા અને સજીને તૈયાર કરેલા એકાદ વાહનમાં બેસવા પ્રમાણે તે પોતાના આરક્ત પરિવારસહ સિધ્ધ થઈ આકાશ લોકમાં સંચાર કરે છે. હે અગ્નિ તારૂં દહન કર્મ જ્યારે સપાટાબંધ ચાલુ હોય છે ત્યારે કૃષ્ણવર્ણ ધૂમાડાના ગોટે ગોટા ઉપર આવતા હોય છે, અને પ્રતાપી શૂરને (ડરવું) તેપ્રમાણે પક્ષિગણ તારા પ્રખર કોપથી ડરી દર્શાદશામાં નાખી જાય છે. ૮

હે અગ્નિદેવ, તમારીજ દ્વારાએ વરૂણ (પોતાના) ધર્મનીતિ નિયમનું પાલન કરાવે છે અને મિત્ર તથા અર્યમા, હે ઉદારથી દેવ, (પાતકીઓને) શાસન કરે છે, તૂં હવે સર્વ—વ્યાપક રૂપમાં પ્રકટ થયો છે; અને પૈડાની ધરી જેમ સર્વ આરાને પોતપોતાને ઠેકાણે દાબી રાખે છે તેપ્રમાણે પોતાના પ્રજ્ઞાબલથી સર્વને સર્વપ્રકારે સંભાળે છે. ૯

હે અગ્નિદેવ, તૂં સર્વકાળ પૂરજુવાનીના જુસ્સામાં હોય છે અને સ્તવનપૂર્વક સોમરસ અર્પણ કરનારા ભક્તાને ઇચ્છિત રત્ન—સંપાત્ત અને દેવભજન બુધ્ધિ એમ બેઉ આપે છે. તૂં પ્રત્યક્ષ સામર્થ્યનીજ તારૂણ્યદશાની મૂર્તિ છે, તો હે મહાવૈભવસંપન્ન અગ્નિદેવ, સ્તુતિપાત્ર તને અમારો ભાગ્યદાતા સમજી અમારા સર્વ ઉદ્યોગોમાં આરંભે તારૂંજ સ્મરણ કરીએ છીએ. ૧૦

હે અગ્નિદેવ. પોતાનો પૂર્ણ અને સત્કાર્યમાં વ્યય કરવા જેટલું ઐશ્વર્ય અને બલવત્તર દેવ આ બાબતો જેપ્રમાણે (તેં અમોને આપી) તેપ્રમાણે સર્વ સહન કરવાનું સામર્થ્ય પણ અમને ભરપૂર આપ. (ઘોડાની) લગામ પકડી તેને કબ્જામાં રાખે છે તેપ્રમાણે આ અગ્નિ સેહજ લીલાથી (દૈવી અને માનવી) જન્મો ઉપર પોતાનું પ્રભુત્વ ચલાવે છે, અને સદ્ધર્મ વિહિત યજ્ઞો યજ્ઞપ્રસંગે દેવોપ્રીત્યર્થ સ્તવન કરવાની સ્ફૂર્તિ પણ તેજ સત્કૃત્યશીલ (દેવ) આપે છે. ૧૧

અત્યંત દૈદિપ્યમાન સર્વ (વસ્તુ) તાત્કાળ વ્યાપી નાખનાર અને આનંદરૂપ એવો આ યજ્ઞ સંપાદક અગ્નિ તેજોમય રથમાં બેસી જાય છે તે આવજો. અવિદ્યા રહિત અગ્નિ અંકુશ પ્રેરણાથી અમોને અભિષ્ટ સુખતરફ—સ્પૃહણીય આનંદ તરફ લઈ જાય એમ થાઓ. ૧૨

---

८ शिक्वभिः यातः कृतः च रथः न अरुषेभिः अङ्गेभिः द्या इयत । आत् अस्य त्ववक्षि, ते कृष्णासः सुरय (उद्गच्छन्ति), शूरस्य त्वेषयात् इव वयः इयते ।

९ हे अग्ने त्वया हि वरुणः धृतव्रतः, मित्रः अर्यमाच सुदानव- (देवाश्च) शाशद्रे । यत् सीम् अनु विश्वग विभुः अजायथाः नेमिः अरान् न परिभू (असि)।

१० हे अग्ने यविष्ठ त्व शशमानाय सुन्वते रत्न देवतातिं च इन्वसि । हे सहसः युवन् हे महिरत्न नव्य त त्वा वय भग न नुचक्रे धीमहि ।

११ हे अग्ने, दमूनसम् स्वर्ध रयिम् न दक्ष च भग न त्व अस्मे धर्णसिं पपृचासि । (अश्वस्य) रश्मीन् इव यः उभे जन्मनी यमति यः सुक्रतु. क्रते आ देवानाम् च शस (प्रयति)।

१२ उत द्युमत्मा जीराश्वः मद्रः चन्द्ररथः होता (अय अग्निः) न शृणवत् । यः अग्निः अमूरः नेषतम. वाम सुवित यस्यः अच्छ नः नेषत् ।

વિલક્ષણ પ્રભાવ વાળા સ્તોત્ર ગાયનોથી અગ્નિનું સ્તવન કરેલું છે, વિશ્વનું સામ્રાજ્ય ભોગવવામાટે આ તદ્દન યોગ્ય છે, માટેજ આ સર્વમાં અગ્રેસર ઠરેલો છે. તો અમારા દાતૃત્વશાલી યજમાન અને અમે એવા સર્વજણોએ, સૂર્ય જે પ્રમાણે હિમજાલાનો ઉચ્છેદ કરી વૃદ્ધિંગત થાય છે તેમ અધર્મનું ઉન્મૂલન કરી અત્યંત વૃદ્ધિંગત થાવ. ૧૩(૯)

## સૂક્ત ૧૪૨.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

હે અગ્નિ, તું પ્રદીપ્ત થયો છે. તો આહુતી આપવા ઉદ્યુક્ત થયેલા યજમાન તરફ પોતાના દેવતાઓને લઇ આવ અને પુરાતન ( યજ્ઞધર્મની ) આ અમારી પરંપરા સોમરસ કાઢી અર્પણ કરનાર ભક્ત જનોમાટે યથા વિધિ કર. ૧

હે સ્વયંભૂ અગ્નિદેવ, તારૂં સ્તવન કરી હવિ અર્પણ કરનાર મારા સરખા ભક્ત જનોનો ( જે ) યજ્ઞ તું સન્નિધ રહી યથાવિધિ પાર પાડે છે, તેમાં અર્થાત ઘૃતની અને મધુર મધની કદી પણ મણા રહેતી નથી. ૨

આ નરાશંસ એટલે સર્વજન સ્તુતી યોગ્ય એવો અગ્નિ, પોતે પવિત્ર, ઇતરોને પાવન કરનારો અને આશ્ચર્યચકિત કરનારો છે. તે દ્યુલોકમાંથી આવી ( અમારા ) યજ્ઞ મધુરસથી પૂર્ણ કરે છે તે સર્વ દેવતાઓમાં અત્યંત પૂજ્ય છે. ૩

હે અગ્નિ દેવ, અમારા સ્તવનોથી તું પ્રસન્ન થયો છે, માટે અત્યંત ઉજ્વલ યશસ્વી ઈન્દ્રને અહિં લઈ આવ. તું મધુર ભાષણી છે, અને મારૂં સ્તોત્ર તારી પ્રીત્યર્થજ હું ગાઇ દેખાડું છું. ४

---

१३ (अयं) अग्नि साम्राज्याय प्रतर दधानः अग्निः शिमीवद्भि. अर्कैः अस्तावि । अमी ये च मघवानः ( यजमानाः ) वय च ते मिह न सूरः अति निष्टतन्युः ।

१ हे अग्ने समिद्धः अघ यतस्रुचे ( यजमानाय ) देवान् आ वह, सुत सोमाय दाशुषे पूर्व्यं तन्तु तनुष्व ।

२ हे तनूनपात्, त्व मावत विप्रस्य, शशमानस्य दाशुषः घृतवन्त मधुमन्त यज्ञ उप मासि ।

३ शुचिः पावकः अद्भुतः देवेषु यज्ञियः देवः नराशंसः त्रिरा दिवाः ( नः ) यज्ञ मध्वा मिमिक्षति ।

४ हे अग्ने ईळितः त्व हि चित्र प्रिय इन्द्र इहा वह, हे सुजिह्व इय मम मतिः त्वां अच्छ वच्यते ।

આ અધ્વર યજ્ઞમાં ૠત્વિજ : કુશાસન પાથરી હાથમાં સુચા લઈ આહુતી આપવા તૈયાર છે, અને હું પણ ઇન્દ્રમાટે, તે વિશ્વવ્યાપક દેવને શોભે એવું વિસ્તૃત આસન સુશોભિત કરૂં છું. ૫

દેવતાઓને અંદર પ્રવેશ કરવા માટે યજ્ઞ શાલાનાં પવિત્ર મહાદ્વારો ઉઘડો. આ દુષ્ટોના સ્પર્શથી કલંકીત થતાં સનાતન ધર્મને વૃધ્ધિંગત કરનારાં અને સર્વને અત્યંત પ્રિય છે. ૬

સર્વેએ આનંદથી જેનો સત્કાર કરવો, જેઓ પરસ્પર સાથે તદન સંલગ્ન થએલા હોઈ પોતાના સૌન્દર્યવડે બહુજ મોહક દેખાય છે એવી રાત્ર અને ઉષારૂપ દેવતાઓ એટલે સત્યધર્મની (જાણે કે) માતા જ, તેઓ પ્રસન્નાન્તઃકરણથી કુશાસન ઉપર આવી બેસે. ૭

મધુર ભાષી, ( ભગવંતનું ) અત્યંત પ્રેમથી સ્તવન કરનાર કવિઓ જેવા બન્ને દિવ્ય ૠત્વિજ આ અમારો યજ્ઞ સર્વ અર્થપ્રદ અને સ્વર્ગસ્થ ( દેવતા ) સુધી પણ પહોચનાર યજ્ઞ, યથા સાંગપાર પાડે. ૮

શુધ્ધ ચારિત્ર્ય અને દેવતાઓમાં તેમજ મરૂત્ ગણુમાં પણ ( પૂજ્ય ) હોનારી હોત્રા ભારતી, ઈળા, અને પરમશ્રેષ્ટ સરસ્વતી એવી સર્વ વંદ્ય દેવતાઓ આસનો ઉપર પોતાની મેળે આવી બેસો. ૯

અમારી ઉપર કૃપા કરનાર ત્વષ્ટાદેવ ( યજ્ઞ મંડપમાં ) નાભિ ઉપર એટલે ઉત્તર વેદી ઉપર આરૂઢ થઈ અમારે ઠેકાણે અતિશય ઓજસ્વી અને સહાજીકપણે અતિશય વિપુલ એવું જે આશ્ચર્યકારક વીર્ય છે તેની એવી યોજના કરો કે તેથી કરીને અમે સમર્થ થઈ અમારો ઉત્કર્ષ થાય. ૧૦

---

५ द्वव्ध्वरे यज्ञे यतस्रुचः बर्हिः स्तृणानासः ( ऋत्विजः ) इन्द्राय देवव्यचस्तमम् सप्रथः शर्म वृञ्जे ।

६ ऋतावृधः मही पावकाः पुरुस्पृहः द्वार देवीः असश्चतः च देवेभ्य प्रयै विश्रयन्ताम् ।

७ भन्दमाने उपाके सुपेशसा ऋतस्य यह्वी मातरा नक्तोषसा बर्हिः सुमत् आसीदताम् ।

८ मन्द्रजिह्वा जुगुर्वणी कवी दैव्या होतारा, अद्य नः इम दिविस्पृश सिध्र यज्ञ यक्षताम् ।

९ शुचिः देवेषु मरुत्सु च अर्पिता होत्रा ( तथा च ) भारती इळा मही सरस्वती ( एताः ) यज्ञिया द य बर्हिः सीदन्तु ।

१० अस्मयुः त्वष्टा ( वृषि दा ) नाभा ( स्थितः सन् ) पोषाय राये च तत् अद्भुत तुरीय नः पुरु वा ?र पुरुत्मना वि ष्यतु ।

હે વૃક્ષરાજ અહિં આવ અને સ્વતઃ હવિ અર્પણ કરી દેવોનું યજન કર. પરમ બુદ્ધિમાન અગ્નિ પણ દેવતાઓમાં જેનો હવિભાગ તેને આપે છે. ૧૧

પૂષા અને મરુત પણ જેના અંકિત છે, જે વિશ્વાધીશ અને સર્વત્ર ગતિ વાળા વાયુ (નો પણ જે આત્મા) છે, જે ગાયત્ર ગાયનને વિષે સ્ફૂર્તિ આપે છે, તે ઇન્દ્રને (હે ઋત્વિજો) સ્વાહા ઉચ્ચાર કરી હવિ અર્પણ કરો. ૧૨

સ્વાહા શબ્દ ઉચ્ચારી આ સર્વે હવ્યો અર્પણ કરી છે તો તેમનો સ્વીકાર કરવા આવ, હે ઇન્દ્ર જરૂર આવ જે ! આ અધ્વર યજ્ઞ માટે (આ ઋત્વિજ) તને બોલાવે છે. ૧૩ (૧૧)

## સૂક્ત ૧૪૩.

॥ ऋषि-दीर्घतमा । देवता-अग्नि ॥

જે હમેશાં ફલદ્રુપ જ થાય છે એવું મારૂં ધ્યાન હવે હું અગ્નિને ઠેકાણે લગાડું છું, અને મારા મનોહર અને શબ્દથી વ્યક્ત કરેલા વિચાર પણ અમને ધૈર્યબલ આપનાર તે અગ્નિ, કે જે પ્રાદુર્ભૂત થયો છે, તે લોકપ્રિય અગ્નિ યજ્ઞનો હોતા થઈ પોતાના દિવ્ય નિધીસાથે યજ્ઞ સમયે આવી પૃથ્વી (ઉપરની આ વેદી) ઉપર અધિષ્ઠિત થયો છે. ૧

અત્યુચ્ચ આકાશમાં આગ્નઃ પ્રકટ થતાંની સાથેજ માતરિશ્વાની પ્રથમ દૃષ્ટીએ પડ્યો, અને તે પોતાનાજ પ્રતાપબલથી અને પરાક્રમથી પ્રજ્વલિત થવાથી તેની દીપ્તીને લીધે પૃથ્વી અને આકાશ બન્ને છલોછલ ભરાઈ ગયાં. ૨

---

૧૧ हे वनस्पते त्मना (हव्यानि) अवसृजन् देवान् उप याहि । देवेषु मेधिरः देवः अग्निः (अपि स्वयं) हव्या सुषूदति ।

१२ पूषण्वते मरुत्वते विश्वदेवाय वायवे, गायत्रवेपसे इन्द्राय स्वाहा हव्यं कर्तन ।

१३ हे इन्द्र स्वाहाकृतानि (इमानि) हव्यानि वीतये उपागहि हे इन्द्र आगहि, हव च श्रुधि, (ऋत्विजः) त्वा अध्वरे हवन्ते ।

१ तव्यसीं धीतिं नव्यसीं वाचः मतिं च सहसः सूनवे अग्नये प्रभरे । यः अपां नपात् प्रियः च होता (अग्निः) ऋत्वियः वसुभिः सह पृथिव्यां न्यसीदत् ।

२ सः परमे व्योमन् जायमानः अग्निः (प्रथमं) मातरिश्वने आविरभवत् । अस्य क्रत्वा, मज्मना च समिधानस्य शोचिः द्यावा पृथिवी च अरोचयत् ।

એની જ્વાલા કદી પણ ખંગતી નથી અને હમેશ ધગધગતી હોય છે. અને આ ભવ્ય-સ્વરૂપ અગ્નિના કિરણ પણ ઘણા પ્રેક્ષણીય અને દૈદીપ્યમાન હોય છે. ચંડ કિરણ પ્રમાણે એની પણ તેજ લહેરીઓ ન થાકતાં અગર નિદ્રાવશ ન થતાં, રાત્રીના નિબિડ અંધઃકારને ભેદી નાખી ચોમેર પ્રસરે છે. ૩

સકલ ઐશ્વર્યનો સ્વામી અગ્નિને ભૃગુરૂષીએ ત્રિભુવનનું બલ ખર્ચ કરી ( સ્વર્ગમાંથી ) લાવી પૃથ્વીના મધ્યભાગ ઉપર ( વેદી ઉપર ) તેની સ્થાપના કરી. તે સ્વસ્થાન ઉપર વિરાજમાન થતાં તે અગ્નિને પોતાની સ્તુતીથી પોતીકો કર. કારણ વરૂણની પેઠે ( ભગવદ્રૂપ હોનારો ) આ પણ ( દૈવી ) સંપત્તિનો એકલોજ પ્રભુ છે. ૪

મેઘની ગર્જના, અથવા ( ધનુષ્યથી ) છૂટેલો બાણ અગર આકાશ માંહેલો ઉલ્કાપાત એ જેમ કોઇનાથી થોભી રખાય નહીં તેમ આ અગ્નિને કોઈ થોભી રાખવા ધારે તો તે શકય નથી. પોતાના તીક્ષ્ણ દંષ્ટ્રાઓ વડે ( સપાટામાં આવે તે સર્વ ) આ ખાઇ ભસ્મ કરી નાખે છે. અને એકાદ લઢવૈયા શત્રૂ ઉપર તૂટી પડે તે પ્રમાણે જંગલોના જંગલો ઘેરી ગડપ કરી નાખે છે. ૫

અમારૂં સ્તોત્ર ગાયન અગ્નિ મોટા કૌતુકથી વારંવાર મીઠું માની લેજો. આ ( દૈવી સંપત્તિનો ) ભંડારી, અમને તે સંપત્તી વારંવાર આપી અમારા મનોરથ પૂર્ણ કરો, આ પ્રેરક અમારા સુવિચાર અંગિકૃત કાર્યમાં ઉત્તમ રીતે ચાલે તેમ કરો; પવિત્રપણાની જાણેકે મૂર્તિજ એવા તે અગ્નિનું સ્તવન હું કરૂં છું તે આવા સ્ફૂર્તિજન્ય સ્તોત્રો વડેજ કરૂં છું. ૬

આગ્નની ઉજ્વલ કાંતી ઘૃતથી સુશોભિતજ જણાય છે. આ સત્યધર્મનો માર્ગદર્શક છે એટલે તમારે માટે પ્રેમાળ મિત્ર પ્રમાણે ઉદબોધન કરી ( જ્યારે ) એને ભક્તજન સુપ્રસન્ન કરે છે, ત્યારે પોતાના રોજના ભરઘોષથી પ્રદીપ્ત થઇ, સર્વ યજ્ઞમંડપમાં દિવ્યકાન્તિથી ચમકનાર એવો આ અગ્નિ અમારા નિષ્કલંક પ્રેમનું અતિશય કૌતુક કરે છે. ૭

---

३ अस्य ( ज्वालाः ) अजराः त्विषाःच, अस्य सुप्रतीकस्य भानवः सुसदृशः सुद्युतः, ( अस्य ) अग्नेः ( तेजांसि ) सिंधवः असमन्तः अजराः भात्वक्षिमः न अति अक्तुः रेजन्ते ।

४ य विश्ववेदस ( अग्निम् ) भृगवः ( त्रि ) भुवनस्य मज्मना पृथिव्यां नाभा एरिरे । त अग्नि स्वंदमे आ गीर्भि. हिनुहि ( यतः ) यः एकः ( एव ) वरुण.न वस्वः राजति ।

५ यः मरुतां स्वन इव सृष्टा सनेव, दिव्या अशनिः यथा ( वरायन तथा ) वराय न । सः अग्निः ( स्वैः ) तिग्मैः जम्भैः ( दंष्ट्राभिः ) अत्ति भर्ति च योधेव शत्रून् सः वना न्यृञ्जते ।

६ अग्नि नः उक्थस्य कुविन् वीः भूषन्, वसु.सः वसुभिः न काम कुविन् आनयन्, चोदः नः धियः [illegible] प्रचेता नुनुत्याः, शुचिप्रतीक त अनय धिया गृणे ।

७ घृतप्रतीक [illegible] अग्नि समिधान मित्रनवः ( अर्यं ) ऋप्रते । ( तदानीं ) इध्यानः अक्रः विदथेषु दीद्यत्, नः शुक्रवर्णां धिय उत् यसते ।

હે અગ્નિદેવ, તું ભક્તોની કદીપણ ઉપેક્ષા ન કરતાં પોતાના અમોઘ મંગલદાયક અને સુખકર ઉપાયોથી અમારૂં સંરક્ષણ કર. તારી યોજનાઓ એવી છે કે તેમાં કોઇપણ ઠેકાણે ન્યૂન કરીને જડશે નહી, અને શિવાય તેમાં કદીપણ ખૂટ પડતી નથી તો હે પરમ પૂજ્ય દેવ, એવી યોજનાઓથી અમારા સાડીયોનું સંરક્ષણ કર. ૮ (૧૨)

## સૂક્ત ૧૪૪

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

પોતાની (ઉપાસના) પ્રાવીણ્યતાના જોરમાં જે વખતે રૂત્વિજ આ અગ્નિની સેવા કરવા પ્રવૃત્ત થાય છે, ત્યારે તે પોતાના સર્વાંગ સુંદર ગાયનના આલાપ ખડા સૂરમાં કાઢે છે, ત સાથે અગ્નિપણ પ્રેમભરથી આહુતી આપવા માટે આગળ ધરેલી કડછી તરફ જમણી બાજુએ વળે છે. કારણ સર્વથી પહેલાં તેજ તેના આસનને ભીડી તેનું ચુંબન લે છે. ૧

સત્યધર્મના પ્રવાહોએ પણ પોતાના ઉદ્દગમસ્થાનમાં એટલે દેવના નિવાસસ્થાનમાં (પ્રથમથી) અગ્નિનો સત્કાર કર્યો. સ્વર્ગગાના અંકઉપર લીલાથી ક્રીડા કરતાં આ (અગ્નિરૂપ બાલક) ઈશ્વરી તેજનું પાન કર્યું. તેથીજ તેની હવે સર્વત્ર પ્રાર્થના થાય છે. ૨

એકજ ઉદ્દેશ સાધવામાટે બેઉજણ પરસ્પર આતુર થયેલા હોઈ બન્નેનો ઉત્સાહ સરખોજ હોવાથી અગ્નિનું તે અપૂર્વરૂપ પ્રકટ થવા માટે (બેઉજણ) પ્રયત્ન કરે છે; અર્થાત્ અમારા ભાગ્યનું નિધાન એજ એવી ભાવના રાખી અમે પણ આ અગ્નિની યાચના કરવી એ તદ્દન યોગ્ય છે, કારણ ઘોડાની લગામ હાથમાં હોવાપ્રમાણે અમારાં નશીબનાં સુત્રો એજ સુત્રધારના હાથમાં છે. ૩

જે અગ્નિની ઉપાસના બેઉજણ (રૂત્વિજ) એકજ ઘરમાં રહેનારા અને એકજ વેદીઉપર જોડ સરખાજ ઉત્સાહથી કરે છે; તે આ અગ્નિ દીવસે શું અને રાત્રે શું, હમેશાજ તરૂણ રહેનારો આ શુભ્ર તેજસ્વી અગ્નિ જુઓ કે અવતીર્ણ થયો છે. અને મનુષ્યજાતીના કેટલાએક યુગો થઇ જશે, પરંતુ આ કદીપણ જરાગ્રસ્ત થશે નહીં. ४

---

८ हे अग्ने त्व अप्रयुच्छन् अप्रयुच्छद्भिः शिवेभिः शर्मैः पायुभिः न. पाहि। (तथाच) हे इष्टे, अदब्धेभिः अदृपितेभिः अनिमिषद्भिः च (उपायैः) न जाः परि पाहि।

१ (यदा) होता मायया अस्य व्रतम् प्रेति (तदा) सः ऊर्ध्वो शुचिपेशस धिय दधानः। अग्निरपि, यानि स्रुचः दक्षिणावृतः क्रमते, याः (स्रुचः) अस्य धाम प्रथम निंसते ह।

२ ऋतस्य दोहनाः योनौ (नाम) देवस्य सदने परिवृताः (अपि) ई अभ्यनूषत, यत् अपा उपस्थे विभृतः ... अवसत्। अथ स्वधाः अधयत्, याभिः ईयते सः।

३ समान अर्थ नियः पितरिनता (द्वौ) सवयसा ता (अद्भुत) वपुः युयुवत इव, आदीम् मः (नः) भगः न सम् आहव्यः वोळ्हुः न रश्मीन् सः सारथिः अन्न्त् (रश्मी) गम आनत।

४ यम् ईम् द्वा सनीळसा, समाने योना मिथुना सदयमा सपर्यतः। (स च) दिवा न नक्तम् युवा पलितः (अग्निः) अजनि, मनुष्या युगा पुरु चरन् अनि अजरः।

ધ્યાનયુક્ત સ્તોત્રોથી દશ વખત પ્રાર્થના કરૂ છું તે એનીજ અને અમે મર્ત્ય માનવ સરક્ષણાર્થ હાક મારીએ છીએ તો તે પણ આ ભગવતનેજ આ કમાનદાર એવા આકાશ માથી ઝપાટાબધ નીચે આવે છે અને પોતાનુ સ્વાગત કરનાર ભકતોને સાથે લઈ જગમા અપૂર્વ જ્ઞાનનો પ્રસાર કરે છે ૫

હે અગ્નિદેવ, આ આકાશમાના ભુવનોનો રાજા એક તૂજ એકાદ ગોપાલ ( જેમ ગાયોને વાળે છે) તેપ્રમાણે તૂ પોતે આ બન્ને લોકપર સત્તા ચલાવે છે (આકાશ અને પૃથ્વી) આ પૃથ્વી વગેરે ગોળ જો કે એવા પ્રચડ, શુભ્રવર્ણ, તેજપુજ નાશરહિત અને ભ્રમણશીલ છે, તો પણ આ અગ્નિના દુશાસનને માટે તે જેમ તેમજ પૂરતા હોય છે ૬

હે અગ્નિદેવ, તૂ પ્રસન્ન થઈ આ અમારા સ્તવનોથી આનદીત થા હે અગ્નિ તૂ આનદમય, સ્વતત્ર, સત્ધર્મ પ્રભવ અને પરમ પ્રજ્ઞ છે, તારૂ દર્શન થનાજ સર્વ દિશામાના ભક્ત સન્મુખજ થાય છે અને સર્વ સુમૃધ્ધિયુક્ત રાજદરબાર પ્રમાણે સર્વ દિશાઓમા તૂ ભકતોના સન્મુખ થાય છે ૭ (૧૩)

## સૂકત ૧૪૫

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

તેનેજ પૂછો આ જુઓ અગ્નિ અહીજ આવે છે તેને સર્વ વાતની ખબર હોય છે તે સર્વજ્ઞ છે તેનેજ મનાવાય છે, તેનીજ પ્રાર્થના થાય છે સર્વ શાસ્ત્રનિયમ એનેજ ઠેકાણે, સર્વ યજ્ઞ યાગપણ એનામાજ, પવિત્ર સામર્થ્યનો સર્વ પ્રતાપોનો અને પ્રતાપી પુરૂષોના પણ અધિપતિ તેજ છે ૧

કાઈ પૂછવુ હોય તો એનેજ પૂછે છે પરતુ ગમે તે માણસ એને પ્રશ્ન કરી શકે એમ નથી ફક્ત સાધુપુરૂષ તેના પોતાના મનમા જે વિચાર આવે તપ્રમાણે ( પોતનુ ) હૃદ્ગત તેને પૂછી શકે છે ને ( મહાત્મા ) અગ્નિએ કહેલા આગળ અને પાછળ એમ એકે એક શબ્દ ન ભૂલતા ધ્યાનમા રાખી ( અગ્નિનાજ ) મદ્બુદ્ધિને અનુસરી ચાલે છે ૨

---

५ तमीम् धीतय दश व्रिश हिन्वन्ति वय मर्तास ( इममेव ) देवम् ऊतय हवामहे । स प्रवत धनो अधि आ ऋण्वति, अभिव्रजन्ति थ नवा वयुना अ धत ।

६ हे अग्न त्वम् हि दिव्यस्य राजसि त्व पार्थिवस्य अपि पशुपा इव ( त्व ) त्मना ( एनान् लोकान् यम यसि ) त एत एनी बृहती, अभिधिया हिरण्ययी वक्री आव ( तव ) वर्हि ( कव कथम प ) आशात ।

७ अग्न जुषस्व इ मन्द, स्वधाव ऋतजात सुक्रतो तन् ( न ) वच प्रति हय । य ( त्वम् ) सदृशे विश्व मान् क्षय इव दाति रण्व विश्वत प्रत्यङ् असि ।

१ त पृच्छत स ( आ ) जगाम, स वद स चि कतान् स इषत स नु ईयत । तस्मिन् प्रदिश सन्ति तस्मिन् इष्टय, स वाजस्य शवस शुष्मिण पति ।

२ तमिन् पृच्छन्ति क्विनु न सिम , धीर स्तु स्वेनव मनसा यद् अग्रभीत तत विपृच्छति । अस्य च प्रथम वच न मृष्यत न च अपर, अदपित सन् ( [illegible] ) ।

(ઘૃતાહુતીથી ભરેલા) પળાઓ તેનીજ તરફ જાય છે; સ્ફૂર્તિજન્ય સ્તુતિસ્તોત્રોનું સ્થાન પણ તેજ અમે કરેલી સર્વ મનભાવણીઓ તેને કાને પડો. આ હરપ્રકારની પ્રાર્થનાઓનો સ્વીકાર કરનારો જયશાલી, યજ્ઞ યથાસાંગ પૂર્ણ કરનારો અને આ બાલરૂપ અગ્નિ પોતાના જોરનો ટુચકો પ્રકટ કરવા લાગ્યો છે. તેનું કૃપાછત્ર એવું પૂર્ણ છે કે તેમાં દોષ કાઢવો બિલકુલ અશક્ય છે. ૩

અગ્નિ પોતાનું સર્વ અંગ આટો પીલે છે. ત્યારે માત્ર તે આજુબાજુમાં (ધીમે ધીમે) સંચાર કરે છે. પરંતુ નવીન પ્રકટ થાય છે ત્યારે પોતાના પરિવાર સહવર્તમાન એકદમ ઝપાટાથી નિકળી જાય છે. પણ અગ્નિ પ્રકટ થયા બરાબર પ્રેમભરથી જ્યારે તેની સ્તુતિ કરીએ ત્યારે માત્ર પાસે આવી થાકેલા ભક્તજનોને આનંદ અને પ્રેમનો ઉછાળો આવે તે માટે તેમની પીઠ ઉપરથી હાથ ફેરવે છે. ૪

આ, મેઘોદકમાં અગર અરણ્યમાં હોય છે, તે વખતે એકાદ વન્ય શ્વાપદપ્રમાણે ઉગ્ર દેખાય છે ખરો પણ હવે (આકાશ અને પૃથ્વીઉપર વેદીના) ઉત્કૃષ્ટ પૃષ્ટભાગ ઉપર તેની સ્થાપના કરેલી છે, માણસને સધ્ધર્મનું જ્ઞાન તેણેજ પ્રથમ શીખવ્યું, કારણ તે સર્વજ્ઞ હોઈ પરમ ધર્મનો શાસ્તા અને સત્યની કેવળ મૂર્તીજ છે. ૫ (૧૪)

## સૂક્ત ૧૪૬.

॥ ऋषि—दीर्घतमा । देवता—अग्नि ॥

અગ્નિના મસ્તક ત્રણ (પ્રકારનાં) અને કિરણ સાત પ્રકારના હોઈ તેના સ્વરૂપમાં ન્યૂન કહેતાં જડવાનું નથી. તે (જગતના) માબાપની સન્નિધ બેઠેલો છે. એવા અગ્નિનું હું ગુણસંકીર્તન કરૂં છું જુઓ તેણે દેખાવમાં ચલ પણ વસ્તુતઃ અચલ એવા આકાશનો તેજોરૂપ અને વિસ્તીર્ણ પ્રદેશ કેવો સર્વ બાજુઓથી ભરી નાંખ્યો છે. ૧

વીર્યભરથી સ્ફુરણ પામનાર આ મહાન અગ્નિએ આકાશ અને પૃથ્વીએ બન્નેને ક્યારનાજ ઘેરી નાખ્યાં છે. જરારહિત અને ઉદારચરિત અગ્નિ અહીંથી પ્રસરતો પ્રસરતો (આકાશ સુધી) જઈ ભીડયો તેટલામાં તેની આરક્ત શિખા મેઘરૂપ ગાયની કાંસ ચાટવા લાગી. ૨

---

३ जुहः तमित गच्छन्ति, तम् अर्वतीः, मे विश्वानि वचांसि सः (एकः) शृणवत्। सः पुरु प्रैषः तनुदिः यज्ञसाधनः अच्छिद्रऊतिः शिशुं च रभः सना अदत्त।

४ यत समारत उपस्थाय चराति (किंतु) सद्यः जातः सन् युज्येभिः तत्सार । यत् ईम् अपिहितम् उशतीः (स्तुतयः) गच्छन्ति (तदानीमव) श्रान्तम् (भक्त) नान्व मुदेच आभ मृशत।

५ सः अप्य वनर्गुः (वा) मृगः ईम्, (किंतु अधुना) उपमस्या त्वचि उप नि धायि । मार्वेभ्यः वयुना अग्निः (एव) व्यब्रवीत (सः) हि विद्वान् ऋतचित् सत्य.च।

१ त्रिमूर्धानं, सप्तरश्मिं, अनूनम्, पित्रोः उपस्थे निषत्तम् अग्निम् गृणीषे । (पुनश्च) अस्य चरतोपि ध्रुवस्य दिवः विश्वा रोचना आपप्रिवांसम् (गृणीषे)।

२ अय उक्षा महान् एने (द्यावापृथिव्यौ) अभि ववक्ष, अजरः ऋत्व इव ऊर्तः तस्थौ। (यदा) ऊर्व्याः सानौ पद नि दधाते (तदानीमेव) अस्य अरुषाः (दीप्तयः) ऊधः रिहन्ति।

તે બન્ને મનોહર ગાયો પોતાના બચ્ચાને ચક્રાઓ નાખતાં નાખતાં એક પછી એક એમ નિકળી જાય છે અને જતાં જતાં તેનો માર્ગ નિષ્કંટક કરી મૂકે છે કારણ તેમનું એકંદર લક્ષ (તેમના બચ્ચા તરફ) તે સર્વ શ્રેષ્ઠ (અગ્નિતરફ) લાગેલું હોય છે. ૩

જ્ઞાતા રૂષિઓ અગ્નિને તેના સ્વસ્થાન તરફ લઈ જાય છે અને ત્યાં ખરા જીગરથી યોજેલી હર તરેહની યુક્તિ પ્રયુક્તિઓથી તે જરારહિત અગ્નિને ત્યાંજ રાખી લે છે. તેથી ઉત્કંઠાથી સેવા કરનાર તે રૂષિવર્યોએ આકાશરૂપ સાગર તરફ દૃષ્ટિ નાખતાંની સાથેજ આ રૂષિઓને લીધે મર્ત્યજનો માટે સૂર્ય પ્રકટ થયો. ૪

કોઈપણ ઠેકાણે દર્શન લેવા યોગ્ય એવો કોઈ હોય તો તે આજ વિભૂતી છે. સર્વ નાના મોટાંઓએ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત્યર્થ સ્તવન કરી આનેજ પ્રસન્ન કરવો જોઇએ; કારણ આ સર્વ રક્ષક મહોદાર, સર્વને દર્શન આપનાર એવો અગ્નિ આ સર્વ જીવોનો પિતા થાય. ૫ (૧૫)

### સૂક્ત ૧૪૭.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

હે અગ્નિદેવ, (પુણ્યપ્રભાવથી) તેજઃપુંજ, અને તું પરમાત્મા એટલે, તને અંતઃકરણપૂર્વક ભજનાર એવા ભક્તજનો તારી સેવા યજ્ઞવડે કેમ કરે છે તે કૃપા કરી અમને કહે; એટલે તેવડે પુત્રપૌત્ર એમ બન્ને (અમને) આપનારા દેવો અમારા ધર્માં ચરણથી સંતુષ્ટ થશે. ૧

અત્યંત તરુણ અગ્નિદેવ, હે સ્વતંત્ર, આ મારૂં સ્તોત્ર કૃપા કરી સાંભળ; તેમાં ઔદાર્યનું વર્ણન કરેલું હોઈ નિન્દા કરેયા સ્તુતિ કરે પણ હે અગ્નિ, હું તો તારો સેવક, તું જે સર્વ વંદ્ય દેવ તે તારી આગળ નમ્ર થઇશજ. ૨

---

३ शुचिं धेनू सामन वत्स अभिसचरन्ती विचरतः । (किन्तु अस्य) अध्वनः अनपवृज्यान् मिमाने, (यत.) विश्वान् केतान् महः अधि दधाने ।

४ धीरासः कवयः, नानाहृदा अजुर्यम् (हृदि) रक्षमाणाः पदं नयन्ति । (अनु) सिषासन्तश्च ते सिंधुं पर्यं पश्यन्त, (ततः) एभ्यः (कविभ्यः) नृन सूर्यः आविः अभवत् ।

५ परि क्षासु दिदृक्षेण्य. (अय) जेन्यः (अग्निः,) महः अर्भाय जीवसे ईळेन्यश्च । यत् अह एभ्यः गर्भेभ्यः (अय) पुरुत्रा मघवा विश्वदर्शतः सूः अभवत् ।

१ हे अग्ने (पुरातन) द्युचद्रत, ते आयोः अनुपाख्याः (भक्ताः) त्वां वाजेभिः कथा ददाशुः (तत्र) तत् देवाः, उभे ते तनये (आत्मासु) दधानाः ऋतस्य धामन् रणयन्ते ।

२ हे यविष्ठ, स्वधावः (अग्ने) अस्य मे महिरस्य प्रभृतस्य वचनः बोध । त्व पीयति, त्वः अनु गृणाति, (परन्तु) हे अग्ने ते वन्दारुः अहं (ते) तन्वं वन्दे ।

તારા આજ્ઞાંકિત સેવકોએ તે મમતાના અંધ પુત્રને જોતાંજ તેનું તે દુઃખમાંથી રક્ષણ કર્યું. હે પરમ બુદ્ધિમાન સર્વજ્ઞ ભગવંત, તે ભક્તોનું તેં આવી રીતે રક્ષણ કર્યું માટે, મનમાં નુકસાન કરવાનું હોવા છતાં પણ શત્રુઓ (તે ભક્ત જનોનું) કાંઈ પણ નુકસાન કરી શક્યા નહી. ૩

હે અગ્નિ જે કોઈ નીચ માણસ પોતે ભક્તિ કરતો નથી એટલુંજ નહી પણ (સજ્જનોને માત્ર) જે ઈર્ષાની દૃષ્ટિથી જુવે છે, અને કપટ કરી અમને ફસાવવાનો ઘાટ ઉલટો એનાજ ગળામાં આવી પડે છે અને તેના શાપ કકળાટથી તેનો પોતાનોજ નિ:પાત થાય છે. ૪

તેમજ હે પરમપ્રતાપી અગ્નિદેવ તારૂં સ્તવન સર્વત્ર થાય છે. માટે જાણી જોઈ બીજાનો કપટથી ઘાત કરવાજનાર માણસના તડાકામાંથી તું તારા ગુણસંકીર્તન કરનાર ભક્તોનો બચાવ કર અને અમારા ઉપર અનર્થ આવી પડ્યો એમ થવા દઈશ નહિં. ૫ (૧૬)

## સૂક્ત ૧૪૮.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

જે યજ્ઞનો આચાર્ય, સર્વ પ્રકારના સ્વરૂપો ધારણ કરનાર, સર્વ દેવતાઓનું મૂર્ત સ્વરૂપ છે, એવા અગ્નિને જ્યારે સ્વાધિન ચિત્ત એવા માતરિશ્વાએ પ્રકટ કીધો ત્યારથી દેદીપ્યમાન સૂર્યપ્રમાણે આની પણ એક અદ્વિતીય અને તેજસ્વી વિભૂતી તરીકે મનુષ્યલોકમાં સ્થાપના થઈ. ૧

જે ખરેખરા ભાક્તાભાવથી (દેવની) પ્રાર્થના કરે છે, તેની હાની કોઈ પણ કદી કરી શકતો નથી. અગ્નિને આવા પ્રકારની પ્રાર્થના મનઃપૂર્વક ભાવે છે તેથીજ મારૂં બખતર બની તે (મારૂં) રક્ષણ કરે છે. લોકોને ધર્મરત ભક્તોના સત્કર્મ, સેવા ઇત્યાદિ સર્વ કંઈ પ્રિયજ હોય છે. ૨

---

३ हे अग्ने ते (तव) पायव. ये मामतेय अव पश्यतः (त) दुरितात् अरक्षन्। हे सुकतो विश्ववेदाः ता (भक्तान्) ररक्ष (अतः) रिपवः दिप्सन्तः इत् अपि न अह देभुः।

४ हे अग्ने, यः अपायुः (स्वय) अररिवान् अरातिवा च द्वयन (नः) मर्चयति, । (अस्य) सः मन्त्रः पुन. अस्य (एव) गुरुः अस्तु, सः च दुरुक्तैः तन्वम् अनु मृ.ीष्ट।

५ उतवा हे सहस्य अग्ने, यः (कोपि) मर्तः प्रविद्वान् मन द्वयेन मर्चयति। अतः हे स्तवमान अग्ने, स्तुवन्तम् पाहि, नः दुरिताय माकिः धाचीः।

१ मद् इम् होतार, विश्वाप्सु. विश्वदेव्यम् (अग्निम्) विः मातरिश्वा मथीत्। (तत्) यं रः (सूर्य) न चित्र दिव्यम (देवाः) मनुष्यानु विशु दधुः।

२ नम् दमनम् (कवि) न ?? ददनन्त, तस्य (मन्मन.) चाकन् अग्नि. मम वरूथम्। (लोका) ?? रम मत उपत्ततिम् कम विश्वानि तुरन्त।

પૂજ્ય ઋષિજનોને અગ્નિ તેમના શાશ્વત સ્થાનમાંજ જડ્યા પછી મોટા ગૌરવથી તેમણે તેની ( વેદીઉપર ) સ્થાપના કરી. પછી તેને આદરથી તેઓ યજ્ઞમાં લઈ ગયા, પરંતુ રથને જોડેલા અશ્વપ્રમાણે તેઓ તેને ઝપાટાબંધ લઈ ગયા. ૩

અગ્નિ, એ અઘટિત ચમત્કાર ઘડાવી લાવે છે, ( પરંતુ તેજપ્રમાણે ) સેંકડો પદાર્થ પોતાની ઘટ નીચે ઘાલી છૂંદી પણ નાખે છે. અને લોકોની આંખો દીપાવી નાખી સર્વ જંગલ પ્રજ્વલીત કરે છે. આવી સ્થિતીમાં પવન જેમ એકાદ ધનુર્ધરે છોડેલા બાણને સહાયભૂત થાય છે તેપ્રમાણે રોજ અગ્નિની જ્વાલાને અનુકુલજ કુંકાય છે. ૪

અગ્નિ ગર્ભાવસ્થામાં હોય તો પણ તેને કોઈપિણ અત્યાચારી પાતકી ઉપસર્ગ આપી શકતો નથી. તે પ્રકટ થયા પછી તેના જાજવલ્ય તેજથી તેઓ આંધળા બની તેમને દેખાય નહીં એમ થાય છે; પછી અર્થાત્ તેઓ ઉપદ્રવ કરી શકતા નથી. પણ નિરંતર ઉપાસનાનિષ્ઠ ભક્તજન માત્ર તેને ( અંતઃકરણમાં ) જાળવી રાખે છે. ૫ (૧૭)

## સૂક્ત ૧૪૯.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

આ જુઓ દિવ્ય સંપત્તિનો ઉદાર અધિપતિ, રાજાઓનો પણ રાજા પવિત્ર નિધિના સ્થાન તરફ અહીંજ આવે છે. ત્યારે હવે તેનું આગમન થાય છે, એટલામાં આ સોમ પ્રસ્તર તેની સેવામાં હાજર થાઓ. ૧

આ અગ્નિ આ ( ભૂત ઉપરના ) લોકોનો અને તેમજ અંતરાળમાંના ભુવનોનો પોતાની કીર્તિવડે ધૂરીણ થઈ ગાજે છે. જેના કીરણરૂપ સૃષ્ટિનું પાન યચ્ચાવત્ જીવ નિરંતર કરે છે એવો આ અગ્નિ આગળ આવી પોતાના આસનઉપર આરોહણ કરે છે. ૨

---

३ यम् ( अग्निम् ) यज्ञिनासः ( भक्ताः ) नित्ये चित् नु सदने जगृभ्रे, ( ततः एनम् ) प्रशस्तिभिः दधिरे। पश्चात्) रथ्य. अश्वासः न ररहाणाः त गृभयन्त. इष्टौ प्र सु नयन्त ।

४ ( अय ) दस्मः पुरूणि जम्भैः निरिणाति, आत् विभावा वने आरोचते । आत् विभावा वने आरोचते आत् ( इत् ) वातः अनु यून् अस्य शोचिः अनु वाति, अस्तुः असनां शर्याम् न ।

५ यम् गर्भे सन्तम् अपि न रिपवः न रिपण्यवः ( नापि ) रेपणाः रेपयन्ति । ते ( अस्य ) अभिख्या .पा. अपश्याः ( सन्त. ) न दभन्, ( परन्च ) नित्यासः प्रेतारः ( स्वान्तः ) ईम् अरक्षन् ।

१ ( अय ) सः महः रायः पतिः दन् इन. इनस्य वसुनः पदे आ आ ईषते । ध्रजन्तम् ( एतम् ) अद्रयः उप विभन् इ।

२ सः ( अय ) यः नरां न रोदस्योः श्रवोभिः वृषा, जीवपीतसर्ग,च । यः प्र ससाणः योनौ शिश्रीत।

જેણે નાર્મિણીના કિલ્લેબંધ શહેર ઉપર ઉજ્વલ પ્રકાશ પાડયો તે આ મહાજ્ઞાની (અગ્નિ) આકાશ ગજાવનાર જાણે એક ચપલ અશ્વજ અને સૂર્યના જેવો તેજઃપુંજ અગ્નિ, આત્મશક્તિથી સો ગણો ભરી રહ્યો છે. ૩

બે ઠેકાણે પ્રગટ થનારો અને ત્રણ દિવ્યલોક અને સર્વ અંતરાળ પ્રકાશથી છલોછલ ભરી નાખનારો આ અત્યંત પૂજ્ય આચાર્ય સ્વર્ગંગાના વસતિસ્થાનમાં વાસ કરે છે. ૪

તે આ અગ્નિ બન્ને ઠેકાણે પ્રકટ થનાર યજ્ઞનો આચાર્ય છે. ખરી ભક્તિથી પ્રેરિત થઈ, જે જે ભક્ત એને હવિર્ભાગ અર્પણ કરે છે તેને તેને આ અગ્નિ અત્યુત્કૃષ્ટ સંપત્તિ અને જગત્વિખ્યાત સત્કીર્તિનો લાભ કરી આપે છે. ૫ (૧૮)

## સૂક્ત ૧૫૦.

॥ ऋषि–दीर्घतमा । देवता–अग्नि ॥

અગ્નિદેવ, હું તારીપાસે પુષ્કળ માગીશજ, કારણ હું તારો અનન્ય ભક્ત અને તને મોટો એમ સમજી તારા કૃપાછત્ર તળે રહ્યા એટલે અત્યંત મોટા સત્કર્મ પ્રવર્તકના છત્ર નીચે રહ્યા પ્રમાણેજ છે. ૧

માટે કૃપા કર અને જે નાસ્તિક, ધનાઢ્ય હોવા છતાં પણ યજ્ઞ ન કરનાર, અને દેવ પરાઙ્મુખ છે, એવો માણસ ગમે તેટલો આક્રોશ કરે તો પણ તે તરફ જરા પણ લક્ષ ન આપ. ૨

હે જ્ઞાનરૂપ, તારો ભક્ત (ચંદ્રપ્રમાણે) આલ્હાદદાયક અને સ્વર્ગ લોકના શ્રેષ્ઠ પુરૂષોમાં પણ ઉત્કર્ષને પાત્ર હોય છે. તો હે અગ્નિ, અમે તારા ભક્તોપણ એમજ સર્વ લોકોમાં વરિષ્ઠ થઇએ એમ કર. ૩ (૭૯)

---

३ यः नार्मिणीनाम् पुरम् अदीदेत् (सोय) कवि, (अग्नि.) नभन्यः अत्यः अर्वा न, सूरः न रुरुक्वान्, शतात्मा (भवति)।

४ (सः) द्विजन्मा त्री रोचनानि विश्वा रजांसि अभि शुशुचानः यजिष्ठः होता अपां सधस्थे असदत्।

५ अय सः द्विजन्मा होता, यः मर्तः सुम्नः अस्मै ददाश, (तस्मै) विश्वा वार्याणि, श्रवस्या च दधे।

१ हे अग्ने दाश्वान् (अहं) त्वा पुरुणोचे, तव (अहं) अरिः तव शिवन् शरणे आ (अस्मि, यन) महस्य सोदर्येव शरणे आ (भवामि)।

२ (प्रधीर) अनिनस्य, धनिन (सतः) अरदुषः चित् अदेवयो.च वि प्रहोषे (अपि) कदा चन प्रजिगतः।

३ हे विप्र अग्ने सः (तव) मर्त्यः (भक्तः) चन्द्रः मदः दिवि माधन्तमः च, (भक्ताः) हे अग्ने (वय) ते वनुरः (अपि) प्रप्र दू स्याम।

## અધ્યાય ૪.

### સૂક્ત ૧૬૬.

॥ ऋषि अगस्त्यः देवता मरुत. ॥

હવે સર્વે કામના પૂર્ણ કરનાર વીર એવા ઇંદ્રની જે જાણે ધ્વજા શોભે છે, અને મોટા અવાજ સાથે (એકદમ) પ્રગટ થાય છે. એવો જે મરૂતનો સમુદાય તેના પ્રીત્યર્થે, તેણેજ (મરૂતેજ) પૂર્વે જે જે મહાકાર્યો કર્યાં છે, તેનું વર્ણન કરવું એ અમારૂં કર્તવ્ય હોય તો હે મરૂત દેવ! ભયંકર સિંહનાદ કરનાર પરાક્રમી વીર! એક હાથમાં સળગતી મસાલ અને બીજા હાથમાં તરવાર પકડીને (ચાલવું એ પ્રમાણે) આ લોકમાં આવતાં માર્ગમાં પોતાનું પરાક્રમ ગર્જવો. ૧

અતિ દેદીપ્યમાન, અનેક લીલા કરનારા ને બાપ આપણા પોતાના બાળકોને ખાદ્ય પદાર્થ આપે છે તે પ્રમાણે ભક્તોને મધુર પ્રેમની બક્ષીસો આપનાર એવા હે મરૂત! અહીંઆ યજ્ઞ મંડપમાં આનંદથી ક્રીડા કરતા હોઓ છો. હે રૂદ્રરૂપ મરૂત! તે પછી [અંતઃકરણપૂર્વક] મસ્તક નમાવનાર ભક્તોની પાસે આપનો કૃપા પ્રસાદ લઇને આવો છો. પોતાનાજ સામર્થ્ય ઉપર જેની હિમ્મત્ છે એવા મરૂત્! હવિર્ભાગ અર્પણ કરનાર ભક્તનું કદી પણ અહિત [ખોટું] થવા દેતા નથી. ૨

ભક્તોનું રક્ષણ કરનાર અને અમર મરૂતે હવિર્ભાગ અર્પણ કરનાર જે ભક્તને વૃદ્ધિંગત થનારૂં [દિવ્ય] ઐશ્વર્ય આપેલું હોય છે, એવા ભક્તને માટેજ હીતસ્વી ને સગાંઓની માફક [ભક્તની ચિંતા કરનાર] મરૂત્ આ વિસ્તારવાળા પ્રદેશને વૃષ્ટિથી આર્દ્ર કરી નાંખે છે. ૩

હે મરૂત્! આ તમારો અશ્વ તમે હોઇનેજ વ્યવસ્થિતપણાથી રહેનાર (છે ખરો પણ) જ્યારે તે દોડતો ગયો છે, ત્યારે પોતાના ઘોસ (અવાજ)થી આવડું સ્વર્લોક (સુદ્ધાં પણ) તેણે હલાવી મૂક્યું છે. તમે બહાર નીકળ્યા એટલે સર્વ સૃષ્ટિ અને મનુષ્યોની વસ્તી જોઇને, ભયથી ગભરાઇ જાય છે, પણ તમે પોતાનો ભાલો જ્યારે તાકીને ચાલોછો, ત્યારે તમારી સ્વારીનો ઠાઠ માત્ર અપૂર્વ દેખાય છે. ૪

---

१ रभसाय जन्मने वृषभस्य (इंद्रस्य) केतवे (मरुद्गणाय) तत् (तेषा) पूर्वं महित्व वोचाम नु। हे तुविष्वणः शक्राः मरुतः यामन्, (पाणौ स्थितेन) एधेव युधेवच तविषाणि कर्तन

२ नित्यं सूनु न (भक्तजनं) मधु उपबिभ्रतः (एते) धृष्णवः क्रीळथ (मरुतः) विदथेषु क्रीळन्ति। रुद्राः नमस्विन अवसा नक्षन्ति, स्वतवस. हविष्कृतम् न मर्धन्ति।

३ (एते) ऊमासः अमृताः हविषा दाशुषे यस्मै (भक्ताय) रायः पोषं च अदम्भन्, अस्मै मयोभुवः मरुतः हिता इव पुरुरजांसि पयसा उक्षन्ति।

४ (मरुतः) ये (एते) वः एवासः स्वयतासः (ते यदा खलु) प्र अज्रन् तविषीभिः रजांसि आ अच्युता (पुनाकं निर्गमने) भिया भुवनानि हर्म्यां च भयन्ते (तथा) प्रयन्तासु ऋष्टिषु वः यामः चित्रः (भवतु)।

જ્યારે આ વિક્રાંત અને વેગથી ચાલી જનારા મરૂત પોતાના ગડગડાટથી ગિરિગુફાઓને પ્રતિધ્વનીથી પ્રતિઘોસ કરી નાંખે છે, કિંવા આકાશના પ્રચંડ ગોળને હલાવી મૂકે છે ત્યારે [હે મરૂત], તમારા માર્ગમાં સર્વે મોટા મોટા વૃક્ષો ભયથી ઉખડી પડે છે; અને નાના ઝાડ છોડ તો રથના પૈડાં પ્રમાણે ચક્કરીઓ ખાતાં દૂર ઉડી જઇને અથડાય છે. ૫

ભયાનક મરૂત! જે તમારા સેના સમૂહને યત્કિંચિત પણ ઇજા થતી નથી તે તમે દયાર્દ્ર અંતઃકરણથી અમારા સન્મનોરથ પૂર્ણ કરો; જુઓ, આ તમારી કરાલ દંતા વિજળી, જેમ ખરેખર તાકીને મારેલા અસ્ત્રથી પશુને પાડવાં તે પ્રમાણે પાતકોનો ચુરો કરી ઉરાડી દેછે. ૬

મરૂતે આપેલા વર વરદાન ચિરંકાળ મળે છે, જેની કૃપાનો ભંડાર અખૂટ છે, પણ જેનું વિદ્યુદસ્ત્ર ઘણું તિક્ષણ છે, એવા મરૂતનું સ્તવન, યજ્ઞમંદિરમાં અતિશય ચાલેલું હોય છે, અને આલ્હાદદાયક સોમરસનું પ્રાશન કરવા માટે મહાન નાંદ કરતાં તે આવતાં હોય છે, કારણકેન્તે મહાવીરે [ઇંદ્રે] પ્રાચીનકાળમાં કરેલાં સર્વે પરાક્રમની તેમને જાણ છે. ૭

હે મરૂત! જે ભક્ત ઉપર તમે પ્રસન્ન થયેલા છો તેનું સંરક્ષણ, પાતકોથી, ને [દુષ્ટોના] મર્મભેદક વચનોથી જે પ્રમાણે કિલ્લા કોટની સો દીવાલો છે એવા શહેરના યોગે [રાજ્યનું સંરક્ષણ કરવું] તે પ્રમાણે કરોછો. હે મહાપ્રતાપી ને મહાન મરૂત જે મનુષ્ય ઉપર તમે કૃપા દૃષ્ટિ રાખોછો તેનો પણ તમે કુટુંબ પોષણાર્થ ઉદ્યોગના લીધે ઉત્પન્ન થનાર લોકાપવાદથી બચાવ કરોછો. ૮

હે મરૂત! તમારા રથમાં યચ્ચાવત મંગળ લાભ અને શક્તિ (એવી રીતે ખીચ) ભરેલી છે કે ત્યાં [જગ્યા મળવા માટે] જાણે કે તેની એક બીજાથી હરીફાઇ ચાલેલી છે એમ લાગે છે. તમે કૂચ કરવા લાગ્યાં એટલે શત્રુ ઉપર ફેંકવાના ચક્રો તમારા ખભા ઉપર એકાદા અલંકાર પ્રમાણે લટકેલા હોય છે, ને તમારા રથની ધરી એવી હોય છે કે તેના લીધે તેનાં સર્વ પૈડાં એકદમ જોરથી ફરે છે. ૯

---

५ यत् नर्याः त्वेषयामाः (मरुतः स्वनि. स्वनेन), पर्वतान् नदयन्त, दिवः वा पृष्ठ अचुच्यवु', (त हे मरुत) वः अज्मन् विश्वः वनस्पतिः भयते, ओषधिश्च रथयन्तीव प्र जिहीते।

६ उग्राः मरुतः, अरिष्टग्रामाः यूय सुचेतुना नः सुमतिम् पिपर्तन, (पश्यन्) यत्र वः दिद्यु (विद्युत) क्रिविर्दती सृधिता वर्हणा पश्वः इव, (अवायून्) नि रिणाति।

७ (एते हि) स्कम्भदेष्णा', अनवभ्रराधस', अलातृणासः (मरुतः) विदथेषु सुष्टुतः। मदिरस्य (सोमस्य) पीतये अर्कम् अर्चन्ति, (यतः) वीरस्य (इन्द्रस्य) प्रथमानि पौंस्या विदुः।

८ मरुतः यम् (भक्तजन) आवत, तम् शतभुजिभिः पूर्भिः (इव) अभिन्हुतात् अघात् च रक्षत (तथाहि) हे उग्राः तवसः विरप्शिनः य जनं पाथन (तमपि) तनयस्य पुष्टिषु (उत्थितात्) शंसात् (रक्षत)

९ हे मरुतः व रथेषु विश्वानि भद्रा तविषाणिच मिथस्पृध्येव आहिता। वः प्रपथेषु (व) अंसे (परिष्कारा इव) खादयः (दोलयन्ते), वः (रथस्य) अक्षः चक्रा समया वि वावृते।

- પ્રતાપી ભૂજદંડો ભરપૂર યશ, - વક્ષસ્થળો ઉપર ઝકઝકાટ મોટા અલંકાર, ગળામાં શુભ્ર [શ્વેત] માળા, અને હથિયારોને તિક્ષ્ણ ધાર (એવા વૈભવથી જતાં હોઇને) પક્ષી જે પ્રમાણે પોતાની પાંખ પસારે છે તે પ્રમાણે મરૂત આ પોતાની દિવ્ય કાંતીનો દૂર સુધી પસાર કરે છે. ૧૦ (૨)

પોતાના પ્રભાવવડે મહાન, વ્યાપક અને ઐશ્વર્ય-સંપન્ન એવા આ મરૂત, જેમ નક્ષત્રમાંના યોગે ધ્રુવનો તારો દૂરથી પ્રકાશે છે, તેવી રીતે ઘણું દૂર સુધી પ્રકાશે છે. તે ઉલ્લાસી, મધુર બોલનાર અને મોંથી સુસ્વર ગાન કરનાર છે. [ ત્યારે અર્થાત્ ] તે ઇંદ્રથી એકદમ મળેલા હોય છે અને તમે તેને સ્તુતિ વડે ચોતરફથી ઘેરી નાંખોછો. ૧૧

હે મરૂત ! તમે અતિ પવિત્ર ઠેકાણેજ પ્રગટ થાઓ છો અને તમારો મહિમા એટલો મોટો કે અદિતીનો અધિકાર જેવો અમર્યાદ તેમજ તમારી બક્ષીસો અપરિમિત છે. જે પુણ્યશાળી પુરૂષપર તમે કૃપા કરો છો તેને ઇંદ્ર પણ દૂર ધકેલી દઇને [ તમારા લૌકિકપણામાં ] ઘટાડો આણતો નથી. ૧૨

અમર મરૂત ! તમારો પ્રેમ એટલો સાચા મનનો હોય છે કે સ્તુતિ કરનાર જનો ઉપર તમારી કૃપા આગલાં યુગમાં પણ નિરંતર રહેશે. આવીજ સુબુદ્ધિને લીધે મનુષ્યના કલ્યાણાર્થે, તેની પ્રાર્થના સાંભળી લઇ હે શૂર મરૂત પોતાના અદભૂત પરાક્રમથી તમે વિખ્યાત થયાછો. ૧૩

ભગવાન મરૂત ! તમારી અપાર [ દિવ્ય ] સમૃદ્ધિના યોગે અમારો નિરંતર ઉત્કર્ષ થાઓ. જે જે ઠેકાણે અમારા લોક રહે તે તે ઠેકાણે તેમની સંતતિ વધે એટલે જે આ અમે યજ્ઞ કરીએ તેના યોગે અમારો ઇચ્છિત હેતુ પૂર્ણ થાઓ. ૧૪

---

१० नर्येषुवाहुषु भूरिणि मद्रा, वक्ष. सु रभसास. अञ्जयः रुक्मा, असेषु एता', पनिषु आधि क्षुरा', (एव सन्तः) वयः न पक्षान् श्रियः वि अनु धिरे ।

११ मह्ना महान्त, विभ्व', विभूतयः ये (एते) मरुतः स्तृभिः दिव्याः ( लोकाः ) इव दूरेदशः । (ते) मन्द्राः सुजिह्वाः आसभिः स्वरितारः, इन्द्र सम्मिश्लाः (त) परिष्टुभ. च (सन्ति) ।

१२ हे सुजाताः मरुत, व. तत् महित्वनम् (भवति यत्) अदितेः व्रतमिव वः दात्रम् सुदीर्घम् (भवति) । यस्मै सुकृते जनाय अराध्वम्, तत् (वः दात्रन) इद्रः चन त्यजसा नि ह्रुणाति ।

१३ हे अमृतासः मरुतः, तत् वः जामित्वम् यत् शंसम् आनत ( तत् ) परे युगे (अपि) पुरु, अया धिया मनवे श्रुष्टिम् आव्य, नरः (मरुत-) दंसनैः साकं आचिकित्रिरे. ।

१४ हे तुरसः मरुतः येन युष्माकेण परीणसा (राया) दीर्घं शुशवाम । यत् (अस्माकं) जनासः (स्वस्मिन्) वृजने आ ततनन् तत्, एभिर्यज्ञेभिः (मे) इष्टिं अभि अश्याम् ।

હે મરૂત ! આ સ્તોત્ર ને આ પાર્થના સન્માન્ય એવા માન્દાર્યે તમારી પ્રેત્યાર્થે કરેલી છે, તો અમારા પોતાને સારૂ ઉત્સાહપ્રદ શક્તિ તમે લઇ આવો એટલે તે સામર્થ્યની શાખાના આશ્રયથી–તે તત્કાળ ફળરૂપ થનારી શાખાના આશ્રયથી અમે રહીએ. ૧૫(૩)

## સૂક્ત ૧૬૭.

॥ ऋषि–अगस्त्यः । देवता–इन्द्र ॥

હે હરિદશ્વ ઇંદ્ર, તારા તે હજારો પ્રસાદ, ઉત્સાહપ્રદ અને અત્યંત સ્તુત્ય એવી તે હજારો પ્રેરણાઓ, સહસ્રાવધિ (દિવ્ય) સંપતિ અને તે અગણિત પવિત્ર શક્તિ અમને આનંદમાં નિમગ્ન કરવા માટે અમારા તરફ આવો. ૧

ચમત્કાર કુશળ મરૂત પોતાના અત્યુત્કૃષ્ટ ને અત્યંત દેદિપ્યમાન એવા પ્રસાદસહિત અમારા તરફ આવો. (એવું કરવું તેમાં કાંઇજ કઠણ નથી) કારણકે તેના નિયુત નામના ઘોડા દોડતા દોડતા સમુદ્ર (સુદ્ધાં)ની પાર જઇ શકે છે. ૨

માખણ પ્રમાણે (કોમળ જેનું) અંગ, સુવર્ણ પ્રમાણે (તેજઃ પુંજ જેનાં) કાંતિ, અને બાંધો એકદમ દેખાવડો એવી એક સુંદરી મરૂતની સાથે હમેશાં હોય છે. તેમના હાથમાંની બરછી જેવી ( કદી દૂર થતી નથી, તે પ્રમાણેજ આ યુવતી પણ તેમનાથી કદી પણ જુદી રહેતી નથી) પણ અંતઃપુરમાંજ વસનારી સ્ત્રીઓ પ્રમાણે તે ગુપ્ત હોય છે. (અને કદી કદી) ભરસભામાં આવનારી એકાદ સ્ત્રી પ્રમાણે કિંવા યજ્ઞકાળે થનારી [મિઘગર્જનારૂપ] દેવસ્તુતિ પ્રમાણે સર્વેની દૃષ્ટિએ પડે છે. ૩

શ્વેત કાંતિમાન અને કેટલો પણ શ્રમ પડે તો પણ ન થાકનાર એવા તે મરૂને તે તરૂણીને પોતાની એકદમ પાસે લઇને ( ને તે એવા પ્રેમે કે ) જાણે કે તેજ એકલી બધાંને અત્યંત ગમતી હોય મરૂત એ ઉગ્ર ખરા, પણ પૃથ્વી ને આકાશનો ત્યાગ કર્યો નહિં ( પણ ઉલટાં ) તેણી ઉપર પ્રેમ કરવા માટે તેણે તે આનંદની વૃદ્ધિ કરનારીનો અંગિકાર કર્યો. ૪

१५ हे मरुतः एप. वः स्तोमः इयंच गी. मान्यस्य कारो. मान्दार्यस्य । इपा आ यासीष्ट तन्वे, वयाम् इपम् जीर दानुम् वृजनम् वियाम ।

१ हे हरिव. इंद्र, ते सहस्रं ऊतय' सहस्रं गूर्ततमा' इप' सहस्र राय', (अपिच.) सहस्राणि याजः नः मादयध्यै नः उप यन्तु ।

२ सुमायाः मरुतः ज्येष्टेभिः बृहद्दिवैः वा अवोभिः नः अच्छ आ यान्तु । अध यत् एषा परमं नियुतः समुद्रस्य पारे चित् धनयन्त ।

३ घृताची, हिरण्य निर्णिक्, सुधिता (एतादशी का चित् योषा) येषु (मरुत्सु) मिम्यक्ष, उपराम् ऋष्टिः। (मापि कदाचित्) गुहा चरन्ती मनुपः योषा न (निगूढा, कदाचित् च) विदथ्या वाक् इव सभावती स (दृश्यते) ।

४ शुभ्राः अयासः मरुतः (तया) यव्या परामिमिक्षुः, साधारण्या (स्त्रीया) इव, । घोराः (अपि ते) रोदसी न अपनुदन्त (किन्तु) देवा. (ते ता) वृधे सख्याय जुषन्त ।

દિવ્યરૂપ, ઘુંઘરાળા કેશ પરંતુ તે ધીરોદાત્ત મનનો તે પૃથ્વી ને આકાશથી [મરૂતનો] અખંડ સહવાસ થાય માટે જ્યારે તેમને વર્યા, ત્યારે સૂર્યની અંગકાંતિ જેવી ચંચળ ગતિથી આકાશમાંથી તેના રથ પાસે આવે છે તે પ્રમાણે તે તન્નેરૂમ [પૃથ્વી આકાશ] એમે સર્વસ્વ આધીન થયેલા તે મરૂતના રથ ઉપર ગઈ. પ (૪)

તરૂણ મરૂતે તે તરૂણીને આનંદથી એકરૂપ થએલી ને યજ્ઞ સભા મધ્યે સભ્યતાથી વર્તનાર તે રોદસીને (પોતાના રથમાં) બેસાડી લીધી. તે વેળાએ હે મરૂત ! તમારા સ્તોતૃજનોએ તમારી સેવા કરી તમને હવિ અને સોમ અર્પણ કરી તમારા પ્રીત્યાર્થે સ્તોત્ર ગાન કર્યું. ૬

આ મરૂતનો એક વર્ણવા જોગ મહિમા છે તે બરાબર ખરો છે, ને તેનું કેટલુંક વર્ણન હું પણ કરૂંછું. તે મહિમા એ છે કે આ માનવંત [પરંતુ] સતિ વીરપત્ની [રોદસી] (જલવૃષ્ટિરૂપ) ભાગ્યશાળી સ્ત્રીઓને પણ પોતાની સાથેજ લઇને આવે છે. ૭

મિત્ર વરૂણને અર્યમા પણ તમારા ભક્તનું પાતકોથી રક્ષણ કરે છે. અને દુષ્ટોને હાંકી કાઢી તેઓને શિક્ષા કરે છે તે તમારોજ મહિમા છે. તેજ પ્રમાણે જે પદાર્થ દેખવામાં અઢળ અને અચળ તે પણ એક વેળા જગાએથી ટાળાશે પરંતુ પુણ્યશાળી ભક્તના ઉત્કર્ષ તે થનારજ. ૮

હે મરૂત ! અમને માનવ પૈકીને તમારો કોઇ પણ અંત લાગ્યો નથી. પછી તે આધુનિક કાળનો કે પુરાતન કાળનો અમે તે હોય,—મરૂત પોતાના આવેશથી ને પ્રતાપથી એકવાર ચીડાઇ ગયા એટલે દુર્જનોને ઝપાટાબંધ સમુદ્રની માફક ચોતરફ ઘેરી ડુબાવી દે છે. ૯

---

५ यत् असुर्या, त्रिपितस्तुका, नृमणाः (एतादृशी) रोदसी (मरुत.) सचध्यै इम् जोषत्, (तदा) सूर्या इव नभसः इयान, (सा) त्वेषप्रतीका (रोदसी) विधतः (मरुद्गणस्य) रथम् आ अगात्।

६ (ते) युवानः (तां) शुभे निमिश्लां, विदथेषु पज्राम् युवतिम् (स्वे रथे) आ अस्थापयन्त, यद् हे मरुतः वः हविष्मान् सुतसोमः दुवस्यन् (च) अर्कः (वः) गाथ गायत्।

७ एषा मरुता यो महिमा वक्तव्यः सत्यः (च सः) अस्ति, तम् प्र ववक्मि। यद् ईम् अह युः (चापि) स्थिरा वृषमनाः (रोदसी), सुभागाः चित् जनीः वहते।

८ मित्रावरुणौ अर्यमाच ईम् अवद्यात् पान्ति, अप्रशस्तान् (अपि अन्विष्य) चयते। उत अच्युता द्रुवाणि (अपि) च्यवन्ते (परच) हे मरुतः ईम् दातिवारः वावृधे (खलु)।

९ हे मरुतः अस्मे (मानुषेषु ये केपि) अन्तिनु आरात्तात चित् (नु तेऽपि) वः शवसः अन्तं न आपुः। ते धृष्णुना शवसा शूशुवासः द्वेषः अर्णः न धृषता परि स्थुः।

યુદ્ધમાં એ શું અને યજ્ઞમાં એ શું, અમે ઇંદ્રના જે લાડકા ભક્ત. તેનું સ્તવન આજકાલજ (ફક્ત નહિ પણ નિરંતર) કરતાં રહીશું; આ પહેલાં પણ અમે તેનું સ્તવન પ્રેમથી કરેલું છે. તેમજ હવે પછી પણ દિનપરદિન કરીશું તો પણ મરૂતનો સ્વામી જે ઇંદ્ર તે બીજા માણસો કરતાં પહેલાં હમનેજ પ્રસન્ન થાઓ. ૧૦

હે મરૂત આ સ્તોત્ર ને આ પ્રાર્થના સન્માન્ય એવા માન્દાર્યે તમારા પ્રીત્યર્થે કરેલી છે, તો અમારા પોતાને માટે ઉત્સાહપ્રદ શક્તિ તમે લઇને આવો એટલે તે સામર્થ્ય શાખાના આશ્રયે તે તત્કાળ ફળદ્રુપ થનારી શાખાના આશ્રયે અમે રહીએ. ૧૧ (૫)

## સૂક્ત ૧૬૮.

॥ ऋषि—अगस्त्य । देवता—मरुत ॥

હે મરૂત ! પ્રત્યેક યજ્ઞમાં [તમને સર્વની ઉપાસના] એકદમ કરવા બાબતે અતિશય આતુર થયેલો જે જે ભક્ત છે તે તે તમારો; અને તમે પણ પોતાના કહેલા દેવ સેવક ભકતની પ્રત્યેક પાર્થના અંતઃકરણમાં ધરોછો. તો સર્વ જગતનું ઉત્તમ પ્રકારનું કલ્યાણ થાઓ, ને [મારા] અનુગ્રહ થાઓ માટે પવિત્ર એવી સ્તુતિથી હું તમને આ તરફ ફેરવું એમ કરો. ૧

પોતાનો પોતેજ જન્મ કરનાર અને સર્વ જગતને હલાવી મુકનાર હે મરૂત ! તમે પર્વત પ્રમાણે તમારા પોતાનાજ બળ ઉપર અવલંબેલા છો. ને મનોત્સાહ તથા પ્રકાશ એની અભિવૃદ્ધિ કરવા માટેજ પ્રગટ થાઓછો. મહાપરાક્રમી [મરૂત] તમે મહાસાગરના પ્રચંડ મોજાઓની માફક અસંખ્ય અને [દિવ્ય] ધનુષ્ય પ્રમાણે સર્વોપરી (બધી રીતે) પુજ્ય છો. ૨

સરસ અને પુષ્ટ સોમવલ્લીનો રસ કાઢી પ્રાસન કરેલું હોઇ તે જેવી રીતે હૃદયમાં આનંદરૂપે રહે છે તે પ્રમાણે મરૂત ને, ભક્તના અંતઃકરણમાં વાસ કરે છે. સુંદર તરૂણી (ની ભુજલતા) પ્રમાણે તેમના ખભા ઉપરથી ફુલોની માળા ધારેલી હોય છે. તથા તેણે એક હાથમાં ઢાલ ધરેલી ને બીજા હાથમાં તરવાર પકડેલી હોય છે. ૩

---

१० इंद्रस्य प्रेष्ठाः वय समर्ये (यज्ञे वा) अद्य, श्व. (तदुत्तरं च) वयं (त) वोचेमहि। पुरा। वयं। (त नः महि च (स्तुतवन्तः), अनु द्यून् च (इतः परमपि स्तोष्यामहे) तत् ऋभुक्षाः नरा (मध्ये) नः अनुष्यात

११ हे मरुतः एषः वः स्तोमः इयं गीः मान्यस्य कारोः मान्दार्यस्य (तत्) तन्वे इषा आ यासीष्ट वयां इषम्, जीरदानुं वृजनम् विद्याम ।

१ (हे मरुतः) यज्ञायज्ञा समना तुतुर्वणिः (यो भक्तः स.) वः (अस्ति), वः देवयाः उ धियंधियं (स्वांतः) दधिध्वे, (तस्मात्) रोदस्योः महे सुविताय, अवसेच सुवृक्तिभिः वः अर्वाचः ववृत्याम् ।

२ स्वजा, धूतयः ये (मरुतः ते) वव्रासः न (स्थिराः) इषं, स्वश्च ( वितरणाय ) अभिजायन्त (एते) उक्षणः अपां ऊर्मय.न सहस्रियासः, गावः न आसा वन्द्यासः ।

३ सोमासः सोमासः सुतासः न पीतासः न हृत्सु (समुल्लसति तद्वत्) ये दुवसः (हृत्सु) आसते, एषां अंसेषु (माला) रंभिणीव रंरभे, हस्तेषु खादिश्च कृतिश्च सं दधे ।

જેના રથમાં ઘોડા પોતપોતાની મેળે જોડાઇ જાય છે એવા તે મરૂત [પોતાના રથમાં બેસીને] આકાશમાંથી સહજ લીલા માટે નીચે ભૂલોક (પૃથ્વી) ઉપર આવેલા છે. અમર મરૂત તમે હવે પોતાના [તમારા ઘોડાને] ચાબુકથી જરા ઈસારો કરો મરૂત તે નિષ્કલંક, જન્મતાંજ બળવાન, ને તેમના હાથમાંનો ભાલો [નિદંએ તો] એકદમ ચળકતો ત્યારે (કેવો પણ) ન હાલનાર મોટો પદાર્થ [હોય] તેને તેણે ઉથલાવી નાંખ્યોજ છે. [એવું સમજવું]. ૪

ઝબકારા કરતી વીજળી એજ તમારો ભાલો, તો હે મરૂત! [બોલતી વેળા] ઓઠ જેમ જીભના સામર્થ્યે [હાલે છે] તે પ્રમાણે તમને અંતર્યામી પ્રેરણા કોનાથી થાય છે વારૂ? સર્વથી તાજાતર કરનારી શક્તિ અમને મેળવી દેવાના માર્ગમાં તમે હો એટલે અંતરિક્ષથી ઝપાટામાં [બહાર] પડી, સૂર્યના વિવિધ પ્રકારના કિરણો માફક સર્વત્ર સંચરો છો. ૫ (૬)

હે મરૂત! જ્યાંથી તમે [પૃથ્વી ઉપર] આવ્યા તે મહાન રજોલોકને અંત પણ કેવો અને આરંભ પણ વળી કેવો? [એવું છે તો પણ] એકત્ર થએલા [મેઘરૂપ શત્રુના] સમૂહને અશનીના તડાકાસર તમે ભુસા પ્રમાણે ઉડાડી દોછો ત્યારે દેદીપ્યમાન [એવા અંતરિક્ષ] સમુદ્રની પણ પાર જોરથી ઉડીને જાઓછો. ૬

તમારા લીધે પ્રાપ્ત થયેલી વિજયશ્રી જેવી બલવર્ધક સ્વર્ગદાત્રી, ઉજ્જવળ અને આનંદ પરિણામી હોય છે તેવીજ હે મરૂત। તમારી બક્ષીસો એકાદા દાનેશ્વરીની દક્ષિણા માફક, મંગળકારક હોઇ આકાશમાની વિદ્યુલ્લતા પ્રમાણે અતિશય વેગથી [નીચે] આવનારી ને સર્વેને છક કરી નાખે એવી હોય છે. ૭

મરૂત તે ઘનગર્જનાના શબ્દોથી જયઘોષ કરતા હોય છે તે વેળાએ (તેમના) રથના પૈડાના ચક્કરોના ઘણઘણાટને લીધે મેઘસમુદ્ર પણ ખીજવાઇ જઇ ગર્જના કરે છે અને પૃથ્વી ઉપર તે અમૃત વૃષ્ટિ કરે છે તે વેળા વિદ્યુલ્લતા પણ ચમકતી ચમકતી સ્મિત હાસ્ય કરતી હોય છે. ૮

---

-- ४ (येषा) स्वयुक्ताः (अश्वा) दिव आ वृथा अव ययु, हे अमर्त्याः (तान्) कशयात्मना (मनाक्) चोदत, । (एते) अरेणवः, तुविजाताः भ्राजदृष्टय मरुत दृळ्हानि चित् अचुच्युवु ।

५ हे रूष्टिविद्युत, मरुतः, हन्वेव जिह्वया, को नु अत ऊ. त्मना रेजति ? इषा यामनिन ।(पूय) धन्वच्युतः, अहन्यः एतश न पुरुप्रैषाः ।

६ हे मरुत् यस्मिन् (रजति) आयय, अस्य महो रजसः पर कस्वित् अवर [चापि] क! यद् संहितमपि अद्रिणा विधुरेव च्यवयथ, [तद्] त्वेषम् अर्णवम् च वि पतथ ।

७ व अमवती, स्वर्वती त्वेषा विपाका सातिः न, हे मरुत व: रातिः (अपि) भद्रा, पृणतः दक्षिणा न पृथुज्रयी, असुर्येव (च) जञ्जती ।

८ यद् (मरुत) अभ्रियां वाचं उदीरयन्ति (पर एतेषा) पविभ्यः सिन्धवः प्रतिष्टोभन्ति । यदि मरुतः घृतम् प्रुष्णुवन्ति विद्युतः (अपि) पृथिव्यां अव स्मयन्त ।

હે ઇંદ્ર (ઐહિક) બક્ષિસ તે જે પ્રમાણે પ્રભાવશાળી એવા ગૌધનરૂપે આપેલી છે,
પ્રમાણે તે અનિર્વર્ણનીય (દિવ્ય) ઐશ્વર્ય પણ આનાકાની કર્યા વિના અમને આપ.
સ્તવન ( અમે યથામતિ ) કર્યું ત્યારે જે સ્તુતિ વડે તું પ્રસન્ન થયો તેજ
તે વડે વાયુનો અંતરંગ મધુર (સુગંધીથી) ભરાઇ જાય છે, તે પ્રમાણે ( અમારું
:કરણ ) ભક્તિના ઉમળકાથી ઉભરાઇ ગયું. ૪
હરેક સદાચારી ભક્તના યોગક્ષેમ ચલાવનાર અને અત્યંત સમૃદ્ધ એવું જે દિવ્ય
ર્વર્ય છે, તે હે ઇંદ્ર ! તારા હાથમાં હોય તો (તારા ભક્તોની) સામે જવાને જાણે જે ઇચ્છા
તા હોય એવા તે (તારા) દેદીપ્યમાન મરૂત અમારા પર અતિશય કૃપા લોભ કરો. ૫ (૮)
હે ઇંદ્ર ! મરૂત, તે (કૃપા પ્રસાદનો) વરસાદ વરસાવનાર મહાન અને વીર્યવાન છે,
ની સહાય માટે આવ અને પૃથ્વી ઉપર પોતાનું પરાક્રમ ગર્જાવ. આ જુઓ, જેના
ા ભરપુર છે એવા હરણોના કિરણોરૂપ તેનો ( મરૂતનો ) કાફલો, જે પ્રમાણે રાજાનું
ય રણ મેદાનમાં આવી ઉભું રહે તે પ્રમાણે અહીંઆ ઉભો રહ્યો છે. ૬
ભયંકર અને જોરદાર તલપવાળા એવા તે મરૂત મોટા ઘુઘવાટાથી આવે છે. આ
ઓ! તેનો અવાજ મોટેથી સંભળાવા લાગ્યો. પોતાના ઉપર પ્રેમ રાખનારા સાથે
દુશ્મનાઇ કરે છે એવા દુષ્ટ અધમને, જેમ એકાદ પાતદી ઋભુકરને (મારી પાડે) તેની
ક પોતાના ઝપાટાથી, આ મરૂત જમીનદોસ્ત કરી નાંખે છે. ૭
હે ઇંદ્ર ! તું મરૂત સહિત (અહિં આવ અને) જેનાથી સર્વ જગતનું હિત થાય અને
ાં (જ્ઞાનરૂપ) પ્રકાશનુંજ પ્રાધાન્ય હોય એવી એક દુઃખનિવારણ બક્ષીસ (અમને) માન્ય
માંના પુરૂષોને આપ. હે દેવાધિદેવ (ઇંદ્ર) અમારે પુજ્ય એવા બીજા દેવ ( તે સુદ્ધાં )
સ્તવન કરે છે. તો તત્કાળ ફળદ્રુપ થનાર અને ઉત્સાહપ્રદ એવો (તારો) આશરો
ને મળે એમ કર. ૮ (૯)

४ हे इंद्र त्वं तु नः आजिष्ठया दक्षिणया रातिमिव तं रयिं दाः, त्वं स्तुतश्च ( ताभिः ), याः ते
न्त ( ताः ) मध्वः वायोः स्तनं न ( भक्तान् ) वाजैः पीपयन्त।

५ हे इंद्र, कस्य चित् ऋतायोः प्रणेतारः तोशतमाः रायः त्वे ( एव ); ( तद् ) ये ( भक्तानां )
ातूयन्तीव स्म, ते देवाः मरुतः नः सु मृळयन्तु।

६ हे इंद्र, मीळ्हुषः, महः नून् च प्रतीप्र याहिः प्रार्थिवे सदने यतस्व। अथ यत् तीर्थे अर्यः
न न, एषां पृथुबुध्नासः एताः तस्थुः।

७ घोराणां, अयासां, आयताम् मरुताम् उपब्दिः प्रति शृण्वे ये ( ते ) पृतनायन्तम् मर्त्यम्,
तम् न, ऊमैः संगैः। पतयन्त।

८ हे इंद्र, त्वम् मरुद्भिः ( आगत्य ) मातेभ्यः, विश्वजन्या, गो अग्राः शुल्वः रद। हे देव त्वं
भिः देवैः स्तवसे, ( तद् ) इषम्, जीरदानुम् वृजनं विद्याम।

સૂક્ત ૧૭૦.

॥ ऋषि—अगस्त्य । देवता—इंद्र ॥

આજ નહિ, અને કાલ પણ નહિ, તો તે પછી શું થનાર છે તે કોને માલમ ? બીજાનું જ મન સુપ્રસન્ન કરી આપતાં જવું, કે પોતાના મનની વિચારરચના તૂટી પડી (એમ સમજવું). ૧

હે ઈંદ્ર ! અમને મારી નાંખવાનું મનમાં કેમ લાવે છે વારૂ ? મરૂત એ તારા બંધુજ છે, તો તેમના ઉપર મનમાં પ્રેમ રાખ અને યુદ્ધમાં અમારો નાશ કરીશ મા. ૨

હે બંધો અગસ્ત્ય, તું મારો જીવજાન કહેવાય છે અને હમનેજ ત્યાગે છે ? તારૂં મન અમને સમજાયું છે. તારા મનમાં અમનેજ માત્ર કાંઇ પણ નહિ આપવાનુ છે. ૩

( આવી રીતે ગુસ્સે ન થાઓ. ) આ જુઓ, વેદી તૈયાર કરવા દો, સામે અગ્નિ પ્રજ્વલિત થવા દો, કે પ્રત્યક્ષ અમરતાનુજ ચૈતન્ય આણનાર એવો જે આ યજ્ઞ તે અમે તારા પ્રીત્યર્થે બને યથાસાંગ કરીએ. ૪

હે સકલ સિદ્ધિના પ્રભુ ઈંદ્ર ! સર્વ સ્પૃહણીય લાભોનો સ્વામી તુંજ છે. આ સર્વ મિત્રોમાં વરિષ્ટ એવા ઈંદ્ર ! અત્યંત ઉદાર એવો પણ એક તુજ છે; તો હવે મરૂતથી તુ પ્રેમે બોલ અને અમે અર્પણ કરેલો હવિર્ભાગ યોગ્યવેળાએ આવી ગ્રહણ કર. ૫ (૧૦)

१ न नूनम् अस्ति, नो श्वः; (तत) यद् अद्भुत तद् को वेद। अन्यस्य चित्तम् अभि सचरेण्यम्, उत (च) अधीतम् विनश्यति।

२ हे इंद्र नः किं जिघांससि? मरुतः तव भ्रातरः, तेभिः साधुया कल्पस्व, समरणे नः मा वधीः।

३ हे भ्रातः अगस्त्य (नः) सखा सन् अस्मान् (एव) किम् अति मन्यसे? (वयं) ते मनः यथा (तथ) विद्म, (यद्) अस्मभ्यम् इत् न दित्ससि।

४ (प्रसीदत,) वेदिम् (ऋत्विजः) अरं कृण्वन्तु, अग्निं पुरः समिन्धताम्। तत्र अमृतस्य (अपि) चेतनम् (एतादृश) ते यज्ञं तनवाव है।

५ हे वसुपते, त्वं वसूनां ईशिषे, हे मित्रपते, श्रेष्ठः त्वं मित्राणां (चापि ईशिषे)। हे इंद्र त्वं मरुद्भिः सं वदस्व, अथ हवींषि ऋतुथा प्र अशान।

## સૂક્ત ૧૭૧.

॥ ऋषि अगस्त्य । देवता मरुत ॥

તમને અનેક પ્રણિપાત કરી હું તમારા પાસે આવ્યો છું (ભકત સારૂ) તમે જલદીથી ધાઓ છો, ત્યારે તમારા ગુણાનુવાદ ગાઈ તમારી કૃપાની ભિક્ષા હું યાચું છું. મરૂત ! આ સર્વ ઉપર ધ્યાન આપી જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો ગુસ્સો છોડો અને આપના રથના ઘોડા છોડી નાંખો. ૧

મરૂત ! આ નમસ્કૃતિપૂર્વક કહેલું સ્તોત્ર તમારૂંજ છે, અને તે હું અંતઃકરણપૂર્વક વ્યવસ્થાથી જોડીને બોલ્યો છું. તો તેનો તમે પણ મનઃપૂર્વક સ્વીકાર કરો. ખરા સત્ય દિલથી તેનો આસ્વાદ લેવા માટે અહીંઆ આવો. કારણ કે (તમારા સેવકોની) તમે હમેશાં અભિવૃદ્ધિજ કરો છો. ૨

મરૂતનું સ્તવન અમે (યથામતિ) કર્યું હોય તો તે અમારા ઉપર કૃપા કરો. સર્વનું અત્યંત કલ્યાણ કરનાર ઈંદ્ર પણ તેની સ્તુતિ કર્યાને વાસ્તે અમારા પર પ્રસન્ન થાઓ. અમને વિજયશ્રીની લાલસા છે. માટે હે મરૂત ! (તમારા ભાલાની) રમણીય વૃક્ષરાજી અમારા સારૂ સદૈવ સજ્જ રહો. ૩

મરૂત ! તે મહા બળવત્ ઈંદ્રને લીધે હું ભયથી કાંપતો દૂર જતો રહ્યો. તમારા માટે હવિરન્નની સંપૂર્ણ તૈયારી કરેલી હતી, પરંતુ તે હવિરન્ન અમારે દૂર ખસેડવુ પડ્યું તે બદલ અમને ક્ષમા કરો. ૪

---

१ ( हे मरुतः अहं ) अहं एना नमसा वः एमि, तुराणां ( युष्माकम् ) सुमतिं भिक्षे । हे मरुतः वेद्याभिः रराणता, हेळः नि धत्त, अश्वान् वि मुचध्वम् ।

२ हे मरुतः एषः नमस्वान् स्तोमः वः ( एव ), सः हृदा तष्टः, हे देवाः ( स ) धायि । (यूय) जुषाणाः इम् मनसा उप आयात, यूयम् हि नमसः इत् वृधासः स्थ ।

३ स्तुतासः मरुतः नः मृळयन्तु, उत शंभविष्ठः मघवा (च) स्तुतः ( सन् मृळयतु ), हे मरुतः ( अस्माकं ) जिगीषा, विश्वा अहानि, ( सुनिहितानि ) वः ( ऋष्टीना ) कोम्या वनानि ऊर्ध्वा सन्तु ।

४ हे मरुतः अस्मात् तविषात् इन्द्रात् अहं भिया रेजमानः ईषमाणः ( च अभवम् ) । हव्या युष्म-भ्य निशितानि आसन् । तानि आरे चकृम, ( तद् ) नः मृळत ।

હે ઇંદ્ર ! સનાતન ઉષા પોતાના સામર્થ્યે વડે પ્રકાશીત થઈ, તારી કૃપાથીજ તે દેદીપ્યમાન દેવીનાં દર્શન માન્ય પુત્રોને થયાં; તો મનોરથ પૂર્ણ કરનારા હે પરાક્રમી ઇંદ્ર ! તું પુરાણ પુરૂષ છે, ધૈર્યને બળ દેનારો પણ તુંજ છે, તો ભયંકર એવો તું ભયંકર એવાજ મરૂતને સાથે લઇને અમને સુયશ આપ. ૫

હે ઇંદ્ર ! તારા બળશાળી વીરનું ( મરૂતનું ) રક્ષણ કર અને મરૂતના ઉપરનો રોષ બીલકુલ તજી દે. તે અત્યંત બુદ્ધિવાન મરૂતનો તું વિજયશાળી પ્રભુ છે એવું સર્વ જગત જાણે છે. તો તત્કાળ ફળદ્રૂપ થનાર ઉત્સાહપ્રદ ( તારા ) આશરાનો અમને લાભ થાય એમ કર. ૬ (૧૧)

## સૂકત ૧૭૨.

॥ ऋषि अगस्त्य । देवता मरुत ॥

હે દાનશૂર મરૂત ! તમારૂં આગમન આશ્ચર્યકારક થાઓ. આ નાગની માફક ચંચળ કિરણોના મરૂત (તે આગમન) તમારા સામર્થ્યના યોગે આશ્ચર્યપ્રદ થાઓ. ૧

હે દાનશૂર મરૂત ( શત્રુના શરીરમાં ) બરાબર પ્રવેશ કરનાર તે તમારૂં ઘાતક શસ્ત્ર અમારી પાસેથી દૂર રહો. તમે ફેંકીને મારો છો તે તમારો અશનીપાશાણુ પણ દૂર રહો. ૨

હે દાનશૂર મરૂત ! તૃણસ્કંદના લોકોને ચોતરફથી (ઘેરીને) કાપી નાંખો. અમે ( યશ મેળવી ) જીવીએ માટે અમારી ઉન્નતિ કરો. ३ (१२)

५ शश्वतीनां ( उपसा ) शवसः व्युष्टिषु, येन ( ताः ) उस्राः मानासः चितयन्त हे वृषभ, सः ( त्वं ) स्थविरः सहोदाः च ( तद् ) उग्रः ( त्व ) उग्रेभिः मरुद्भिः नः श्रवः धाः ।

६ हे इंद्र, त्वं सहीयसः नृन् पाहि, मरुद्भिः अरयातहेळः भव, (तैः) सुप्रकेतेभिःसासहिःदधानः ( तद् ) इषं जीरदानु वृजनं विद्याम ।

१ हे सुदानवः वः यामः चित्रः अस्तु, हे अहिभानवः मरुतः, (सः यामः] ऊती चित्रः(भवतु)।

२ हे सुदानवः मरुतः, मा (द्विपसु) ऋञ्जती सा वः शरुः आरे (अस्तु) । (अपिच) यम् अस्यथ ( सोपि ) अश्मा आरे ( अस्तु ) ।

३ हे सुदानवः, तृणस्कंदस्य विशः परि वृंक्तन, जीवसे नः ऊर्ध्वान् कर्त ।

सूक्त १७३.

॥ ऋषि अगस्त्य । देवता इन्द्र ॥

હે ઇંદ્ર! જેનાથી તું સંતોષ પામે એવા પ્રકારનું ને આકાશને પ્રતિઘોષીત કરનાર સામગાયન (ઉદ્ગાતો) ગાઇશુ અને સ્વર્ગીય પ્રકાશની માફક લોકોત્તર અને જ્યાં ત્યાં ભરાઈ જાય એવા સ્તોત્રો અમે આ મુખે બોલીશું. તું તારા અમૂર્ત સ્વરૂપે (આવીને અહીંઆ) દર્ભાસનપર બેસે છે તે વેળાએ જેને કોઈ પણ ઉપદ્રવ કરી શકે નહિ એવી તેજોરૂપ ધેનુઓ તારી સેવામાં તત્પર હોય છે. ૧

વીર્યશાલી (પુરોહિત) વીર્યશાલી એવાજ આચાર્યોની સંગે રહી, તાજાં અને ઉનાં ઉનાં હવિરન્નો, તું એકાદા ક્ષુધાતુર સિંહની માફક ગ્રહણ કરે માટે તને સમર્પણ કરીને તારી ઉપાસના કરીએ છીએ. હે સર્વશ્રેષ્ઠ દેવ! યજ્ઞ-હોતા ઉલ્લાસિત મનથી અને સન્માનીય (યજમાન) પત્નીસહિત તને સ્તવનવડે સંતુષ્ટ કરે છે. ૨

ઇંદ્ર (તારા યજ્ઞમાટે) જે આ આચાર્ય (અગ્નિના ત્રણ) સુવ્યવસ્થિત સ્થાનોની પ્રદક્ષિણા કરીને પાછો આવે છે તે પૃથ્વી ઉપર શરદ ઋતુમાં થનારી ફલસંપત્તિ લઇનેજ આવે છે. (આ શરદ ઋતુમાંજ) ઘોડા જતાં જતાં વાટમાં છીંકે છે ને બળદો હાંકે છે. અને દિવ્ય વાચા પણ એકાદા દૂત પ્રમાણે પૃથ્વી ને આકાશની મધ્યમાં ગુંચવાઈ જાય છે. ૩

તે ઇંદ્રને અત્યંત પ્રિય એવા જે જે પદાર્થો છે તેજ આપણે તેને અર્પણ કરીએ, ભાવિક જનો પણ પ્રતિભાસંપન્ન સ્તોત્રો તેના પ્રીત્યર્થે બોલતા હોય છેજ, તો આ અદ્ભુત ને તેજસ્વી ઇંદ્ર તે પદાર્થોનો અને સ્તોત્રોનો પ્રીતીથી સ્વીકાર કરે. તે નાસત્ય ભક્તાધીન હોવાથી તેના માટે સંપૂર્ણ તૈયારી સહિત રથ ઉપર બેઠેલો છે. ૪

१ हे इन्द्र, यथा वेः ( तथा ) तमन्य साम ( उद्गाता ) गायत्, ( वयंच ) तत् स्वर्वत् वावृधान च (शंस) अर्चाम। यत् बर्हिषि सद्मानम् दिव्य (त्वा ) अदब्धाः गावः धेनवश्च आ विवासन्।

२ वृषा (ऋत्विज ) वृषभिः (त्वाम्) स्वेदुहव्यैः यत (त्वं) अभ्वः मृगः न ( तानि )अतिजुगुर्यात (तथा) अर्चत्। हे गूर्त, मदयुः होता, यजत्र. मर्यश्च मिथुना (त्वाम्) मनान् प्र भरते।

३ ( इन्द्र, यज्ञाय ते अयम्) होता (अग्नेः ) मिता सद्म परियन् नक्षन्, (स) शरदः गर्भ पृथिव्या आ भरत्। नयनानः अश्वः क्रदत्, गौः रुवत्, ( माध्यमिका ) वाक् दूतः न रोदसी अन्तः चरत्।

४ असमै ( इन्द्राय ) ता अपस्तरा ( एव हवींषि ) कर्म, देवयन्तः ( अपि असमै ) चौत्नानि प्र भरंते। ( तद्) दस्मवर्चाः इन्द्रः ( तानि) जुजोषत्, (स) नासत्येव सुग्म्य रथेष्ठः।

તે ઇંદ્રનુંજ સ્તવન કરો. આ મહા સત્યવાન, શૂર ને અત્યંત ઉદાર ભક્તોના કારણે રથારૂઢ થઇને બેઠેલો છે. સકલ કામના પુરી કરનારો તે એજ. ગમે તેવો શત્રુ તેના સામે આવે તેના કરતાં આ સર્વોપરીજ છે ને પૃથ્વીનો ચારે તરફથી ગ્રાસ કરનાર અંધકારનો નાશ કરનાર પણ એજ છે. ૫

ઇંદ્ર તે વિશ્વમાંના ચચ્ચાવત શૂરવીરો કરતાં પરાક્રમમાં ખરેખર અતિશય શ્રેષ્ટ છે. આ આટલું વિસ્તીર્ણ ક્ષિતિજ પણ, તેના કમરબંધને એ પુરૂં થનાર નથી. આ સ્વ-પ્રતાપી ઇંદ્રે આકાશરૂપે પૃથ્વીને બાથમાં પકડીને નક્ષત્રોને પોતાના માથાના શિરપેંચ પ્રમાણે રાખી મૂક્યા છે. ૬

હે વીર તું સર્વજનોનો ત્રાતા અને સર્વોત્કૃષ્ટ છે ત્યારે સંગ્રામ મધ્યે તને (સહાય માટે) લઇ આવવા સારૂ ઘણી દીનતાથી અત્યંત પ્રેમે એકત્ર થયેલાં ભક્તજનો તને પ્રજ્ઞાવત ઇંદ્રને યજ્ઞ મધ્યે હવિ અર્પણ કરીને પ્રસન્ન કરી લે છે. ૭

તેં વર્ષાવેલા દિવ્ય ઉદકની ધાર જે પ્રમાણે (પૃથ્વી ઉપર આવી) તે મોટા હર્ષ સહિત સમુદ્રમાં જઈ મળે છે, તે પ્રમાણે અમે અર્પણ કરેલી સોમરસની ધાર પણ તેવાજ મોટા આનંદે તારા તરફ આવે છે. જ્ઞાની જન હોય શું કિવા સામાન્ય જનસમૂહ હોય શું? સર્વને જો તું દયાર્દ્ર બુદ્ધિથી પોતાનાજ હોય એમ કહે છે, તો સર્વ જગતની સ્તવન વાણી તારા આગળ જવી જોઇએ (તેમાં નવાઈ શાની!) ૮

શૂરવીરોના અભય વચનોથી ઉત્તમ મિત્ર મળ્યા સમાન થાય છે. તો આવા પ્રકારનો ઉત્તમ મિત્ર ને ઉત્કૃષ્ટ સહાયક અમને તેની કૃપાથી મળ્યાં એમ થાય. અને આ ઇંદ્ર તેની (ચંચળ મનની) માફક સર્વગામી ખરો પરંતુ તે અમારા સત્કર્મ ને સ્તોત્ર ગાયનો સિદ્ધ કરી અમારી ઉપાસનામાંજ સ્થિર રહે એમ થાઓ. ૯

---

५ यो ह सत्वा, यः शूरः मघवा यः रथेष्टः। (यश्च) नृपण्वान् प्रतीचः चित् योधीयान्, ववव्रुषः तमसः चित् विहन्ता च, तमु इन्द्रम् स्तुहि।

६ यत् (इंद्र) महिना (विश्वेभ्यः) नृभ्यः प्र रूढः अस्ति इत्था, असीच कक्ष्ये रोदसी अरं न (अयम्) इंद्रः स्वधा वान् वृजनम् न भूम सम् दिव्ये, धान् ओपश मिव भर्ति।

७ हे शूर सतां उराणम् प्रपथि तमं च त्वा समत्सु परितंसयध्यै, (एते) ये सजोषसः क्षोणीः (ते त्वां) सूरिं इंद्र चित् मदे वाजैः अनुमदन्ति।

८ यत् ते आपो देवीः (भुवि आगत्य) समुद्रे आसु मदन्ति, एव हि सवना ते शम् (भवन्ति)। यदि सूरीन् चित् जनान् (चित्) धिया वेषि, (तद् किं चित्रम् यदि) विश्वाः गीः ते जोष्या अनुभूत।

९ नरां शंसैः न, एन मथा सुप्रचायः स्वभिष्ठयः (तथा) असाम। (अपिच सः मनः) न तुरः इंद्रः (अस्माकं) कर्म उक्था च नयमानः नः वंदने स्याः यथा असन् (तथा भूयात्)।

મોટા મોટા પુરૂષોની અને સ્પર્ધા રહિત સાધુજનોની વિનંતીને માન આપીને કાં ન થાય ! આ વજ્રાધર ઇંદ્ર સર્વથા અમારો થાઓ. એકાદા નગરાધિપતિનો રાજ્યકારભાર ઉત્તમ વ્યવસ્થાથી ચાલે છે એમ જોઈ તેનો પ્રેમ સંપાદન કરવા માટે ઉત્સુક એવા લોક જેમ તે નગરાધિપતિનું ગૌરવ જાળવે છે તે પ્રમાણે તે ઇંદ્રના અંતઃકરણ પ્રેમની ઇચ્છા કરનારા ભક્તો તેને યજ્ઞયાગ વડે પ્રસન્ન કરે છે. ૧૦ (૧૪)

કોઇ કોઈ ઠેકાણે ઇંદ્રને સંતુષ્ટ કરે એવો યજ્ઞ ચાલુ છે તો કોઈ કોઇ ઠેકાણે, મનનો ચંચળ એવો ભ્રષ્ટ મનુષ્ય વિના કારણે આથડતો ફરતો નજરે પડે છે. ( પહેલું કર્મ તે) એકાદા પવિત્ર પ્રવાહની પાસે તરસ્યા વટેમાર્ગુ માટે બાંધેલા ઘર સમાન થાય ( અને બીજુ) આતુર મનુષ્યને લાંબો પંથ જેમ હફાવી નાંખે છે (તે સમાન નિરર્થક થાય) ૧૧

હે ઇંદ્ર આજે આ યુદ્ધ પ્રસંગે તું અમારો ત્યાગ કરીશ મા; હે દેવ-પરિવેષ્ટિત મહાપરાક્રમી ઇંદ્ર જો આ તારો હવિર્ભાગ તૈયાર છે, તું પરમપુજ્ય અને સકલ કામના પૂર્ણ કરનાર દેવ છે ત્યારે મજ હવિ અર્પણોત્સુક ભક્તનાં વાંકાં ચુંકા બોલે તારા અને મરૂતના ગુણ સંકીર્તન કરૂં છું ( તે માન્ય કરી લેજે ) ૧૨

હે ઇંદ્ર; અમારૂં આ સ્તોત્ર તને અર્પણ થાઓ હે હરિદશ્વ ઇંદ્ર, તે સ્તવન વડે (પ્રસન થઈ) અમને સન્માર્ગ બતાવ, હે દેવ જેમાં અમારૂં ખરૂં કલ્યાણ છે તેજ માર્ગે અમને દોરી જા એટલે તાત્કાળ ફળદ્રુપ થનારને ઉત્સાહપ્રદ એવો (તારો) આશ્રય અમને પ્રાપ્ત થશે. ૧૩ (૧૫)

---

१० नरां निस्पर्धिनः च शंसैः न ( अयम् ) वज्रहस्तः इंद्रः अस्माकं असत् पूर्पतिम् सुशिष्टौ मित्रयुवः न, ( एते इंद्रस्य ) मध्य युवः ( तम् ) यज्ञैः उप शिक्षन्ति ।

११ ( कचित् ) कश्चित् यज्ञः इंद्र रन्धन् हि स्म,(कचित् )मनसा जुहुराणः चित् परियन् (दृश्यते)। तीर्थे अच्छ तातृषाणम् ओको न ( प्रथम कर्म ), क्षिप्र दीर्घोध्या आकृणोति ( एतादृश अपरम् कर्म)।

१२ हे देवैः (वृत) इंद्र, अत्र पृत्सु मो षु नः (त्याक्षीः), ते अन्याः अस्ति स्म हि। हे शुष्मिन् यस्य मे हविष्मतः यज्वा गीः (ते) महः मीळ्हुषः चित् मरुतश्च वन्दते ( तां जुषस्व )

१३ हे इंद्र, अस्मे एषः स्तोमः तुभ्य अस्ति, एतेन हे हरिवः नः गातु विदः। हे देव सुवितायः नः आववृत्याः ( येन ) इषं जीरदानुं वृजनम् विद्याम.

સૂક્ત ૧૭૪

॥ ऋषि अगस्त्य । देवता इंद्र ॥

હે ઇંદ્ર! જે દેવ છે તેમનો પણ તું રાજા છે. અમારા શૂરસૈનિકોનું રક્ષણ કર તું સર્વ સાધુજનોમાં શ્રેષ્ઠ ઔદાર્યશાળી અને અમારો તારક છે; તું સત્યસ્વરૂપ સંપત્તિદાતા અને ધૈર્યદાતા છે. ૧

હે ઇંદ્ર! અભદ્ર ભાષણોથી પોતાની જીભને દૂષિત કરનાર દુષ્ટ અધમોનાં જ્યારે તેં ધુવાં કાઢી નાંખ્યા તેજ વેળાએ પવન પણ ન જઇ શકે તેવી તેમની જગ્યા જે સાત શારદ્દુર્ગો (હતી) તેને પણ તેં પાર કરી નાંખી છે. નિષ્કલંક મોજાંથી ઉછળતા ઉદકનો પ્રચંડ પ્રવાહ તે વહેતો કર્યો અને તારો ભક્ત જે તરૂણ પુરૂકુત્સ તેના શત્રુઓને તેના સ્વાધીન કરી દીધા છે. ૨

હે ઇંદ્ર! (જગતના શત્રુના) સૈન્યનો આગેવાન શુરવીર હોવાથી તેઓથી સર્વ આકાશ ગોળ ભરાઈ ગયું છે ત્યારે તેમને ત્યાંથી હાંકી મૂક, અને જે અગ્નિ હોત્રનો ઉચ્છેદ ન થાય અને જે ત્વરિત ફળદાયી છે તે અમારા ઘરમાંના અગ્નિ (હોત્ર)નો ને તેવીજ બીજી ઉપાસનાઓનુ સિંહ પ્રમાણે (જાગૃત રહી) રક્ષણ કર. ૩

હે ઇંદ્ર! તારા વજ્રના માત્ર ટંકારવથી ને તેના ચળકાટથીજ તે (સર્વ જગતના શત્રુઓ) તારો મહિમા વૃદ્ધિગત થવા માટેજ (કે કેમ) તેની તે જગ્યાએ ગતપ્રાણ થઈ પડ્યા જુઓ! તેણે (ઇંદ્રે) યુદ્ધ કરી દિવ્યોદકનુ કલ્લોલ છોડી મુક્યું પ્રકાશ ધેનુને પણ મુક્ત કરી; અને પોતાના અશ્વપર આરૂઢ થઇને તડાકા બંધ દિવ્ય સામર્થ્યની પ્રાપ્તિ (ભક્તોને) કરાવી દીધી. ૪

---

१ हे इन्द्र, ये च देवा (तेषां) त्व राजा, हे असुर रक्ष (नः) त्वम् नॄन्, अस्मांश्च पाहि। त्वं सत्पतिः मघवा, नः तरुत्रः त्वम् सत्यः वसवानः सहोदाः ( असि )।

२ हे इंद्र, यद् मृधवाचः विशः (त्वम्) दनः (तदेव एतेषां) शारदीः शर्म (नाम) सप्त पुरः (त्वम्) दर्त्। हे अनवद्य, अर्णः अपः ऋणोः, यूने पुरुकुत्साय (अस्य) वृत्र रंधीः।

३ हे इंद्र (नतां द्विषतां सेनाः) क्षाम् ( अक्ष्यन् ),हे पुरुहूत येभिःच ( द्यौः वृता ताः)शूरपत्नीः वृतः नूनम् अज। अशुष, तूर्याण दमे अग्निम्, अपांसि च (दोषा) वस्तोः सिंहो न रक्षः।

४ हे इन्द्र, ते पर्शीरसस्य महा (एव) ते द्विषः तत्र ) प्रशस्तये सस्मिन् योनौ शेषन् नु । यद् (स) कृपा अर्णांसि, गाः (च) अवमृजन्, तिष्ठन् हरी ( त्वम् भक्तार्थे ) धृषता वाजान् दृष्ठ।

હે ઇંદ્ર, કુત્સ નામના જે ભક્ત ઉપર તું અત્યંત પ્રેમ રાખે છે તેના આગળ વાયુ સમાન ગતિવાળા ને એક સરખા પુરજોસમાં દોડનાર ઘોડા લઇને આવ. સૂર્ય પોતાનો એક ચાકનો રથ અમારા તરફ લાવો અને વજ્રધારી ઇંદ્ર પોતાનો મોરચો પાતકી શત્રુ તરફ ફેરવો. ૫ (૧૬)

હે હરિદશ્વ ઇંદ્ર, સજ્જનોને પ્રેરણા કરનાર તું (છે) એવી તારી પ્રખ્યાતિ છે. માટે તારા ભક્તોને પીડા કરનાર અને દાનધર્મથી પરાંગમુખ એવા જે જે દુષ્ટ હતા તેમનો તે સંહાર કરી નાંખ્યો છે. (હે દેવ) કોઇનું પ્રભુત્વ માન્ય નહી કરનાર તે દુષ્ટોને જ્યારે તેં પહેલાં બાજુએ પટકી દઇને પછાડયા, તેજ વેળાએ તુ પ્રાણી માત્રનો સંરક્ષક છે એવી વાત તાબડતોબ ધ્યાનમાં આવી. ૬

હે ઇંદ્ર, કાવ્ય સ્ફુર્તીની પ્રાપ્તિ માટે જ્ઞાની કવીએ તારા મહિમાનું યથાર્થ વર્ણન કર્યું કે અધાર્મિક દુષ્ટોને પૃથ્વીની સપાટી એજ ઓઢવા પાથરવાને કરી દીધી. તે પરમ કારૂણિક પ્રભુએ પોતાની ઉદારતા વડે અદ્દભુત રીતે રચ્યાં છે, અને રણમેદાનમાં યુદ્ધ કરી કુવચનીઓને જમીનદોસ્ત કરી નાંખ્યા. ૭

હે ઇંદ્ર, તારૂં તે પુરાતનકાળનું પરાક્રમ નવીન કવીએ પણ પ્રેમથી ગાયું છે યુદ્ધ ખીલકુલ થવા પામેજ નહિ તે માટે તેં સર્વ પાતકી કુરોનો હમેશ માટેજ નિઃપાત કરી નાંખ્યો છે. ઇશ્વિર ભક્તિહીન દુષ્ટોના આખા વંશના વંશ, ને તેમના દુર્ગ, તે સર્વનો ઉચ્છેદ કરી નાંખ્યો અને ઇશ્વિરનિંદક દુષ્ટોના મારવાના શસ્ત્રોના પણ કકડા કરી નાંખ્યા છે. ૮

હે ઇંદ્ર, તારી ગર્જના સાંભળતાંજ સર્વ જગત થરથર કાંપે છે. ધુનિ નામના રાક્ષસે રોકી રાખેલી દિવ્યોદકની ધારા તેં એવી રીતે છોડાવી નાંખી કે જાણે નદીઓનો પ્રચંડ પ્રવાહનો પ્રવાહ વહે છે. હે શૂરવીર ! આકાશરૂપ સમુદ્રને પેલે પાર પણ તું સહજ નીકળી જાય છે; તો તારા સંગેજ તુર્વશ અને યદુ, જે તારા ભક્તો તેમને પાર લઈ જા. ૯

---

५ हे इन्द्र, यस्मिन् (त्वम्) चाकन् (तम्) कुत्स, वातस्य स्यूमन्यू ऋज्रा अश्वा वह। (त)सूरश्चक्रं अर्माके प्र वृहतात्, वज्रबाहुः स्पृधः अभि यासिषत।

६ हे इन्द्र, हे हरिवः, (त्वम्) चोदप्रवृद्धः मित्रघ्न् अदाशून् जवन्वान्। अपत्य वहमानाः ये (अरातयः) त्वया शूर्ताः, (ते) आयोः अर्यमणम् (त्वाम्) सचा प्र पश्यन्।

७ हे इन्द्र, अर्कसातौ (त्वाम्) कविः रपन् (यद् त्वम्) दासाय क्षाम् उपबर्हणीम् क.। (सत्वम्) मघवाँ तिस्रः (भुवः) दानुचित्राः करत्, दुर्योणे च मृधि कुयवाचं नि श्रेत्।

८ हे इन्द्र। ता ते सना नव्याः (अपि) आ अगुः, विरणाय (त्वम्) पूर्वीः नमः सहः अदेवीः (तेषा च) पुरः न भिदः भिनत्, अदेवस्य हीयोः वधः (अपि) ननमः।

९ हे इन्द्र त्वम् धुनिः, धुनिमतीः अपः, स्रवन्तीः सीरा न ऋणोः। हे शूर यत् समुद्रं प्र अतिपर्पि तुर्वशं यदुं च स्वस्ति पारय।

હે ઇંદ્ર, તું અમારો સર્વોપરિ થા. કોઈ પણ નિરપરાધીને યત્કિંચિત્ પણ દુઃખ ન દેતાં તું પ્રેમે (સર્વ) મનુષ્યનું પાલણુ કરે છે, તો અમારા એકના એક શત્રુને તું (અમારા હાથે) પાદાક્રાંત કર, એટલે તાત્કાળ ફળદ્રુપ થનાર (તારા) ઉત્સાહવર્ધક આશ્રયે અમે રહીએ. १० (१७)

## સૂક્ત ૧૭૫.

॥ ऋषि अगस्त्य । देवता इन्द्र ॥

હે હર્યશ્વ ઇંદ્ર, તું ઉલ્લાસિત થા. આ હર્ષકર અને હર્ષરૂપ સોમરસ, જાણે કે તારૂં તેજ જ, એવા તે સોમરસનું તેં યજ્ઞપાત્રમાંથી પ્રાશન કર્યું છે. પ્રમોદદાયક ઓજસ્વી અને અસંખ્ય જય મેળવનાર આ વીર્યવાન સોમરસ તને વીર્યવંતનેજ (ગ્રહણ કરવાને) તદ્દન યોગ્ય છે. १

હર્ષવર્ધક, વીર્યવાન અત્યુત્કૃષ્ટ અને તીવ્ર એવો સોમરસ, હે ઇંદ્ર! અમારો આ અભીષ્ટદાયક શત્રુજીત અને અમર સોમરસ તને જઈ પહોંચો. २

તું ખરેખર દાનશૂરવીર છે, તો મ્હારા જેવા દીન માનવને મનોરથ તું પૂર્ણ કર. તું [શત્રુને] જીતનાર છે, ત્યારે અધાર્મિક દસ્યુને (માટીના) વાસણુ સમાન પોતાના તેજ વડે તોડી નાંખ. ३

---

१० हे इन्द्र त्वम् विश्वध अस्माकम् स्याः, अवृकतमः (त्वम्) नरां नृपाता (असि)। स (त्वम्) विश्वासां नः स्पृधां सहोदाः (येन) इषं जीरदानुं वृजनम् विद्याम.

१ हे हरिवः मत्सि; मत्सरः मदः ते महः इव पात्रस्य (त्वया) अपायि, (अयम्) इन्दुः वाजी, सहस्रसातमः वृषा (सोमः) ते वृष्णे (समुचित एव)।

२ हे इन्द्र, नः मत्सरः, वृषा, मदः वरेण्यः, सहावान्, सानसिः पृतनाषाट्, अमर्त्य (सोमः) ते आगन्तु।

३ (हे इन्द्र) त्वम् हि सनिता, शूरः, (अतः) मनुषः (मम मनो) रथम् चोदय,। सहावान् (त्वं) अव्रतम् दस्युम् (मृन्मयं) पात्रं न शोचिषा ओषः।

હે સર્વજ્ઞ તું જગતનો શાસ્તા છે, પોતાના ઇશ્વિરી સામર્થ્યવડે સૂર્યના રથનો એક ચાક કાઢી નાંખી વાયુરૂપ અશ્વોને લીધે કુત્સ અને શુષ્ણનું મૃત્યુ એવા બંન્નેને એકદમજ શુષ્ણ આગળ લઈ જા. ४

ખરેખર તારો આનંદ પરાકાષ્ટાનો ઓજસ્વી અને તારૂં કર્તવ્ય અત્યંત લોકોત્તર હોય છે, માટેજ પોતાના શત્રુવિનાશક અને પરમ સુખદાયક પરાક્રમના યોગે વ્યાપક એવું સામર્થ્ય પ્રાપ્ત કરી દેનાર એવા જે તું તેનાં વખાણ (સર્વ મુખે) થયાં છે. ५

હે ઇંદ્ર! તૃષાથી વ્યાકુળ થયેલાંને જેમ પાણી, તે પ્રમાણેજ પ્રાચીનકાળના સદ્‌ભક્તોને તું આનંદપ્રદજ લાગ્યો છે. તો એવાજ પ્રકારના પુરાતન "નિવિદ્" સ્તોત્રવડે હું તારૂં ધ્યાન ધરૂંછું, તો તાત્કાળ ફળદ્રુપ થનારને ઉત્સાહપ્રદ એવો (તારો) આશ્રય અમને પ્રાપ્ત થાય એમ કર. ६

સૂક્ત ૧૭૬

॥ ऋषि अगस्त्य । देवता इंद्र ॥

હે આલ્હાદકારક સોમરસ, અમને પરમ સુખની પ્રાપ્તિ થવા માટે તું ઇંદ્રને હર્ષ ઉત્પન્ન કર. તું પણ વીરજ છે, તો તે વીરનાજ અંગમાં પ્રવિષ્ટ થા. (હે ઇંદ્ર) તું ક્રોધે ભરાઇને થરથરતો ચાલી જાય છે, ત્યારે તારા આસપાસ ઉભો રહે એવો એક પણ શત્રુ તને મળતો નથી. १

४ हे कवे (इंद्र) ईशानः (त्वम्) ओजसा सूर्यं चक्र मुपाय, वातस्य अश्वैः, कुत्सम् वध च शुष्णाय वह

५ ते मदः शुष्मिन्तमः हि उत क्रतुः शुम्नितमः (ते) वृत्रघ्ना वरिवोविदा (मदेन) अश्वसातमः मसीष्टा।

६ हे इंद्र यथा पूर्वेभ्यो जरितृभ्यः (त्वम्) तृष्यते आपः न मयइव वभूथ, (तद्) त्वा तानुनिविदं अनु जोहवीमि, (तस्मात्) इषं जीरदानुं वृजनम् विद्याम ।

१ हे इन्दो, नः वस्य इष्टये इन्द्रं मत्सि, (त्वहि)। वृषा (तद् तम् वीरं) आ विश, (हे इंद्र) ऋघायमाणः इन्वसि (परंच) शत्रुन् अन्ति न विन्दसि ।

જે (ઈંદ્ર) સર્વ પ્રાણી માત્રનો એક પ્રભુ છે, તેનીજ જગ્યાએ (હે મનનમારી) સ્તવતવાણી રંગાઇ જાય એમ કર; બળદને હળના અનુરોધે જેમ ધાન્ય વવાય છે તે પ્રમાણે તેની ઇચ્છાને અનુસરીને (જીવનું) કર્મબીજ વાવ્યું જાય છે. ૨

પાંચે લોકોનું પ્રામુખ્ય-સર્વસ્વતા હાથમાં છે, તો અમારા દ્વેષીઓને હાંકી કાઢ અને વિદ્યુલ્લતાના ધક્કાવડે માર્યા માફક તેમને મારી નાંખ. ૩

જે તને સોમ અર્પણ કરી તારી ભક્તિ કરતો નથી, જે તને (તારી ભક્તિ કરી) આનંદ આપતો નથી, ને જેનું મોં પણ કોઇને ગમતું નથી, એવા પ્રત્યેક અભક્તનો એકદમ સંહાર કર. તેની જે કાંઈ યુક્તિઓ હોય તે અમને (સમજવા) દે, અને આમ તું કરીશ એવો મને-તારા ભક્તને પૂર્ણ ભરોસો છે. ૪

જે એક લોકદ્વય-વિખ્યાત પુરૂષનો મહિમા સ્તોત્ર દ્વારા એક સરખો પામે છે, તેને તેં સહાય કરી છે. ઇંદ્રને અર્પણ કરેલા હે મનોહરકાંતિ સોમરસ, સંગ્રામમાં ને સામર્થ્યની કસોટી થનાર યુદ્ધમાં પણ તું ઓજસ્વી યોદ્ધાનું સંરક્ષણ કર. ૫

હે ઇંદ્ર, તૃષાથી વ્યાકુળ થયેલાંને જેમ જળ, તે પ્રમાણેજ પ્રાચીનકાળના સદ્‌ભક્તોને તું આનંદપ્રદ લાગે છે, ત્યારે આવાજ પ્રકારના પુરાતન "નિવિદ" સ્તોત્રોવડે હું તારૂં ધ્યાન ધરૂંછું; તો તાત્કાળ ફળદ્રુપ થનાર અને ઉત્સાહપ્રદ એવો (તારો) આશ્રય અમને પ્રાપ્ત થાય એમ કર. ૬

---

२ चर्षणीनाम् यः एक ( एव प्रभुः ) तस्मिन् (इंद्रे) गिरः आ वेशय, यम् अनु स्वधा (कर्म) उप्यते, दृषा यव चर्कृषत् न।

३ यस्य हस्तयोः पञ्च क्षितीनां विश्वानि वसु, (स त्व) यः अस्मध्रुक् (तं) स्पाशयस्व, दिव्या अशनिः इव तम् (च) जहि ।

४ असुन्वन्तम्, यो न ते मयः त (सम) दूणाश (पाप्मान) जहि, अस्य वेदनं अस्मभ्यं दद्धि, (एतद्) सूरिः चित् ओहते।

५ यस्य द्विबर्हसः ( नरस्य ) अर्केषु सानुषक् असत् ( तं नर ) आवः, हे इंद्रस्य इंदो ( त्वम् ) आजौ वाजेषु च वाजिनम् प्र आवः।

६ हे इंद्र यथा पूर्वेभ्यो जरितृभ्यः (त्वम्) तृष्यते आपः न, मयइव बभूथ। (अतः) त्वाताम् निविदम् अनु जोहवीमि, (तद्) इषं जीरदानुं वृजनम् विद्याम।

સૂક્ત ૧૭૭

॥ ऋषि अगस्त्य । देवता इन्द्र ॥

જગદ્વ્યાપક, જનમનોરથપૂરક સર્વ લોકોના પ્રભુ અને અસંખ્ય લોકો જેનુ ધ્યાન ધરે છે એવો હે ઇંદ્ર, તું છે. તારૂં સ્તવન અમે (યથામતિ) કર્યું છે, તો તારા ઉમદા ઘોડા રથને જોડીને તારા ઉત્તમોઉત્તમ પ્રસાદ સહિત મારી વિનતિ સાભળવા માટે અહીંઆ પૃથ્વીપર મારી પાસે આવ. ૧

હે ઇંદ્ર, તારા વેગવાન અશ્વો તારા રથા વીર્યવાન, નામાંકિત વીરશ્રેષ્ઠના રથે જોડવાને યોગ્ય છે. ભક્તોની પ્રાર્થના સાંભળતાંજ તે પોતાની મેળે જોડાઈ જાય છે, તો હે ઇંદ્ર ! તે રથપર આરોહણ થઈ અમારા તરફ પૃથ્વીપર આવ. સોમરસ સિદ્ધ કરીને અમે તને આદરથી બોલાવીએ છીએ. ૨

તું જાહે ઇષ્ટ સિદ્ધીની વૃષ્ટિ કરનારો છે ત્યારે તુ ભક્ત મનોરથ પુરક એવાજ રથપર આરૂઢ થા; તારા માટે આ સોમરસ તૈયાર કરીને તેમાં અનેક સ્વાદિષ્ટ પદાર્થો નાંખ્યા છે તો હે સકલ લોક શ્રેષ્ઠ તુ તારા ઉમદા ઘોડા જોડીને નીચે (આ પૃથ્વીપર) મારી તરફ આવ. ૩

અહિંઆ આ દેવ માન્ય એવો યજ્ઞ શરૂ છે. આ અહીંઆ મેઘ પશુ ( છે ). હે ઇંદ્ર તારી પ્રીત્યાર્થે આ પ્રાર્થના સ્તોત્રો, આ સોમરસ અને અહીં તારા માટે આ દર્ભાસન બીછાવ્યું છે. તો હે સર્વ સમર્થ, અહીં જરૂર આવ. સોમરસને ગ્રહણ કરીને જરા આરામ કર અને અહિં ઘોડા છોડીને તેમને વિશ્રાંતિ આપ. ૪

---

१ त्वम् इन्द्रः चर्षणिप्राः जनाना वृषभ, कृष्टीना राजा, पुरुहूत (श्वासि), स्तुतः ( च त्वम् ) वृषणा हरी युक्त्वा श्रवस्यन् अवसा [सह] मद्रिक् अर्वाङ् उप आ याहि ।

२ हे इन्द्र, ते ये वृष्णः वृषभासः अत्याः वृषरथासः, ब्रह्म युजः (च) । तान् अतिष्ठः तेभिः अर्वाङ् आयाहि, हे इन्द्र त्वा सोमे सुते हवामहे ।

३ वृषा [त्वम्] ते वृषण रथ आ तिष्ट, सोम सुत. परिषिक्ता मधूनि । क्षितीना वृषभ, वृषभ्यां हरिभ्या (रथं) युक्त्वा, प्रवता मद्रिक् उप याहि ।

४ अय देवयाः यज्ञः, अय मियेधः इमा ब्रह्माणि, हे इन्द्र अय सोमः । [इद] बर्हिः स्तीर्णम् तु, शक्र प्र याहि [सोम] पिब निषद्य (च) इह हरी विमुच ।

હે ઇંદ્ર ! તારૂં સ્તવન ( યથામતિ ) ઉત્તમ રીતે થયું છે તો આ સન્માન્ય કવિના પ્રાર્થના સ્તોત્રો તરફ નીચે પૃથ્વીપર આવ. સુપ્રભાતે તારૂં સ્તવન કરનાર અમને ભક્તોને તારી કૃપાએ ઇચ્છિત લાભ થાઓ; તાત્કાળ ફળદ્રુપ થનાર અને ઉત્સાહપ્રદ એવો ( તારો ) આશ્રય અમને પ્રાપ્ત થાઓ. ૫

## સૂક્ત ૧૭૮

॥ ऋषि—अगस्त्य । देवता—इन्द्र ॥

હે ઇંદ્ર ! તારા સજ્જનોનું સંરક્ષણ કરવાને ( કે ) જેના માટે તું પ્રવૃત થાય છે એવા પ્રકારના ભક્તોની વિનવણી સાંભળી લેવાનો અદ્દ્ભુત ગુણ તારામાં વસે છે માટે ( અમે વિનવીએ છીએ કે ) અમારી ઉચ્ચ મનોવૃતિઓને બાળી નાંખીશ મા; અને ઉપાસનાનિષ્ઠ મનુષ્યને કરાવવાના સર્વ કર્તવ્યમારા હાથે તારી પ્રીત્યર્થે, તું જે વિશ્વાતમા તેની પ્રીત્યર્થે થાય એમ કર.

બન્ને બ્હેનોએ પોતપોતાની મર્યાદામાં રહી અમારા માટે જે જે કાંઈ કર્યું હશે તે બાબતે હે જગન્નાયક ઇંદ્ર અમને નિરાશ ન કર. પવિત્ર વાસના ઉત્પન્ન કરનાર દિવ્યોદક જે ( તે ) ઇંદ્રને જઈ મળ્યું છે તે દેવ અમને મિત્ર પ્રેમે અને પૂર્ણ ઉત્સાહે એવા વચની પ્રાપ્તિ કરી આપો. ૨

આ મહાવીર ઇંદ્ર યુદ્ધમાં પોતાના શૂરસૈનિકો સહિત સદૈવ વિજયી અને કરૂણા યાચક પ્રત્યેક ભક્તની બૂમ સાંભળનારો છે. તે હવિ અર્પણ કરનાર ભક્ત પાસે પોતાનો રથ લઈને આવે છે અને તેના મનમાં આવ્યું એટલે ( લોકોએ તેની પાસે ) દિવ્ય વાણીનો ઉચ્ચાર કરાવે છે. ૩

---

५ सुष्टुत इंद्र अर्वाङ् मान्यस्य कारोः ब्रह्माणि उपओ याहि, (तव) अवसा (दोषा) वस्तोः(वा) गृणन्तः ( अभीष्ट ) विद्याम, इषं जीरदानुं वृजनम् विद्याम ।

१ हे इन्द्र यया जरितृभ्यः उती बभूथ सा यद्ह श्रुष्टिः ते अस्ति (तद्) नो महयन्तम् कामं मा भावर आयोः (च) विश्वा आपः ते परि अस्याम् ।

२ या नु स्वसारा योनी नः (अर्थे) इणवन्त, ता राजा इन्द्रः न घ आ दभत् । सुतुकाःचित् आपः अस्मै अरेरान् । (स) नः सख्या वयश्च गमत् ।

३ शूरः इन्द्रः नृभिः पृत्सु जेता नाधमानस्य कारोश्च हवं श्रोता । दाशुषः उपाके रथं प्रभर्ता, यदि ... ... (इन्द्रः) गिरः उदन्ता ।

સામર્થ્યનો અલંકાર આ ઇંદ્ર છે. તે ભક્તોના સ્તવન સાંભળવાને માટે પોતાના સહ-વર્તમાન પોતાના પ્રિય ભક્તના પાસે આવે છે. જાસ્યુદ્ધમાં નાના પ્રકારના અવાજોની એકજ ગરબડ ચાલેલી હોય તો પણ યજમાનની સત્યાર્થ પુર્ણ સ્તોત્રવાણી ( તે ઇંદ્રની ) અવર્ણનીય ઉત્સાહ શક્તિની પ્રશંસાજ કરતી હોય છે. ૪

હે મહૈશ્વર્ય સંપન્ન ઇંદ્ર પોતાનાજ મોટપણાના અભિમાનમાં હોનારા (પાતકી) શત્રુને અમે તારા બળપર જીતી નાંખીએ, તુંજ અમારો તારક, તુંજ અમારી ઉન્નતિ કરનારો થા (એટલે) તાત્કાળ ફળદ્રુપ થનાર અને ઉત્સાહપ્રદ એવો (તારો) આશ્રય પ્રાપ્ત થાય. ૫ (૨૧)

## સૂક્ત ૧૭૯

॥ ऋषि–अगस्त्य । देवता–रति ॥

મેં આજ પુષ્કળ વરસ થયાં એક સરખું કષ્ટ રાતદિન સહ્યું છે. જે જે દિવસ ઉગે છે તે તે માત્ર ઘડપણ ( પાસેને પાસે ) લાવે છે. અને ઘડપણ વળી શરીરનું મોહકપણું નષ્ટ કરી નાંખે છે. એવી વાત છે તો પણ પુરૂષે સ્વસ્ત્રી સમાગમ સુખને અનુભવવું ન જોઇએ શું ? ૧

જુઓ પ્રાચીન કાળમાં જે જે કહેવાતા સત્યપરાયણ મહાત્માઓ થઈ ગયા અને જે જે પ્રત્યક્ષ દેવથી સત્ય જ ભાષણ કરતા હતા (એટલી જેમની યોગ્યતા હતી) તેમને સુદ્ધાં હાર ખાવી પડી. પણ ( બ્રહ્મચર્ય વ્રતની ) આખર તેઓને સાધ્ય થઈ શકી નહી. ત્યારે ( સામાન્ય ) સ્ત્રીઓએ પણ સ્વપતિસમાગમસુખ અનુભવવું ( તેજ યોગ્ય ) ૨

---

४ एव (अयं) इंद्रः पृक्षः प्रखादः, नृभिः मित्रिणः अभिभूत । विवाचि समर्थे ( अपि ) यजमानस्य सत्राकरः शंसः (अस्य) इषः स्तवते ।

५ हे मघवन् वय त्वया महतः मन्यमानान् शत्रून् अभिष्याम, त्व ( नः ) त्राता त्वमु नः वृधे भूः (येन) इष जीरदानुं वृजन विद्याम ।

१ पूर्वीः शरदः अह शश्रमाणाः, दोषाः वस्तोः उषसः तरयन्तीः (एव); जरिमा ( च ) तनूना श्रिय मिनाति, (एव सत्यपि) वृषणः स्वपत्नीः सजगम्युः नु ( किम् ) ।

२ येचित् हि पूर्वे ऋतसापः आसन् ( येच ) देवेभिः साकं ऋतानि अवदन्, त चित् अव असु:, (व्रतस्य) अन्तम् नहि आपुः (अतः) पत्नीः वृषभिः स जगम्युः नु ।

આપણે શ્રમ વ્યર્થ કર્યો એમ કહેશો મા. દેવ પોતેજ આપણું રક્ષણ કરે છે અને, આપણે આપણા સર્વ પ્રતિસ્પર્ધિઓપર જય પણ મેળવ્યો છે. (પછી બીજું શું જોઈએ?) તમે અમે બન્ને જણ જો સંપૂર્ણ એકમતે વર્તતા આવ્યા છીએ, તો આ લોકમાં જેનાથી સેંકડો લાભ થાય છે એવા સંસારને પણ વળી આપણે ખાસ જીત્યાં જ (એમ સમજવું). 3

એકાદા મહેતને અટકાવીએ ને તે જેમ વશ થતો નથી, તે પ્રમાણે વશ ન રહેનારી ઉત્કંઠા મને થઇ છે; અહીંથી તહીંથી સર્વ પ્રકારે ઉત્કંઠા મને થઇ છે. અહીંથી તહીંથી સર્વ પ્રકારે હું ઉત્કંઠિત થયો છું, હું વીર્યવાન, મહાબુદ્ધિવાન્ ને ધૈર્યશાળી અને આ લોપામુદ્રા અબળા ખરી, પરંતુ એણે મને સર્વસ્વ વિહ્વલ કરીને શુષ્ક કરી નાંખ્યો છે. ૪

જે જે સોમરસના તત્વને અમે અમારા અંતઃકરણમાં ભરી રાખ્યુ છે, તેના સામે ઉભા રહીને હું પ્રાર્થના કરૂંછું કે અમે જે કાંઇ પાતક કર્યું હોય તેની (દેવ અમને) સર્વસ્વ ક્ષમા કરો; કારણકે આ મનુષ્ય પ્રાણી એવાં છે કે તેને (સારી ખોટી) સેંકડો વાસના હોય છે જ. ૫

અગસ્ત્ય ઋષિએ પોતાના હાથમાં કોદાળી લઇને ખોદવા જેવું (તપશ્ચર્યનું બહુ મોટુ કષ્ટ) સહ્યું, તેમને પણ સંતતિ સ્વાધીનતા અને (અવિનાશી) બળ તેની ઇચ્છા હતી ને તેમણે સામર્થ્યવાન થઇને બન્ને વર્ણનો ઉત્કર્ષ કર્યો ત્યારે (ઇશ્વિરના) સત્ય એવા આશિર્વાદનું ફળ તેમને દેવલોકમાં મળ્યુ. ૬ (૨૨) (૨૩)

---

३ न मृषा श्रान्तम् यद् (नः) देवाः अवन्ति, विश्वाः स्पृधः इत् अभ्यश्नवाव (च); यद् सम्यञ्चा मिथुना (आवाम्) अभि अजाव, (तद्) अत्र शतनीथम् आजिम् जयाव इत्।

४ रुधतः नदस्य कामः मा आ अगन्, इतः अमुतः कुतश्चित् [अपि] आजातः, [इयं] लोपामुद्रा अधीरा [सत्यपि] धीरं वृषणं मा निरिणाति, श्वसन्तं च धयति।

५ इमम् नु हृत्सु पीतम् [अतः] अंतितः [वर्तमानं] सोमम् उप ब्रुवे यत् सीम् आगः चकृम (तत्) सु मृळतु। मर्त्यः हि पुरुकामः।

६ अगस्त्यः ऋषिः खनित्रैः (इव तपसा) खनमानः, अपत्यं, प्रजां, बलं [च] इच्छमानः, उग्रः सन् उभौ वर्णौ पुपोष, । देवेषु [च] सत्याः आशिषः जगाम।

## અનુવાક ૨૪

### સૂક્ત ૧૮૦

॥ ऋषि अगस्त्य। देवता अश्वीन ॥

(હે અશ્વીદેવો) તમારો રથ અંતરિક્ષરૂપી રજોમય સમુદ્રના આગળ પાછળ ભ્રમણ કરતો હોય ત્યારે પણ તમારા ઘોડા તદન સુયંત્ર ચાલેલા છે. તમારા સુવર્ણમય ચાકનગતિ વડે (અમૃત) તસરો ઉડતી હોય છે અને તમે પણ મધુરરસ પ્રાસન કરી ઉષાને સાથેજ (અહીં આવતા) હો છો. ૧

તમે જ્યારે વિશેષ ગતિથી જનારા લોકહિતકર અતિ પવિત્ર ને વેગવાન એવા સૂર્ય. પહેલાં આવી પહોંચો છો, ત્યારે (ભક્તોનું) સ્તવન (એવા અર્થનું) ચાલ્યું હોય છે કે હે મધુર રસાભિલાષી અને સર્વલોક પ્રિય અશ્વી, ભગિની ઉષા તમને લઇને આવ્યાને અમને દિવ્ય સામર્થ્ય અને ઉત્સાહ મળે. ૨

એ દિવ્ય ધેનુના અપરિપક્વ પરંતુ પ્રકાશમય પયસ્થાનમાં પરિપક્વ ને ઉત્કૃષ્ટ એવુંઅમૃત તત્વ રાખેલું છે, માટે હે સત્યસ્વરૂપ અશ્વી, અરણ્યના અંતર્ભાગમાં વાંકી ચુકીગતિએ ચાલનાર પવન (જેવો પવિત્ર હોય છે) તેવા પવિત્ર અંતઃકરણથી આ તમા ભક્ત તમારી સેવા કરે છે. ૩

મે અત્રી ઋષિ માટે તેમની પ્રાર્થના પરથી પ્રખર ઉષ્ણતાને પાણીના પ્રવાહની મ (શીતળ) મધુર રસયુક્ત કરી નાંખી છે, માટેજ હે શૂર અશ્વીદેવ, તમારી પ્રીત્યર્થે પશુયજ્ઞ થાય છે અને મધુર રસ અમારી પાસે રથના પૈડાની માફક ગરગર કરતું દોડી આવે છે. ૪

---

१ हे (अश्विनौ) यद् युवोः रथः रजांसि अर्णांसि परि दीयत् (तदपि) वाम् अश्वाः सुयमासः, वामहिरण्ययाः पतयश्च (पवि:) प्रुषायन्, (हे अश्विनौ) मध्वः पिबन्तौ उषसः सचेथे ।

२ यद् युवम् अत्यस्य, निपतनः नर्यस्य प्रयज्योः (सूर्यस्य) अव नक्षथः, (तदा) हे विश्वगूर्ती, हे ऋषी (स्तोता) ईट्टे यद् वाम् स्वसा वाजाय, इषे च (वाग्) भराति ।

३ युवम् (दिव्यायाः) गोः आमायाम् उस्त्रियायाम् (वक्षणाया) पक्व पूर्व्यं च पयः यत् अधत्तम्। हे ऋतप्सू वनिनः अन्तः ह्वारः (वातः) न शुचिः हविष्मान् वाम् यजते ।

४ युवम् ह घर्मे अत्रये, घर्मं अपः क्षोदो न मधुमन्तम् अवृणीतम् । तत् हे नरौ, अश्विनौ, वाम् पश्वइष्टिः, (अतश्च) मध्वः रथ्या चक्रा इव (नः) प्रति यन्ति ।

અહી-અહીજ (યજ્ઞમા) પ્રગટ થનારા અશ્વીદેવના ગુણાનુવાદ વારવાર ગવાય છે, તે તેની મૂર્તિ નિષ્કલક અને કીર્તિ પવિત્ર છે માટેજ ગવાય છે હે અને તમ ના પૈકી એક જણ અમારા તે ઉત્તમ યજ્ઞનો યશસ્વી એવો પુરસ્કર્તા ને બીજો દ્યુલોકનો દૈવશાલી પુત્ર (હશે કે શુ) એમ લાગે છે ૪

મોટા વેગે નીચે ઉતરનારો ઉચા ઉચા શિખરોના નૂવપુનય એવો તારો રથ તમારી ઈચ્છાથીજ અમારા (લોકોના) ઘર તરફ આવે હે અશ્વીદેવ! તમારા પૈકી ગમેતે કોઈની પણ (સ્તુતિ કરી તો પણ તે) સ્તોત્રસામર્થ્ય વડે તમારા રથના ઘોડા તુષ્ટ થઇ જાય છે ને પોતાના ખોંખારાથી સર્વ અંતરિક્ષને ગજવી મૂકે છે ૫ (૨૫)

શરદ ઋતુમાની ધાન્ય સંપત્તિ પ્રમાણે સમૃદ્ધ ને પ્રતાપી એવો આ તમારો રથ અમૃતના અસંખ્ય ઉત્સાહપ્રદ પ્રવાહ છોડતો છોડતો સર્વત્ર સચરે છે તમારા પૈકી કોઈની પણ (સ્તુતિ કરીએ તો પણ તે) સદ્ય ફળદાય સ્તોત્રસામર્થ્ય વડે સ્વત્ર પ્રસરનારી વિશાળ નદીઓ ભરપુર ભરાઇને વહેતી વહેતી અમારા તરફ આવે છે ૬

સર્વનિયામક હે અશ્વી ત્રણ પ્રકારે ઉછળતી વહેનારી તમારી પુરાતન પ્રસિદ્ધ એવી સ્તુતિ (નો ઓઘજ) મારા મુખવાટે બહાર પડે છે, તો તે સ્તુતિ વડે પ્રસન્ન થઇ તમારી કૃપાની યાચના કરનાર (હું) ભક્ત પર દયા કરો અને ફરતા હો અથવા સ્વસ્થ વિશ્રાંતિ લેતા હો તો પણ મારી પ્રાર્થના પર (કૃપા લાવી) ધ્યાન રાખજો ૭

---

४ इह इहेत् जाता (यत्) समवाशीताम् (तद्) तेन्वा तन्वा, नामभि (च) वाम् अन्य. (न) सुमखस्य जिष्णु सूरि (भवति) अन्यः दिवः सुभग पुत्र (इति) ऊहे।

५ वाम् नियन्, ककुह, पिशङ्गरूप (रथ वाम्) गृहा अनु (न) सद्मानि प्र गच्छतु। हे अश्विना, (वाम्) अन्यस्य [illegible] हरी पीपयत, मथ्ना (ऊर्जौ) घोषै रजांसि [illegible] (आप्यायत)।

६ वाम् (रथ) शरद्वान् न वृषभ निष्षाट् (अ), मधु [illegible] पर्णी [illegible] प्र चरति। (वाम्) अन्यस्य [illegible] (या) पीपयत, [illegible] नद्य [illegible] आ अग्मु।

७ हे [illegible] अश्विना, [illegible] [illegible] [illegible] (न) [illegible] [illegible]। (वाम्) उप- [illegible] (इन्द्र) [illegible] [illegible], [illegible] [illegible]।

તેમજ જ્યાં ત્રણ ઠેકાણે દર્ભાસન નાંખેલાં હોય છે એવા (યજ્ઞ) ગૃહમાં તમારા અતિ ઉજ્જ્વળ તેજસ્વરૂપનું સ્તવન ભક્તોના અંતઃકરણને ઉચ્ચ બનાવી દે છે. હે વીર! મનોરથની વૃષ્ટિ કરનાર એવો તમારો (કૃપા) મેઘ, જ્ઞાનરૂપની વૃષ્ટિ કરીને મનુષ્યને અભીષ્ટ માલી આપી સમૃદ્ધ બનાવે છે. ૮

હે અશ્વીદેવ! પૂષા દેવ પ્રમાણેજ તમને પણ અમારાં જ્ઞાનિષ્ઠજન હવિ અર્પણ કરીને અગ્નિ ઉષાના જેવું તમારૂં પણ સ્તવન કરનારો હોય છે. ને આની નિષ્ઠાએ તમારી સ્તુતિ કરીને જે તમારૂં ધ્યાન ધરતો હોય તો તાત્કાળ ફળરૂપ થનારને ઉત્સાહી (એવો તમારો) આશ્રય અમને મળે એમ કરો. ૯ (૨૬)

સૂક્ત ૧૮૨.

॥ ऋषि अगस्त्य. । देवता अश्विन ॥

જુઓ આ (અશ્વીદેવના આગમનની) સૂચના માલમ પડતી આવી. ચાલો આગળ બનો અહા! જુઓ! તે વીરોના રથ! જ્ઞાનીજનો તેમને પ્રસન્ન કરે તે સદબુદ્ધિની પ્રેરણા કરનાર અને ધ્યાનગમ્ય હોઇ મનુષ્ય માત્રમાં ધ્યાની–સંપત્તિ તેના તરફથી ભરાઇ છે. તે દ્યુલોકમાથી પ્રગટ થયો છે ને પુણ્યવંતોને તેની સત્તાની પવિત્રતાનો અનુભવ થાય છે. ૧

ખરેખર તમે ઇંદ્ર સંગે એકરૂપ હોઇને નિદિધ્યાસથી યોગ્ય છો. તમે મરૂતની મફક બરાબર શત્રુનાશક ને અદભુત કર્મરૂપી અતિથી હોઇને રથપર આરૂઢ થાઓ છો ત્યારે કે અશ્વી અમૃતરસથી ભરેલા ભરેલો આપના રથમાં પીને હવિદાન અર્પણ કરનાર ભક્તો પાસે તમેજ જાઓ છો, ૨

---

८ उत त्रिबर्हिषि सदने नृन् रुशतः वप्ससः स्या गीः ( प्रशस्तान् ) नॄन् पिन्वते । हे वृषणा, (अस्मे) वाम् वृषा (इन्द्र) मेघः गो सेके न मनुषः दशस्यन् (तान्) पीपाय ।

९ हे अश्विना युवाम् पूषा इव न उषसम् न पुरन्धि. हविष्मान् (सन्) जरते । यत ( अहम् ) वरिवस्या गृणान. वाम् हुवे (तद्) अस्मे न रवातु वाजम् दियम ।

१ (पश्यत यत्) इदं (अभूत्) अदनम् (पुर) वृषन्वान्, ओ भूषत, ( च) वृषन्वान् रथ, हे मनीषिण (अश्विन् एतान्) मदत । (अत्रापि) धिय जिन्वा धिष्ण्या, विश्पलावसू, दिव नपात, सुकृत शुचिव्रता (च) ।

२ (युवाम्) इन्द्रतमा, विष्ण्या हि, (युवाम् च) मरुत्तमा दस्रा, दंसिष्ठा, रथ्या रथीतमा, पूर्ण रथ मध्व. आचितम् वहेथे, तेन च हे अश्विना दाश्वांसम् उप यात ।

હે સમર્થ દેવ! અહીંઆ (આ) શું કરો છો? ને શા માટે બેઠા છો? અહીં-આના લોકો જુઓ તો (દેવને) તે હવિ અર્પણ ન કરતાં પોતાનાજ તોરમાં અકડ રહે તો મને તજી દો અને અધાર્મીક દુષ્ટોના આયુષ્યની દોરી ટુંકી કરી દેવોના ગુણ કીર્તન કરનારા ભક્તજનોને જ્ઞાનજ્યોતીનો પ્રકાશ કરી દો. 3

સજ્જનો પર ચોતરફથી મોં મારનારા કુતરાઓને તમારી દાઢો નીચે ચાવી નાંખો ને (સજ્જનોના) શત્રુઓનો નાશ કરો; હે અશ્વીદેવ આ સર્વે તમે સમજો છોજ (અમારે વિનંતિ કરવીજ જોઇએજ એવું નથી) સ્તવન કર્તાના પ્રત્યેક શબ્દ રત્નમય કરો અને હે સત્યસ્વરૂપ દેવ, તમો બંન્ને મારૂં આ સ્તોત્ર સફળ કરો! ૪

તમે તુગ્રના પુત્રો માટે મહા સમુદ્રમાં સચેતન સુકાનવાળું અને સુખકર એવું એક નૌકા તૈયાર કર્યું. તમે ઉલ્વટમાં કુશળ ત્યારે તેના (નાવના) યોગે જળપ્રવાહમાંથી ઉડીને ઇશ્વર તરફ ધ્યાન રાખનાર તે ભક્તસહિત તમે ઉપરનીકળી ગયા. ૫ (૨૭)

તુગ્રના પુત્રને મહાસાગરમાં ફેંકી દીધો હતો જ્યાં "આદ્ય અંત કાંઇ નહીં" એવા ઘોર અંધકારમાં તે ગુલાંટીઓ ખાતો હતો ત્યારે અશ્વીદેવ સ્વપ્રેરણાએ ચલાવેલાને સમુદ્રમાં (જેનો ઘણોજ આશ્રય) પ્રિય લાગે એવી ચાર નૌકાઓ જુઓ! તેને પાર લઇ જાય છે. ૬

---

३ हे दस्रा अत्र किम् कृणुथः, किम् आसाथे, (अय) जनः यः कश्चित् अहविः महीयते [च] [तद्] अति क्रमिष्टम्, पणेः असुं जुरतम्, वचस्यवे विप्राय (भ) ज्योतिः कृणुतम्।

४ रायतः शुनः अभितः जम्भयतम्, हतम् मृधः, हे अश्विना, (ए) तानि विद्थुः। जरितुः वाचं वाच रत्निनीम् कृतम्, हे नासत्या (युवाम्) उभा मम शंसम् अवतम्।

५ युवम् तौग्र्याय सिन्धुषु, आत्मन्वन्तम् पक्षिणम् प्लवम् (एकम्) कम् चक्रथुः। येन सुपत्नी (युवाम्) महः क्षोदसः पेतथुः देवत्रा मनसा (भक्तेन सह च) निरूहथुः।

६ अप्स्वन्तः अवविद्ध तौग्र्यम् अनारम्भणे तमसि च प्रविद्धम् जठरस्य जुष्टाः अश्विभ्याम् इषिताः चतस्रः नावः उत् पारयन्ति (पश्य)॥

અતિ વિસ્તીર્ણ અત્યંત વિશાળ અને અમર્યાદ દેવતાઓની આ યજ્ઞમાં હું અતિશય નમ્રપણાથી પ્રાર્થના કરૂંછું. કારણ કે તમે ભાગ્યદાયક અને સહેજજ યશ મેળવી આપો છો તો હે દ્યાવાપૃથિવી ભયંકર સંકટમાંથી અમારૂં રક્ષણ કરો. ७

અમે દેવોનો જે જે અપરાધ કર્યો હોય અથવા મિત્રદ્રોહ કે સ્વામિદ્રોહ કર્યો હોય, તે (સર્વ પાપોનો) અમે એકાગ્રચિત્તે ગાયેલું આ સ્તોત્ર નાશ કરે અને હે દ્યાવાપૃથિવી તમે ભયંકર સંકટમાંથી અમારૂં રક્ષણ કરો. ८

પરમ સ્તુત્ય અને મનુષ્ય હિતકારી તે બન્ને (દેવીઓ) મારૂં રક્ષણ કરે છે. તમારી સહાય તત્પરતાથી અને કૃપાળુપણે હમેશાં મારી પીઠપર રહો અને હે દેવીઓ, અમે ભક્તજન સત્પતાથી આનંદિત થઈને અમારા દાનશૂર યજમાન માટે અમારી પ્રાર્થનાથી તમારૂં મન આકર્ષી શકીએ તેમ કરો. ९

દ્યાવાપૃથિવી સર્વથી પહેલાં સ્વસ્થપણે સાંભળી લે તે માટેજ (તેમનીજ કૃપાથી) મેં અત્યંત બુદ્ધિમાન થઈને આ સત્યાર્થ પૂર્ણ સ્તોત્ર ગાયું છે, તો સર્વ પાપો અને દુઃખોથી અમારૂ રક્ષણ કરો, અને તે માબાપ પોતાના કૃપાકટાક્ષથી અમારી સંભાળ રાખો. १०

હે દ્યાવાપૃથિવી, આ જે મેં તમારી પ્રાર્થના કરી છે, તે પ્રમાણે અરેખર તે મારાં માબાપ થાઓ. દેવો કરતાં પણ પ્રેમથી અમને ઘણાજ પાસે લો એટલે તત્કાળ ફલરૂપ થનાર તમારો ઉત્સાહપ્રદ આશ્રય અમને પ્રાપ્ત થશે. ११ (३)

---

७ उर्वी पृथ्वी बहुले दूरे अन्ते (द्याम्) अस्मिन यज्ञे नमसा उपब्रुवे। ये (युवां) सुभगे सुप्रतूर्ती (सर्वान्) दधाते ते, द्यावापृथिवी युवा अन्वात् नः रक्षत।

८ यत् कश्चित् आगः देवान्, सखायं वा सदमित् जास्पतिं वा चकृम, एषां इय धीः अवयान भूयाः। तत् हे द्यावापृथिवी अन्वात् नः रक्षतम्।

९ शासा, नर्यां पने उभा मान् अविष्टाम्, उभे ऊती अवसा च माम् सचेतां। हे देवाः (वय) अर्पः इषा भूरि चित् मदन्तः (यान) सुदास्तराय इषयेम।

१० (तयोः परमरसा) सुमेधाः तत् (इद) ऋतं (स्तवनं) दिवे पृथिव्यैच अभिश्रावले नवमं अवोचम् (तत् युगान्) अवयान् दुरितात् अभीके पातान, पिता माता च अवोभिः रक्षताम्।

११ हे द्यावापृथिवी, हे पितः मातः, यद् इह या उपब्रुवे तन् सत्यं अस्तु। अवोभिः देवानामवि अवसे भूतान (येन वय) इषं वीरवद्‌ं दानुं वियाम।

સૂક્ત ૧૮૬

॥ ऋषि—अगस्त्य । देवता—विश्वेदेव ॥

સકળ લોકના પ્રભુ અને દેદિપ્યમાન ( સર્વ પ્રેરક ) હે સવિતા, તમને ઉદ્દેશીને કરેલા ઉત્કૃષ્ટ સ્તવનોથી અને યશોવર્ધક આહુતીઓથી સંતુષ્ટ થઇને આ અમારા યજ્ઞમંડપમાં આવો, એટલે પછી હે નિત્યતરૂણ દેવો, તમે આવતાંજ અમને તેમજ સર્વ જગત્‌ને આનંદજ થશે. ૧

એકરૂપ થએલા હે સર્વ દેવ અને મિત્ર અર્યમા અને દયાળુ વરૂણ, અમારી તરફ આવો, એટલે અમારો સર્વ પ્રકારે ઉત્કર્ષ થશે, અને તમારા પ્રભાવથી અમારૂં સામર્થ્ય કમી થવા દેશો નહી. ૨

તમારા પરોણા અને ( અમને ) અત્યંત પ્રિય એવા અગ્નિનું યશો વર્ણન કરીને હું સ્તવન કરૂં છું. તે ( ભક્ત સંકટ નિવારણ કરવા માટે ) ઉતાવળથી દોડી આવનાર અને દયાળુ છે. ( તેનું સ્તવન કરવાથી ) પુણ્યલોક દેવાધિદેવ વરૂણ આપણો થશે, અને તે ભક્તજનથી પૂજ્યદેવ અમને ઉત્સાહ સામર્થ્ય પ્રાપ્ત કરી આપશે. ૩

હે રાત્રિ અને ઉષા દેવીઓ, ભક્તોને સુંદર દૂધ ભરપુર દેનાર તમે ગાયો જ છો માટે ( અમારા ઇષ્ટ હેતુ ) પરાક્રમોથી સાધ્ય કરી લેવાની ઇચ્છાથી હું તમારા ચરણને વંદન કરતો તમારી પાસે આવ્યો છું. તમે તમારા આંચળમાં એકજ વખતે જુદી જુદી જાતનું ( ઇચ્છિત લાભરૂપ ) દૂધ ઉત્પન્ન કરી શકો છો; પરંતુ મને તો ફક્ત એકજ વખતે એકજ પ્રકારનું સ્તોત્ર કરતાં આવડે છે. ૪

---

१ विश्वानर, देवः सविता नः इळाभिः सुशस्ति च विदथे आगन्तु। यथा हे युवानः ( युष्माकं ) अभिपित्वे मर्तीया, न. विश्वं जगच्चापि मत्सथ।

२ आस्काः विश्वे देवाः, मित्रः अर्यमा, सजोषाः वरुणः च नः आ गमन्तु। यथा (ते) विश्वे नः वृधासः भुवन्, सुमहा शवः विधुर न करन्।

३ वः प्रेष्ठं अतिथिं अग्निं शस्तिभिः गृणीषे । ( सोपि ) सजोषाः तुर्वणिश्च । यथा सुकीर्तिः सूरिः च वरुणः नः असत्, अरिगूर्तः ( सः यथा नः ) इषः पर्षत् ( तथा स्तुत )।

४ उपसानक्ता मदुघा धेनुरिव ( युवां, । नमः ) नः नमसा निरोषा च उप ब्रुवे। ( युवयोः ) सस्मिन् ऊधन् विषुरूपे पयसि ( सति, अहं ) समाने अहन् अर्कं ( मरुतेन ) मिमिनः।

તેમજ અહિર્બુધ્ન્ય (હે મહદાકાશ), અમારૂં કલ્યાણ કરો, એટલે વાછરડાંને સ્તનપાન કરાવવાને જેમ ગાય દોડે છે તે પ્રમાણે આ આકાશ ગંગા અમારી પાસે આવશે, એટલે પછી સ્વર્ગીય પાણીમાંથી ઉત્પન્ન થનાર અગ્નિનું અમે સ્તવન કરીએ. ઉમદા અને મનના જેવા વેગવાળા ઘોડા આ અગ્નિના રથને ખેંચી જાય છે. ૫(૪)

તેમજ તમારી સાથે જ્ઞાની વિભૂતીઓને લઇને આ દયાળુ ત્વષ્ટદેવ અમારી પાસે આવે અને વૃત્રહંતા, જગત્ વ્યાપક, અને વીરોમાં અત્યંત પરાક્રમી વીર ઇંદ્ર પણ અમારી પાસે આવે. ૬

જેમ ગાય પોતાના નાના બાળકને ચાટે છે તે પ્રમાણે (મનરૂપી) અશ્વને લગામ લગાડનાર આ (ઇંદ્ર) ની દયાર્દ્ર બુદ્ધિ અમને પ્રમુદિત કરે, કારણે નવવધૂ પ્રમાણે અમારી વાણી પણ સર્વ વીરોમાં અત્યંત પ્રશંસનીય ઇંદ્રને જ આલિંગન દેનાર છે (તેમાં કાંઇ શક નથી). ૭

તેમજ જેની સેના મોટી છે અને જે પોતાની સ્ત્રી પૃથ્વી સાથે એકજ અભિપ્રાયથી ચાલે છે તે મરૂત અમારી પાસે આવીને બેસે. તેના રથને પાણીના પ્રવાહ જેવા વેગથી દોડનાર ટીપકીદાર ઘોડા જોડેલા હોય છે. આ દેવ, શત્રુ નાશક અને તે મિત્ર (રૂપ ઇંદ્ર) સાથે જાણે કે એકજ રૂપ થએલો છે. ૮

પવિત્ર અંતઃકરણથી કરેલી પ્રાર્થનાને માન આપીને તેણે પોતાના અશ્વ જોડ્યા કે તરતજ તે પોતાના સામર્થ્યથી વિભૂષિત થાય છે, અને સૂર્યનો ઉજ્વળ પ્રકાશ પડ્યો હોય તે દિવસે તેની સેના વિજળીઓ સાથે ઝપાટાબંધ નીચે આવીને જમીન અને નાળાં પાણીથી ભરી નાખે છે. ૯

---

५ उत अहिर्बुध्न्य न मय क, शिशुं न पिप्युषी इव सिंधुः वेति। येन अपाम् नपात जुनाम मनोजुवः वृषण य वहन्ति ।

६ उत सजोषाः त्वष्टा अभिपित्वे स्मत् सूरिभि. न ईम् अच्छ आ गन्तु । (अपिच) वृत्रहा चर्षणिप्राः इन्द्रः नरा तुविष्टमः इह न आगम्या. ।

७ उत गाव ईम् तरुण शिशुं रिहन्ति न, अश्वयोगा (इन्द्रस्य) मतयः न. रिहन्तु । (नः) गिर न यमी जनय. न, नरा पुरुनिष्टम् इमाँ नमन्त ।

८ उत इह सेना. मरुतः स्मत् रोदसी समनस, न ईम् (आगत्य) सदन्तु। (एतेषा) रथा अनय. न पृषदश्वाः, (एते) देवाः च रिशादस. मित्रयुजः न ।

९ यद् ये (अस्मन्) शुहचि प्रयुः प्रयुज्ने (तदानीमेव) एषा महिना (ते) प्र चिदितो ... सुविते दाद न एषा सेना. विन शरणि मुषायन्त ।

( હે ઋત્વિજો, દેવોની ) કૃપા મેળવવા માટે અશ્વિની દેવોને પ્રસન્ન કરો; પૂષા દેવને પણ પ્રસન્ન કરો. કારણકે એ સર્વ પોતાનાજ બળથી સુશોભિત છે. તેમજ વિષ્ણુ, વાયુદેવ અને ઋભુના નાયક ( ઇંદ્ર ) પણ અજાતશત્રુ છે. માટે અમારા અતિશય હિત માટે સર્વ દેવોને અહીં લઈ આવો. ૧૦

હે સર્વ વંદ્યદેવો, અમે આ તમારી એકાગ્રચિત્તથી પ્રાર્થના કરી છે તેમાં (તમારી કૃપાથી ) ખરું ચૈતન્ય ઉત્પન્ન થઈને તે તમારૂં અધિષ્ઠાન થાઓ, કારણકે આ પ્રાર્થના પરમ વસ્તુની લાલચથી તમે-દેવો પામે જવાનેજ પ્રયત્ન કરે છે. માટે અમને તત્કાળ ફળરૂપ થનાર તમારો ઉત્સાહપ્રદ આશ્રય પ્રાપ્ત થાઓ. ૧૧ ( ૫ )

## સૂક્ત ૧૮૭

॥ ऋषि अगस्त्य । देवता अन्नस्तुति ॥

( સોમના ) પોષક તત્વોનું મારે હમણાં સ્તવન કરવું જોઈએ સામર્થ્યવાન્ પુરુષોની શક્તિને પણ તે પુષ્ટિ આપે છે, અને તેની પ્રબળ શક્તિથી ત્રિત, પોતાના શત્રુનો પરાભવ કરીને વધ કરી શકી. ૧

હે સુખદાયક પેય, હે મધુર રસ, અમને તારીજ ઇચ્છા છે, માટે તું અમારો દયાળુ રક્ષક થા. ૨

---

१० अश्विनौ यज्ञे प्र हृणुध्वम्, पूषणम् च प्रहृणुध्वम् स्वतवसौ हि सन्ति। विष्णुः अद्वेषः, वातः ऋभुक्षा ( एतावपि अद्वेषौ ), देवान् सुम्नाय अच्छा वर्तय।

११ यजत्राः इय त्वा व अग्ने दीधितिः अपित्वणीच सदनीच भुवाः। या वयुनः देवेषु नि यतो, (तेन) इषं पीवदानुं वृजनं विदाम।

१ महः तविषीं ( च ) धर्नाणं पितुं स्तोष नु, यस्य ओजसा त्रितः वृत्रं विपर्व अर्दयत्।

२ हे स्वादो पितो, हे मधो पितो वयं त्वा वनमहे अस्माकं अविता भव।

હે ઉત્કૃષ્ટ રસ, તુ તારા ઉત્કૃષ્ટ ચમનો સાથે અમારી પાસે આવ. તું હિતકારક, મિત્રતાને યોગ્ય અને દ્વેષબુદ્ધિ રહિત છે તુ બ.ને પક્ષમા સામેલ રહેવાના વર્તનથી અજાણ છે. ૩

હે પેય, આકાશ મચાર કરનાર વાયુ પ્રમાણે તારો અર્ક સ્ત્લોકમા સર્વત્ર વ્યાપ્ત થયો છે ૪

હે ઉદાર પેય, હે અતિ મધુર રસ, તારા રૂચિકર અર્કનુ પ્રાશન કરનારની ગરદન ચાલતી વખતે ભરેલી હોય એમ મને જણાય છે. ૫

હે રસ, તે શ્રેષ્ઠ દેવનુ મન તારી ઉપર ચોટેલું છે. તારી સહાયથી તેણે અહિનો વધ કર્યો તેવુ મત્કૃત્ય તારી સ્ફુરણાથી થઇ શકે છે. ૬

હે રસ, જો કે મેઘના ચકમકતા પાણીથી તારૂ એકીકરણ થયુ તોપણ, હે મધુર, પેય, ત્યાથી પણ અમારી પાસે પુર જોશથી આવ. ૭

હે સર્વ વ્યાપી પેય, અમે ઉદક અથવા વનસ્પતિનુ ગમે તેટલુ સેવન કર્યુ તો પણ તેમાનો પોષક તત્વ તુજ થા. ૮

---

३ हे पिता शिव त्वम् शिवाभि दुतिभि म उप आचर, मयासुः अद्विषेण्य सुशेव अद्वया सखा ( भव )।

४ पितो तव त्ये रसाः दिवि वाता श्रिता इव रजांसि अनु विष्टिता ।

५ पितो, ददनः तव, हे स्वादिष्ट पिता ते रसानां स्वाप्रान तुविग्रीवा इव ईरते ।

६ हे पितो त्वे महाना देवाना मन ततिम् ( अपिच ) तव केतुना चारु अकारि ( यद् )तव अवर अहिं अवधीत् ।

७ हे पिता यद् अद पर्वताना जिगम अगमन्, अत्र चित नो पिता, न भक्षाय अर गम्या

८ यद् अपा आपधीना परिश आ रिशामहे, हे वात पे ( कम्भ ) पाप इत् भव ।

હે સોમ, દહિં, દુધ, કે ધાન્ય એમના જેવું જે કાંઈ પદાર્થો અમે ખાઇએ છીએ, તેનો પોષક હે રસ! તું જ હો. ૯

કરંભ (લાડુ ઇત્યાદિ પકવાન્ન) સુદ્ધાં, હે ઓષધિ રૂપ રસ તું જ છે. (અમારા) હૃદયમાંનો જીવન રસ તું જ અને (બુદ્ધિમાં) ઉજ્જવલતા આપનાર પણ તું જ છે; તો હે સોમ, અમારો પોષક તું જ થા. ૧૦

આ પ્રમાણે હે પોષક રસ ગાય (પાસેથી દુધ મેળવવામાં આવે તે) પ્રમાણે અમે સ્તુતિસ્તોત્રો વડે તારી પાસેથી સર્વ પ્રકારના હોમદ્રવ્યો સંપાદન કરેલા છે; તું એવો છે કે (હવિ ગ્રહણ કરીને) તું હર્ષ પુર્ણ થઇ જાય છે. તે જ પ્રમાણે અમે ભક્તોને વાસ્તે અમારામાં હય મળી જઇને હર્ષથી ભરપુર થઇ જાય છે. ૧૧ (૭)

## સૂક્ત ૧૮૮

॥ ऋषि—अगस्त्य । देवता—आप्रिय ॥

હે અજીત દેદિપ્યમાન્ અગ્નિ, તું આ જ પ્રજ્વલિત થઇને દેવો સાથે રાજા પ્રમાણે શોભે છે. માટે હે મહાજ્ઞાની, તું અમારો પ્રતિનિધી થઇને હવિ દેવો પાસે લઇજા. ૧

હે સ્વયંભૂ અગ્નિ, સત્યનું જ આચરણ કરનાર અમારા યજમાન માટે હજારો ઉત્સાહપ્રદ લાભની પ્રાપ્તિ કરાવનાર આ યજ્ઞ, મધુર આહુતિઓથી પરીપૂર્ણ થાય છે. ૨

હે સ્વયંભૂ અગ્નિ, સત્યનું જ આચરણ કરનાર ( અમારા યજમાન ) માટે તારામાં હવન કરેલું છે. હે પરમ સ્તુત્ય, તું પૂજ્ય દેવોને અમારી પાસે લઇ આવે છે તે યોગ્ય જ છે કારણકે હે અગ્નિ હજારો વરદાન દેનાર તું જ છે. ૩

---

९ हे सोम गवाशिरः यवाशिरः ते भजामहे, हे वातापे ( तस्य ) पीवः इत् भव।

१० हे ओषधे त्वं करंभः भव, त्वं पीवः त्वं वृक्कः उदारथिः ( भव ), हे वातापे पीवः इत् भव।

११ पितो, तं त्वा वयं वचोभिः गावः न हव्या सुषूदिम । देवेभ्यः त्वा सधमादं अस्मभ्यंच सधमादं त्वा ( सुषूदिम )।

१ हे सहस्रजित्, त्वं समिद्धः देवः देवैः अद्य राजसि ( त्वं ) कविः दूतः ( सन् ) हव्या वह।

२ हे तनूनपात् यज्ञः ऋतं यते मध्वा समज्यते सहस्रिणीः इषः च दधत्।

३ आजुह्वानः ईड्यः त्वं यज्ञियान् देवान् नः आवक्षि, अग्ने ( त्वं ) सहस्रसा असि।

હજારો શૂરોમાં જે શૂર છે તેને જ બેસવા યોગ્ય આ કુશાસન પૂર્વ તરફ બિછાવેલું છે. અને એવાજ આસન ઉપર હે આદિત્યો તમે તમારા અપૂર્વ તેજથી શોભાયમાન થાઓ. ૪

મહારાજ્ઞી, ચક્રવર્તિની, વિભાવયુક્તા, પ્રભાવશાલિની, બહુસંખ્યાકા, અસંખ્યાકા, વીગેરે નામના યજ્ઞ મંડપના દ્વારો ઘી જેવા સ્નિગ્ધ રસનો વર્ષાદ કરે છે. ૫

સુંદર અલંકાર ધારણ કરેલી રૂપવતી ઉષા, પોતાના લાવણ્યથી અત્યંત સુશોભિત દેખાય છે, તે અહીં આવીને આ આસનપર બેસે. ૬

જેની વાણી ઉત્કૃષ્ટ છે, તે પ્રજ્ઞાવાન્ અને સર્વમાં પુરાતન એવા તે બન્ને દિવ્ય હોતા આ અમારો યજ્ઞ પૂર્ણ કરે ૭

હે ભારતી ઇળે, સરસ્વતી, હું તમારી સર્વની પ્રાર્થના કરૂ છું માટે ઐશ્વર્ય તરફ અમારી પ્રેરણા કરો.

( પ્રાણી માત્રનો ) આકાર ઘડનાર ત્વષ્ટા પ્રભુ આ પશુઓને પણ ઉત્પન્નકરે છે. તેની અભિવૃદ્ધિ થવા માટે ( તે ત્વષ્ટા માટે ) યજ્ઞ કર. ૯

હે વૃક્ષરાજ, તું પોતે જ દેવો માટે હવિ ઉત્પન્ન કર, એટલે અગ્નિ તે હવિઓમાં માધુર્ય ઉત્પન્ન કરશે. ૧૦

દેવોનો અગ્રેસર આ અગ્નિ ગાયત્ર ગાયનથી સત્કાર પામે છે, " સ્વાહા "( શબ્દથી આહુતિ ) થતાં જ તેનો પ્રકાશ અતિશય ઉજ્વળ થાય છે. ૧૧

---

४ सहस्रवीर बर्हिः प्राचीन अस्तृणन् हे आदित्याः (तत्) ओजसा विराजथ ।
५ याः विराट् सम्राट् विभ्वी· प्रभ्वीः बह्वीः भूयसीः च (इति नाम्न्य.) ता दुरः घृतानि अक्षरन्।
६ सुरुक्मे सुपेशसा श्रिया अधि विराजतः (ते) उषसौ इह आ सीदताम् ।
७ प्रथमा सुवाचसा कवी दैव्या होतारा, नः इमं यज्ञं यक्षता ।
८ हे भारति इळे सरस्वति याः वः सर्वाः उप ब्रुवे ताः नः श्रिये चोदयत ।
९ रूपाणि प्रभुः त्वष्टा विश्वान् पशून् समानजे, तेषां ( पशूनां ) स्फाति नः (अर्थम्) यजस्व।
१० वनस्पते त्मना देवेभ्यः पाथः उप सृज, अग्निः हव्यानि सिष्वदत् ।
११ देवानां पुरोगाः अग्निः गायत्रेण समज्यते स्वाहा कृतीषु रोचते ।

## સૂક્ત ૧૮૯

॥ ऋषि अगस्त्य । देवता अग्नि ॥

હે અગ્નિદેવ, તું સર્વ પ્રકારનો ધર્મ જાણે છે માટે અમને સન્માર્ગે શ્રેષ્ઠ સંપત્તિ પાસે લઈ જા. પાપી લોકો (માણસોને) સત્ માર્ગથી ભ્રષ્ટ કરે છે માટે તેને અમારી પાસેથી દૂર કર. અમે નમ્રપણે તારૂં અત્યંત સ્તવન કરીએ. ૧

હે અગ્નિ તું જ સ્તવન કરવા યોગ્ય છે. મંગળકારક સાધનોથી અમને સર્વ સંકટની પાર લઈ જા, અને અમારા પુત્રપૌત્રાદિકનું નશીબ ઉઘડીને કલ્યાણ થાય માટે અમારો એકાદ પ્રચંડ મોટા અને વિશાળ કિલ્લા પ્રમાણે (સંરક્ષક) થા. ૨

વળી હે અગ્નિદેવ, અમને સર્વ વ્યાધિમાંથી મુક્ત કર. એટલે હે અગ્નિ, તું જેનું રક્ષણ કરતો નથી તે મનુષ્યોને તે ઇજા કરશે, પરંતુ હે પરમ પૂજ્ય દેવ, અમારૂં ખરેખર કલ્યાણ થવા માટે તું સર્વ અમર વિભૂતિ સાથે આ ભૂલોકમાં આવ. ૩

હે અગ્નિદેવ, તને પ્રિય યજ્ઞવેદી પર બિરાજમાન થઇને સર્વ સંરક્ષણોથી અમારી સંભાળ રાખ. (એટલુંજ નહી પણ) હે મહા પરાક્રમી અને કદી પણ નાશ ન થનાર તારૂણ્યવાન હે અગ્નિદેવ, તારા ભક્તને હમણાં અને પછી કદી પણ ભય પ્રાપ્ત થાય નહી તેમ કર. ૪

હે અગ્નિદેવ, અમને પાપી ઘાતકી શત્રુના અથવા આપત્તિના હાથમાં સુપ્રીશ નહી. વળી હે બળિષ્ઠ, અમને ક્રુર પશુના, ડંખ દેનાર (સર્પાદિક) ના, અથવા તો દાંત નહી હોવા છતાં પણ માંસાહારી હોય તેવાના સપાટામાં સપડાવી દઇશ નહી. ૫

---

१ हे देव अग्ने त्वं विश्वानि वयुनानि विद्वान् सुपथा अस्मान् राये नय। जुहुराणम् एनः अस्मत् युयोधि, ते भूयिष्ठां नमउक्तिम् विधेम ।

२ अग्ने नव्यः त्वम् स्वस्तिभिः विश्वा दुर्गाणि अति पारय। नः तोकाय तनयाय शंयोः पृथ्वी, बृहती उर्वी च पूः भव ।

३ अग्ने, त्वम् अमीवाः अस्मत् युयोधि, (ततः) अनग्निचाः कृष्टीः (ते) अभ्यमन्त। यः पुनः हे यजत्र, देव अस्मभ्यं सुविताय विश्वेभिः अमृतेभिः क्षां (आ याहि)।

४ उत हे अग्ने (स्वे) प्रिये सदने आ शुशुक्वान् अजस्रैः पायुभिः नः पाहि। हे यविष्ठ ते जरितार भयं नूनं मा विदत्, हे सहस्वः अपरम् (अपि) मा (विदत्)।

५ हे अग्ने अघाय, अविष्यवे रिपवे, (वा) दुच्छुनायै (वा) नः मा अवसृजः। दत्वते दद्वते, (उत वा) अदते नः मा (अवसृज), हे सहसावन् रिषते (अपि) मा परा दाः।

હે સદ્ધર્મપાલક અગ્નિ, તારૂં સ્તવન કરવાથી તારા ભક્તને તેના બચાવ માટે જાણે કે એક બખતર મળે અને તેનાથી દુષ્ટ અને નિંદકોથી તેનો બચાવ થાય, કારણ કે હે દેવ, સર્વ દુષ્ટ અધમોને બાંધીને તેનો નાશ કરનાર તું જ છે. ૬

હે પરમ પુજ્ય અગ્નિદેવ, દેવલોક અને મૃત્યુ લોક બન્નેનું તને પૂર્ણ જ્ઞાન છે. (તારી મોટાઇ એટલી હોવાથી) તું પ્રાતઃકાળમાં મનુષ્ય લોકમાં તારા ભક્તો પાસે પ્રેમથી આવે છે અને સંધ્યાકાળે પણ મનુષ્ય ભક્તનેજ આધીન થાય છે. અને તું એટલો તેજસ્વી છતાં પણ દ્વિજન તને ગમે તેવી ઉપમા આપે (એટલામાંજ તું ભક્તને વશ થાય છે). ૭.

તેના જ સંતોષ માટે અમે અમારાં સ્તુતિસ્તોત્ર કર્યાં છે. મેં માનપુત્રે પણ આ મહા બળવાન અગ્નિમાંજ શ્રદ્ધા રાખી છે. આ ઋષિમંડળીની મદદથી અમને હજારો લાભ થાઓ, એટલે તેમાંજ તત્કાળ ફળદ્રુપ થનાર ઉત્સાહપ્રદ આશ્રય અમને પ્રાપ્ત થાય. ૮

## સૂક્ત ૧૯૦

॥ ऋषि—अगस्त्य । देवता—बृहस्पती ॥

(સર્વ વિદ્યાનો સ્વામી) બૃહસ્પતી અજીત છે. તે વીર્યશાળી, મધુર વક્તા, અને અત્યંત સ્તુત્ય છે, તેને અર્ક સ્તોત્રોથી તું પ્રસન્ન કર. સર્વ સ્તુતિઓના નાયક અને પરમ દેદિપ્યમાન્ આ બૃહસ્પતીનું સ્તવન ચાલુ થાય ત્યારે સર્વ દેવ અને મનુષ્ય એકાગ્ર મનથી તેનું શ્રવણ કરે છે (સાંભળે છે). ૧

વખતો વખત થતી સ્તુતિઓ તેનું જ સેવન કરે છે. કારણકે ભક્તજનોના પ્રેમજીવનનો તે જાણે કે જાતેજ પ્રગટ થયો હોયની !

સર્વ ગૈરહેક વસ્તુઓને નજરે લાવનાર આ જ બૃહસ્પતિ છે. તે જ (અંતરીક્ષમાંના પ્રાણતત્વ) માતરિશ્વાના રૂપમાં પ્રત્યેક ધર્મકાર્ય વખતે પ્રગટ થાય છે. ૨

---

६ हे सुजात अग्ने त्वाम् (त्वाम्) गृणानः तन्वे विश्वात् रिरिक्षोः उत वा निनित्सोः वरूथं च वि यसत् । दे देव त्वम् अभिह्रुताम् विमृद् असि ।

७ हे पवित्र अग्ने, तान् उभयान् विद्वान् (अपि त्वम्) प्रपित्वे मनुषः वेषि, अभिपित्वे मनवे शास्यः अतः न उशिग्भिः मर्मृजेन्यः च भूः ।

८ अग्निम् निरवचनानि अवोचाम । (अहं) मानस्य सूनुः सहमानि अग्नौ (नि तिष्ठामि) । ऋषिभिः वयं सहस्रं सनेम, इषं वीरदानुं वृजनं च विद्याम ।

१ अनर्वाणम् वृषभं, मन्द्रजिह्वं नम्य बृहस्पतिं अर्कैः वर्धय, यस्य गायत्त्वः सुरुचः नमसानस्य देवाः मर्ताः आ शृण्वन्ति ।

२ तम् ऋत्वयः वाचः उप सचन्ते, यः देवयताम् सर्गः न असर्जि । स हि बृहस्पतिः वराति अभ्वः (सद्) । स विश्वा मातरिश्वा ऋतो समभवत् ।

સૂર્ય પોતાના બાહુરૂપ કિરણો દરેક પદાર્થ ઉપર નાખે છે તે પ્રમાણે બૃહસ્પતિ, ભક્તોના અંતઃકરણમાં સ્તવનની ઈચ્છા, ઉપાસના બુદ્ધિ, ઉદ્યમ પ્રવૃત્તિ અને સુયશ લાલસાની પ્રેરણા કરે છે. ( એટલુંજ નહી પણ પોતે ) સૂર્ય પણ એજ પરમ સાત્વિક બૃહસ્પતિના પ્રતાપથી જ સિંહ જેવો ભયંકર અને પરાક્રમી થયો છે. ૩

( આ બૃહસ્પતિ ) મહા પ્રાજ્ઞ અને સર્વ માનનીય વસ્તુનો ભંડાર છે; એવી તેની કીર્તિ એકાદી વેગવાન શક્તિપ્રમાણે આકાશમાં અને પૃથ્વીપર સર્વત્ર પ્રસરેલી છે. (વ્યાધનાં બાણ) હરણ પર પડે છે તે પ્રમાણે આ બૃહસ્પતિના અસ્ત્રો પણ–સર્પ પ્રમાણે જેની કરામત (અને કીર્તિ) છે એવા અસ્ત્રો–દ્યુલોકને વ્યાપી નાંખે છે. ૪

હે ભગવંત જે પ્રબલ પરંતુ પાતકી લોક તને નિઃસત્વ માનીને (વળી) તારી મંગળ મૂર્તિનાજ આશ્રયે પોતાનો નિર્વાહ ચલાવે છે એવા અધમોને હે બૃહસ્પતિ અત્યંત શ્રેષ્ટ જે વસ્તુ છે તે તું કદી આપતો નથીજ; પરંતુ આવા દુર્જનોને તું ઉચિત માત્ર શાસન કરે છે. ૫ (૧૨)

તૃણાચ્છાદિત માર્ગ પ્રમાણે આ સુગમ અને અનિવાર્ય પરંતુ ખરા મિત્ર પ્રમાણે પ્રસન્ન અંતઃકરણ છે. (તેની કૃપાએ) અજીત થયેલા જે જે લોકો અમારા તરફ આજે (કૃપાદ્રષ્ટીએ) જુએ છે તે જો કે પહેલાં તો ગર્ક થઇ ગયા હતા તો પણ પાછળથી પોતાને મોકળા કરનારા થયા. ૬

જે પ્રમાણે પવન ઝપાટાથી વાય છે. અથવા નદીના મોજેમોજાં સમુદ્રને જઇ મળે છે, તે પ્રમાણે તેની પાસે અમારી પ્રાર્થના જ જાઓ. તે સર્વસાક્ષી બૃહસ્પતિ પોતાની દિવ્ય દ્રષ્ટીએ તારૂ ને પાણી ( શ્રદ્ધા અને વિધિ ) આ બન્ને તરફ કાળજીપુર્વક જોતો રહે છે. ૭

---

३ उपस्तुतिं नमसः उद्यतिं श्लोकं च सविता बाहू इव (सः) प्र यंसत्। अस्य अरक्षसः क्रत्वा यो अहन्यः सः सूर्योपि भीमः मृगः न तुविष्मान् अस्ति।

४ अस्य श्लोकः यक्षभृत् विचेताः (इति), दिवि ईयते पृथिव्यां अत्यः न यंसत् (च)। मृगाणां न बृहस्पतेः इमाः हेतयः अहिमायान् द्यून् अभि यन्ति।

५ हे देव ये पापाः पज्राः त्वा उस्रिकम् मन्यमानाः (अपि) भद्रं (त्वाम्) उपजीवन्ति। तस्मै दूढ्ये वामं न अनु ददासि (किन्तु) हे बृहस्पते त्वं पियारुम् चयसे इत्।

६ त्वं सूयवसः पथा न सुप्रैतुः, दुर्नियन्तुः अपि त्वं मित्रः न परिप्रीतः (भवसि)। ये अनर्वाणः नः अभि चक्षते (ते) अपिवृताः (पर पश्चात्) अपोर्णुवन्तः अस्थुः।

७ यं स्तुभः अवनयः न, रोधचक्राः स्रवतः न सं यन्ति। विद्वान् सः गृध्रः (सन्) उभयं तरः आपश्च अंतः चष्टे।

ભક્તોને સુગમ, બલવાન અને ઉદાર એવો આ મોટો દેવ બૃહસ્પતિ અમારા હૃદયમાં વાસ કરી રહ્યો છે. તે દેવ અમારી પ્રાર્થનાથી આનંદિત થઇ અમારા પર શૌર્યની અને જ્ઞાનની વૃષ્ટિ કરો. એટલે ત્વરિત ફળદાયક એવી ઉત્સાહવર્ધક શક્તિ અમે ભોગવીએ. ૮ (૧૩)

## સૂક્ત ૧૯૧

॥ ऋषि—अगस्त्य । देवता—सूर्य ॥

(જમીન પરના) સાધારણ ઝેરી અથવા મહાઝેરી પ્રાણી અને પાણીમાં રહેનાર ઝેરી જંતુ ને તેવાજ ઘાતકી કિંવા અદૃશ્ય ઝેરી આ પૈકી (કોઈનું પણ) વિષ મારા શરીરમા પુરૂ ભરેલુ છે. ૧

આ ઔષધિ અદૃશ્ય ઝેરીઓની પાસે જતા બરાબર તેમને મારી નાખે છે, (આ બીજી ઔષધિ એકવાર ઉતારી) દુર ખસેડતાજ તેનો નાશ કરે છે. આ ઔષધિ એવી છે કે (ઝેર લાગેલી જગ્યા પર) પછાડતા ક્ષણમા જાણે કે ઝેર હતુજ નહી તેમ કરે છે. અને આ કચરતાની સાથે ઝેરી જંતુ પણ કચરાઇ જાય છે. ૨

શર (બારીક વાસ) કુશર (બરૂ), દભ, સૈર્ય, મુંજ, બૈરીણ ઇત્યાદી જાતના ઘાસમા રહેનાર પ્રાણીઓના સર્વ અદૃશ્ય ઝેર મારા અંગમા એકદમ ભરાતા હોય (એમ લાગે છે). ૩

ગાયો પોતાના છાપરામા સ્વસ્થ પડેલી હતી, હરણ પોતપોતાના નિવાસની જગ્યાઓમા ભરાઇને સુતા અને મનુષ્યપ્રાણીના ચૈતન્યની પતાકા નિશ્ચલ થઈ ત્યારે અદૃશ્ય ઝેર મારા શરીરમા ભરાયુ. ૪

આ ઝેરી પ્રાણી ચોરની માફક રાતની વેળાએ (સતત ફરતા) દૃષ્ટીએ પડે છે. પોતે ભરાઈ રહીને સર્વને દેખનાર ઝેરી જંતુઓ! (હવે માત્ર) હુશીઆર રહો. ૫

---

८ एव मह तुविजात तुविस्मान वृषभ बृहस्पतिः देव अनायि । स स्तुतः वीरवत् गोमत् न धातु (येने) इषम् जीरदानु वृजनम् विद्याम ।

१ कंकत न कंकतः अथो सतीन कंकतः द्वौ इति क्रुषी इति (अथो वा) अदृष्टा मा नि अलिप्सत ।

२ (काचित् ओषधी) आयती अदृष्टान् हन्ति, अथो (काचित्) परायती हन्ति । अथो अवघ्नती हन्ति, अथा पिंषती पिनष्टि ।

३ शरास. कुशरास दर्भास सैर्या. उत मौञ्जा. वैरिणाः (एतेषु निलीना) सर्वे अदृष्टाः साकं (मा) नि अलिप्सत ।

४ गावः गोष्ठे नि असदन्, मृगास नि अविक्षत, जनानाम् (अपि) केतव नि (अभवन्, तस्मिन् काले) अदृष्टा. नि अलिप्सत ।

५ एते उत्ये (अदृष्टा) तस्करा इव प्रदोषे अदृश्रन् । हे अदृष्टाः विश्वदृष्टाः (यूयं) प्रतिबुद्धा अभूतन ।

(અમારા પ્રમાણેજ) તમારો પણ દ્યુ એ પિતા અને પૃથ્વી એ માતા ને સોમ એ બંધુ અને અદિતી એ બ્હેન છે તો પોતે લપાઇ રહીને સર્વેને જોનારા વિષારો (એકદમ) થોભો અને ચુપકીથી રસ્તે પડો. ૬

જે (ગીલોડી માફક) ચાલનારા ને જે (સર્પની માફક) પેટે ચાલનારા છે, જે કાંટો મારી દંશ કરનારા, કિંવા તેનાથી પણ હળાહળ ઝેરવાળા છે, તે અને જે બીજા કોઈ પણ પ્રકારના ઝેરી જંતુ હોય એવા સર્વ ઝેરી પ્રાણીઓ તમો સર્વ એકદમ મરી જાઓ. ૭

જુઓ! સર્વ વિશ્વને જોનાર અને સર્વ અદશ્ય ઝેરી પ્રાણીઓનો નાશ કરનાર આ સૂર્યનો પૂર્વ દિશા તરફ ઉદય થાય છે. તે અદશ્ય ઝેરી અને દુષ્ટ ચેટકો એ સર્વનો પાર નિકાલ કરી નાંખે છે. ૮

. સર્વ વિશ્વને જોનારો, સર્વ દુષ્ટોને બાળી ખાખ કરનારો અને અદશ્ય ઝેરી પ્રાણીઓનો નાશ કરનારો આ આદિત્ય સૂર્ય જુઓ! આ ઉદય પછી ઉપર ચઢતો જાય છે.! ૯

મદ્યની બાધા નહિ રાખનારા મનુષ્યને ઘેર જે પ્રમાણે મદ્ય (રૂપ વિષ) નો બાટલો લઈને નાંખે તે પ્રમાણે હું સૂર્યમંડળના ઠેકાણે આ વિષ દાબી રાખું છું એટલે કે (સૂર્ય) જેમ કદી મરતો નથી, તેમ અમે પણ મરનાર નથી. સુવર્ણ રશ્મિ રૂપ અશ્વપર આરૂઢ થયેલા (સૂર્યે) તે (વિષ) ને દુર લઇ મધુવિદ્યાના યોગે તેનું મધુર (અમૃત) બનાવી મુક્યું. ૧૦

કપિંજલી પાંખરૂં આટલું હોય છે પણ તેણે તારા શરીરમાં ભરેલું વિષ ખાઇ પાર કરી નાંખ્યું તોપણ જેમ તે કદી મરતું નથી તેમ અમે પણ મરનાર નથી (કારણ) સુવર્ણ રશ્મિરૂપ અશ્વપર આરૂઢ થયેલા (સૂર્યે) તે (વિષ) ને દુર લઇ મધુ વિદ્યાના યોગે તેનું મધુર (અમૃત) બનાવી મુક્યું. ૧૧

६ (यथा अस्माकं तथा) वः (अपि) द्यौः पिता, पृथिवी माता, सोमो भ्राता, अदितिः स्वसा (अस्ति), । तस्मात् हे विश्वदृष्टाः अदृष्टाः तिष्ठत, सु कं इव्यत।

७ ये अस्याः ये च अङ्ग्या, ये सूचीकाः, (ये च) प्रकङ्कताः (इति) हे अदृष्टा, किंचन इह वः (ते) सर्वे (पूर्वं) साकं निजस्यत।

८ विश्वदृष्टः अदृष्टहा सूर्यः सर्वान् अदृष्टान् सर्वाश्च यातुधान्यः जम्भयन् पुरस्तात् उदेति।

. ९ असौ आदित्यः सूर्यः विश्वानि पुरु जूर्वन्, अदृष्टहा विश्वदृष्टः (च सन्) पर्वतान् उदपप्तत्।

१० दृतिं सुरावतः गृहे (इव) सूर्ये विषम् आ सजामि। सो चिन्नु न मराति, नो वयं मराम, हरिष्ठाः (सः) अस्य योजनं आरे (चकार। हे विष) त्वा मधुला (स.) मधु चकार।

११ इयत्तिका शकुन्तिका सका ते विषं जघान, (परं) सोचिन्नु न मराति, नो वयं मराम, हरिष्ठाः (सः) अस्य योजनं आरे (चकार, हे विष) त्वा मधुला मधु चकार।

એકવીસ વિષ્ફુલિંગ (એટલે એક જાતની) ચકલીઓએ વિષની વધતી લહેરોને શોષીને પાર કરી નાંખી તોપણ તે જેમ કદી મરતી નથી તેમ અમે પણ મરનાર નથી (કારણ) સુવર્ણ રશ્મિરૂપ અશ્વપર આ રૂઢ થયેલા (સૂર્યે) તે (વિષ) ને દુર લઇ મધુવિદ્યાના યોગે મધુર (અમૃત) બનાવી મુકયુ. ૧૨

વિષનો પરિહાર કરનારી જે નવ્વાણુ (નદીઓ) છે તે સર્વેનું નામ મેં લીધું (તેથી) સુવર્ણ રશ્મિરૂપ અશ્વપર આરૂઢ થયેલા (સૂર્યે) તે (વિષ) ને દુર લઇ મધુવિદ્યાના યોગે મધુર (અમૃત) બનાવી મુક્યું. ૧૩

એકવીસ ઢેલ અને અવિવાહિત સાત બ્હેનોએ સર્વેએ તારા શરીરમાંના ઝેરને જેમ ગાગર ભરીને પાણી લઇ જાય તેમ (તારા અંગમાંથી) કાઢી નાંખ્યું છે. ૧૪

આ આવડો નોળીઓ છે (પણ મારૂં વિષ નહિ ઉતરે તો) તે બેટાને હું પથ્થર નીચે કચરી નાંખીશ, (આ જુઓ) ત્યાંથી વિષ ઉતરતું ચાલ્યુ, (ગયુ) કોના તરફ કઇ તરફ નીકળી ગયું ૧૫

પછી પર્વત (ની કપારી) માંથી નોળીઓ બહાર આવી બોલ્યો કે (અરે) આ વિષ વિંછીનું તેમાં શાનો જીવ છે. વિંછી (ચાલ જા,) તારૂં વિષતો એકદમ નરમ. ૧૬ (૧૬) (૨૪) (૧)

---

१२ त्रि सप्त विष्पुल्गिाः विषस्य पुष्यम् अक्षन ताः चिन्नुचमरन्ति, नो वय मराम, हरिष्टा (स) अस्य योजनं आरे (चकार। हे विष) त्वा मधुला मधु चकार ।

१३ नवाना नवतीना विषस्य रोपुषीणाम् सर्वासा नाम अग्रभम्। हरिष्टा। अस्य योजनं आरे (चकार। हे विष) मधुला त्वा मधु चकार (सः)।

१४ त्रिः सप्त मयूर्यः (याश्च) अग्रुवः सप्त स्वसारः ताः ते विषं, कुम्भिनीः उदकम् इव विजभ्रिरे।

१५ इयत्तकः कुषुम्भकः (परं यदि विषमनाप गच्छति तर्हि) तकं अश्मना भिनद्मि। ततः विषं अनु पराचीः सन्नतः प्र वावृते।

१६ तत, गिरेः प्रवर्तमानकः कुषुम्भकः अब्रवीत् (यद् इदं) वृश्चिकस्य विषम् (इदं) अरसं। हे वृश्चिक ते विषम् अरसम्॥

॥ इति चतुर्विंशोऽनुवाकः। प्रथमं मंडलं समाप्तं.



# દ્વિતીય મંડલ.

## પ્રથમ અનુવાક

### સૂક્ત ૧

॥ ऋषि–आंङ्गिरस । देवता अग्नि ॥

હે અગ્નિદેવ પરમ તેજપુંજ એવો તું સ્વર્ગીય ઉદકમાથી (કિંવા) કઠણખર એવા પાષાણમાંથી (અગર) નિબિડ અરણ્યમાંથી (અથવા) હે સકલ લોકપાલક વનસ્પતિમાંથી પણ પ્રતિદિન પ્રકટ થતો હોય છે. તે પવિત્ર સ્વરૂપેજ (દૃગ્ગોચર થતો હોય છે). ૧

હે અગ્નિ ( યજ્ઞ મધ્યે ) હોતાનું માન તનેજ. યથાકાળે કરાવવાની એવા પોતુ કર્મનું માન તનેજ અને સત્ય ધર્મનું આચરણ કરનાર ( યજમાન ) નાં યજ્ઞમાંના નેષ્ટાનું પણ માન તનેજ હોય છે. તું પ્રશાસ્તા છે, અને અધ્વર્યુનાં કામ પણ તુંજ કરે છે. તેજ પ્રમાણે બ્રહ્મા તુંજ અને અમારા ઘરમાંની ગૃહપત્યાગ્નિ પણ તુંજ છે. ૨

હે અગ્નિ પુણ્ય પુરૂષના મનોરથ પુર્ણ કરનાર ઇંદ્ર તે તુંજ ને પરમ પુજ્ય અને અમિત કીર્તિ એવો જે વિષ્ણુ તે પણ તુંજ. હે બ્રહ્મણસ્પતિરૂપ ( અગ્નિદેવા ) દિવ્ય સંપતિ આપનાર બ્રહ્મા તુંજ છે અને હે જગત્તારક અલૌકિક જે બુદ્ધિમતા તેણે તારોજ આશ્રય કર્યો છે. ૩

---

१ हे अग्ने त्वम् आशुशुक्षणिः त्वम् अद्भ्यः, त्वम् अश्मनः परि, त्वम् वनेभ्यः, त्वम् ओषधिभ्यः, हे नृणां नृपते त्वम् शुचिः (सन्) जायसे।

२ हे अग्ने, होत्रं तव, ऋत्वियं पोत्रं तव (इत्) तव नेष्ट्रं, ऋतायतः त्वम् अग्निर् (एव)। तव प्रशास्त्रं, त्वम् अध्वरीयसि, (त्वम्) ब्रह्मा च, नः दमे गृहपतिश्चासि।

३ अग्ने सतां वृषभः इंद्रः त्वमसि, त्वम् उरुगायः नमस्यः विष्णुरसि। ब्रह्मणस्पते (अग्ने) त्वम् रयिविद् ब्रह्मासि। हे विधर्तः त्वम् पुरन्ध्या सचसे।

જેના નિયમોમાં કદી બાધ આવતો નથી એવો (વિશ્વનો) રાજા જે વરૂણ તે હે અગ્નિદેવ! તુંજ છે; મહાપરાક્રમી અને સ્તુત્ય એવો મિત્ર પણ તુંજ. સકળ સજ્જનોનો પ્રભુ એવો અર્યમા તુંજ. અને હે દેવ, ઉપભોગ લેવા સરખાં જે જે સુખ (અર્યમા) આપે છે તે તે સુખ યજ્ઞમંડપમાં ઉદાર હસ્તે દેનાર જે અંશનામક દેવ તે પણ તુંજ છે. ૪

હે અગ્નિ, ત્વષ્ટાદેવ તુંજ હોવાને લીધે ભક્તોના અંગમાં જે અત્યુત્કૃષ્ટ વીર્ય હોય છે તે પણ તારૂંજ સ્વરૂપ છે, હે દેવ મિત્ર પ્રમાણે તારી કાંતિ સુખકર હોય છે ત્યારે દિવ્ય શક્તીનું (સર્વ વિશ્વથી) સમજાતીયત્વ જ છે. (વિદ્યુલ્લતા પ્રમાણે) અત્યંત ત્વરિત ગતીએ આવી (બુદ્ધિરૂપ) ઉત્તમ અશ્વ (ભક્તોને) તુંજ આપે છે, અને તું અત્યંત ઐશ્વર્ય સંપન્ન છે ત્યારે બળશાલી પુરૂષોનું બલ પણ તુંજ. ૫ (૧૭)

હે અગ્નિદેવ; મહદાકાશમાં રહેનાર પરમાત્મા રૂદ્ર તું છે. મરૂતની સેના તુંજ અને જેના મુળે (પ્રાણીમાત્રનું) પોષણ થાય છે તે સામર્થ્યપર પ્રભુત્વપણ તારૂંજ છે. મંગળ ધામ એવો તું પ્રભાતકાળનો તેજસ્વી વાયુ સર્વત્ર સંચાર કરે છે અને સર્વ પોષક પુષાદેવનું રૂપ પોતેજ થઇને ભક્તોનું પરિપાલન કરે છે. ૬

હે અગ્નિ, સેવારૂપ અલંકારોથી તને ભક્તોને સામર્થ્યધન દેનાર તું છે. (સર્વ પ્રકારના) અમોલિક રત્નો નિધી જે સર્વ પ્રેરક સવિતા તેપણ તુંજ, હે સકળ લોક પ્રભો તું ભાગ્યદાતા માટે અત્યંત ઉત્કૃષ્ટ એવું જે (દિવ્ય) ધન છે તે ધનપર શ્રદ્ધા તુંજ ચલાવે છે અને તારા નિવાસ સ્થળમાં (વેદીપરઃ) તારી મનોભાવે સેવા કરનાર ભક્તોનો રક્ષણકર્તા તુંજ થાય છે. ૭

---

४ हे अग्ने, धृतव्रतः वरुणो राजा त्वमसि, दस्मः ईड्यः च मित्रः त्वम् (असि) । त्वम् सत्पतिः अर्यमाच; हे देव, यस्य (अर्यम्णः) संभुजम् विदथे भाजयुः अंशः (अस्ति, स) त्वमेव।

५ हे अग्ने विधते सुवीर्यं (यः) त्वष्टा (सः) त्वमसि, तव मित्रमहः ग्नावः (विश्वेन) सजात्यम् त्वम् आशु हेमा स्वश्व्य ररिषे । त्वम् पुरूवसुः नरां शर्धः असि।

६ अग्ने महः दिवः असुरः रुद्रः (स) त्वमसि, मारुतं शर्धः त्वमेव, पृक्षः ईशिषे। त्वम् शग्मः अरुणैः वातैर्यासि, त्वम् पूषा सन् विधतः त्मना पासि नु ।

७ हे अग्ने त्वम् अरंकृते द्रविणोदाः, रत्नधाः सविता देवः त्वम् असि। नृपते त्वम् भगः वस्वः ईशिषे यस्य ते अविधन् (तस्य) त्वम् पायुः भवसि ।

હે અગ્નિદેવા, તારી વેદીપર તું સકળ જનપાળક અને (સર્વ જગનો) અત્યંત ઉદાર રાજા માટે તારૂં ગૌરવ ભક્તજનો કરતા હોય છે. હે અતુલરૂપા સર્વ વસ્તુ .જાતનો સ્વામી તું છે, અને દશ પાંચજ શું ? પણ સેંકડો અથવા અસંખ્ય લોકોને પણ તું ભારે થઈ પડે છે. ૮

હે અગ્નિ, સર્વ લોક તને જગત્પતિને યજ્ઞયાગવડે સંતુષ્ટ કરે છે ને તારૂં બધુત્વ લાભે માટે તને તેજોમય શરીરવાળા દેવને પોતાના તપશ્ચર્યથી પ્રસન્ન કરે છે (ત્યારે) તું પણ સેવા કરનારા ભક્તોનો પુત્ર બને છે અથવા આનંદકારક એવો પ્રાણમિત્ર બની (શત્રુના) હલ્લાથી તેમનું રક્ષણ કરે છે. ૯

હે અગ્નિ, પૂજનીય ઋભુ તે પ્રત્યક્ષ તુંજ છે, પ્રતાપી એવી પુરૂષાર્થ સંપતિનો માલિક તુંજ. તું પ્રજ્વલિત થાય છે. પ્રકાશમાન્ થાય છે, તે હવિ અર્પણ કરનારા ભક્તના કલ્યાણું સારૂજ. માટે એવા ભક્તનો યજ્ઞ સિદ્ધ કરી તેનો તું સન્માર્ગ દર્શક બને છે. ૧૦ (૧૮)

હે અગ્નિદેવ હવિર્દાતાને અદિતિ તુંજ છે. હોત્રા અને ભારતી આ દેવતાઓનારૂપે સ્તુતિવડે આનંદભસ્તિ તુંજ થતો હોય છે. અસંખ્ય વરસોની પુરાતન જે ઇળા તેનું પણ રૂપ ( ભક્તોના અંગમાં ) તરતરી આણવા માટે તુંજ ધરે છે. હે અત્યુત્કૃષ્ટ નિધીના પ્રભો અગ્નિદેવ, તું વૃત્રનો નાશ કરનારો છે અને સરસ્વતી પણ તુ જ છે. ૧૧

---

८ हे अग्ने विश्पतिं त्वा, (जगत. ) सुविदत्र राजान त्वाम् विशः ऋञ्जते। हे त्वनीक त्व विश्वानि पत्यसे, त्वम् दश, शता, सहस्राणि (अपि ) प्रति (जयसे )।

९ अग्ने, नरः (जगत.) पितरन् त्वां इष्टिभिः ( वर्धयन्ति), भ्रात्राय तनूरुचन् त्वाम् शम्या ( प्रसाधयन्ति ), यस्ते अविधन् तस्य त्वम् पुत्रः भवसि, त्वम् सुशेव. सखा सन् आधृषः पासि।

१० अग्ने, नमस्यः ऋभुः त्वम् आके असि, द्युमतः वाजस्य रायः त्वम ईशिषे। दाने त्वम् विभासि अनु धक्षि, त्वम् विशिक्षुः यज्ञम् आतनिः असि।

११ हे अग्ने देव, त्वम् दाशुषे अदितिरसि, त्वम होत्रा, भारती (च सन्) गिरा वर्धसे। दक्षसे त्वम् शतहिमा इळा असि; वसुपते त्वम् वृत्रहा सरस्वती च असि।

અગ્નિ તું ભવ્ય શરીરી હોઇ લોકોત્તર તારૂણ્યની મૂર્તિ જ છે. સૌંદર્ય સૌંદર્ય કહી બોલે છે તે તો ફક્ત તારીજ સ્પૃહણીયને મનોહર અંગકાંતિમાં નજરે પડે છે, તુજ ( સર્વ સંકટોમાંથી ) પાર પાડનારો અને મહાન એવો જે સાત્વિક પ્રતાપ તે છે અને અપાર ને સર્વ વિશ્વ કરતાં પણ જે મોટી છે એવી સંપતિ પણ તુંજ. ૧૨

હે અગ્નિ આદિત્યે તને પોતાનું મુખ એમ કહ્યો. હે મહાજ્ઞાની દેવા તે પવિત્ર વિભુતીએ પોતાની જીવ્હાનું પદ પણ તને જ દીધું. ઔદાર્યશાળી દેવ, તારી પાછળ પાછળ જ આવી યજ્ઞ મધ્યે તારા જ ઠેકાણે અર્પણ કરેલા હવિર્ભાગનું ભક્ષણકરતા હોય છે. ૧૩

હે અગ્નિ પોતે અમર પરંતુ કોઇનો પણ દ્વેષ ન કરનાર જે દેવ છે તે સર્વ તારાજ ઠેકાણે અર્પણ કીધેલા હવિર્ભાગનું સ્વમુખે ભક્ષણકરતા હોય છે. મર્ત્ય માનવો પણ તારી જ કૃપાએ કરી અન્નરસનો આસ્વાદ લે છે અને વનસ્પતીના ઉદરમાં સુદ્ધાં તુંજ પરમપવિત્ર અગ્નિ સૂક્ષ્મરૂપે પ્રાદુર્ભૂત થતો હોય છે. ૧૪

પવિત્ર ઠેકાણે પ્રકટ થનારા અગ્નિદેવા જગતમાં પ્રત્યેક વસ્તુથી ને ( સર્વ વસ્તુ એકત્ર કીધી તો ) તે સર્વથી પણ તારી બરોબરી હોય છે ( એમાં કાંઇજ આશ્ચર્ય નથી. ) પણ હે દેવા પોતાના દિવ્ય પ્રતાપે તે સર્વ કરતાં પણ તુ ચઢીઆતો છે. કારણ આવી વેળાએ તારૂં સામર્થ્ય પોતાના મોટપણના ભરાવમાં અંતરાળ પ્રદેશો સહિત સર્વ પૃથ્વી ને આકાશ આ બંન્ને ઠેકાણે ઓતપ્રોત ભરાઈ જઇને સમાય નહિ એવુ થાય છે. ૧૫

---

१२ हे अग्ने, सुमृतः त्वम् उत्तम वयः (असि), तव स्पार्हे सदृशि वर्ण आ ( निखिलाः ) श्रियः (अधिवसन्ति)। प्रतरणः बृहन् वाजः त्वमसि, बहुलः विश्वतस्पृथुः च रयिः त्वमेव।

१३ हे अग्ने, आदित्यासः त्वाम् आस्यम् (चक्रिरे),हे कवे, शुचयः (देवाः) त्वाम् जिव्हा चक्रिरे। रातिषाचः देवाः त्वाम् अध्वरेषु सश्चिरे, त्वे च आहुतम् हविः अदन्ति।

१४ हे अग्ने, अद्रुहः विश्वे अमृतासः देवाः त्वे आहुत हविः आसा अदन्ति। मर्तासः (अपि) आसुतिं त्वया (एव)स्वदन्ते, वीरुधां त्वं शुचिः गर्भो जज्ञिषे।

१५ अग्ने त्वम् मज्मना (न केवलं) तान च सम् असि, प्रति च असि, (किंतु) हे सुजात देव प्ररिच्यसे च। यत् अग्नेरूधः स्व महिना द्यावापृथिवी रोदसी उभे अनु नि भुवत्।

તારા સ્તોતૃજનોને ( જ્ઞાન ) ગોધન પ્રમુખ અને ( સુબુદ્ધિરૂપ ) અશ્વસંપન્ન એવી ઉદાર બક્ષીઓ જે ઉદાર મહાત્માઓ આપતા હોય છે તેમને અને તેમના સાથે અમને પણ અત્યુત્તમ એવી આનંદમય વસ્તુ કને લઇજા અને અમે અમારા વિજયીવીરો સહિત યજ્ઞ સભામાં તારૂં મહધશ વર્ણન કરતા રહીએ એવું કર. १६(१९)

## સૂક્ત ૨

॥ ऋषि—गृत्समद । देवता—अग्नि ॥

સર્વ વસ્તુ મ ત્રનું જેને જ્ઞાન છે તે આ અગ્નિને યજ્ઞથી પ્રમુદિત કરો. અખંડ સ્તવન વાણીથી અને હવિથી તેનું અર્ચન કરો. ( આ અગ્નિ ) અત્યંત પ્રજ્વલિત ને આનંદપ્રદ એવો દિવ્ય વીર છે. સ્વર્ગ લોકમાંનો હોતા અને અમારી સ્વભુમિમાંનો અમારો ધુરીણ તેજ છે. १

હે અગ્નિદેવા ધેનુ જે પ્રમાણે ઘરમાં પોતાના વાછરડા તરફ રેકતી આવે છે, તે પ્રમાણે હે અગ્નિ, ઉષા અને રાત્ર આ તારાતરફ ઉત્સુકતાથી દોડ મારી આવે છે. હે સર્વજનપ્રિય અગ્નિ, તું સર્વ લોકનો મહા બુદ્ધિમાન આધષ્ઠાતા હોઇને પણ આ માનવી યુગમાં ભુલોકમાં રાત્રે નિત્ય પ્રકાશતો હોય છે. २

તે અદ્‌ભુત કાર્ય કુશળ અગ્નિને, પુથ્વી અને આકાશ આ બન્નેનાં પણ તે નિયામક દેવે રજોલોકના એકદમ તળીએ (એટલે આ ભુલોકમાં) આણ્યો. આ અગ્નિ વેગવાન રથ પ્રમાણે વિખ્યાત, તેનું તેજ પવિત્ર અને આ મિત્ર પ્રમાણે સર્વ સરખોજ સ્તવનને યોગ્ય છે. ३

---

१६ अग्ने ये सूरयः स्तोतृभ्यः गो अग्रा अश्वपेशस राति उप सृजन्ति । तान् च अस्मान् च वस्यः आ प्रनेषि हि ( वय च ) सुवीराः । ( संतः ) विदथे बृहत् वदेम।

१ जातवेदसं अग्निम् यज्ञेन वर्धत, तना गिरा हविषाच यजध्वम् । समिधान सुप्रयस, स्वर्णर द्युक्ष होतारम् (नः) वृजनेषु धूर्षदम् ( अग्निम् यजध्वम् ) ।

२ अग्ने, धेनवः स्वसरेषु वत्स न, नक्तीः उषस त्वा अभिवावशिरे । हे पुरुवार त्वम् दिवः इव अरतिः (सन्नपि) मनुषा युगा क्षपः (आ ), सयतः आ भासि ।

३ तमुदस्त (अग्निम्) द्यावा पृथिव्योः अरतिम् देवाः रजसः बुध्ने नि एरिरे । रथमिव वेद्यम् शुक्रशोचिषम् मित्र न क्षितिषु प्रशस्य अग्निम् ( नि एरिरे ) ।

અંતરાલમાં (દિવસે દિવસે) વૃદ્ધિંગત થનારા ચંદ્ર પ્રમાણે જેની કાંતિ મનોહર છે તે આ અગ્નિની સ્થાપના, એકાદા ગુપ્ત ઠેકાણે સુવર્ણનો ઢગ રાખીએ તે પ્રમાણે તેના પોતાના ઠેકાણે (વેદી પર) કીધેલી હોય છે. આ અગ્નિ ચિત્રવિચિત્ર એવી મેઘમાળનું એક સુંદર પક્ષીજ છે. અ (નદીના) પાણીપર પુલ પ્રમાણે (દ્યુ અને પૃથ્વી) આ બંન્ને લોકપર તે પોતાની દૃષ્ટી નિશ્ચલ રાખતો હોય છે. ૪

અગ્નિ, આહોતા રૂપે તે સર્વવ્યાપક યજ્ઞની ચોતરફથી સંભાળ કરો. સર્વ લોક હવીવડે અને સ્તુતિવડે તેનેજ વિભૂષિત કરે છે. સુવર્ણ મુકટ ધારણ કરી આ વનૌષધીના સમુદાયમાં મોટા ભપકાથી વિહાર કરે છે ને નક્ષત્રોના યોગે આકાશ જેમ ચમકતું હોય છે તે પ્રમાણે પોતાની (જ્વાલાથી) અંતરાલ પ્રદેશને ગઝગીત કરે છે. ૫(૨૦)

તું અત્યંત ઉદાર છે તો અમારા કલ્યાણ સારૂ ( દિવ્ય ) સંપત્તિ રૂપ, પ્રભાથી, પ્રજવલિત થઈ તે સંપત્તિ [નો વરસાદ] અમારાપર થાય એવી રીતે પ્રકાશમાન થા અને અમારૂં મંગળ થાય માટે મુજ દીનના હવિર્ભાગનો સ્વીકાર કરવામાટે તું દ્યુ અને પૃથ્વી તે ઉભયને અહી લઈ આવ. ૬

હે અગ્નિ, જે જે સપત્તિ શ્રેષ્ઠ છે તે તે તુ અમને દે. જે સહસ્રપટ ( એટલે અસંખ્યપટ ) મોટી છે તેજ દેને (તારી) કીર્તિ સર્વત્ર ગાજે એટલા માટે (એમ કર કે) એકાદો દરવાજો જેમ એકદમ ઉઘડે તે પ્રમાણે, ( સાત્વિક ) સામર્થ્યની વાટ ( ઝપાટા-બંધ ) ખુલ્લી કર. અમારી પ્રાર્થનાથી દ્યાવાપૃથ્વી અમને અનુકુળ થાય એમ કર (અને પછી ) શુભ્રતેજસ્ક સુર્ય પ્રમાણે ઉષા પણ પ્રકાશમાન થાઓ. ૭

---

४ रजसि उक्षमाण, ( चन्द्रमिव सुरुच अग्निम् ) ह्वारे सुरुच चन्द्रमिव स्वे दमे आ तम आदधुः पृश्न्याः पतरम्, पाथः पायुम् न, उभे जनसी अक्षभि. अनु चितयन्तम् ( तम् आ दधुः ) ।"

५ स होता विश्व अध्वर परिभूतु, तमु, मनुषः हव्यैः गिरा च ऋञ्जते हिरिशिप्रः वृधसानासु जर्भुरत् ( अयं अग्निः ) द्यौ. स्तृभिः न, रोदसी अनुचितयत् ।

६ स त्वम् सद्दस्वान, नः स्वस्तये रेवत समिधानः रयिम् अस्मासु दीदिहि । नः सुविताय च, हे अग्ने देव, मनुषः मे हव्या वीतये, रोदसी आ कृणुस्व ।

७ दे अग्ने बृहतः दाः, सहस्रिणः ( अपि ) दाः, श्रुत्यै दुरः न वाजम् अप वृधि । ब्रह्मणा द्यावा पृथिवी आधा वृधि, शुक्र स्वः न उषसः वि दिद्युतः ।

રાત્રી પડતાંજ અને ઊષઃકાળ થતાં જ જેને પ્રજ્વલિત કરીએ છીએ તે આ અગ્નિ પોતાના આરક્ત પ્રેમે કરી સૂર્ય પ્રમાણે જ પ્રકાશમાન થાઓ. અગ્નિ એ ભક્તજનોની સ્તવનવાણીના યોગે યજ્ઞ ઉત્તમ રીતે પાર પાડે છે. (સર્વ) લોકોનો આ રાજા ખરો, પરંતુ ભક્તજનોને કદી નહીં આવનાર એવો પ્રિય પરોણો છે. ८

હે અમરદેવો મધ્યે અત્યંત શ્રેષ્ઠ અગ્નિદેવ, અમો મનુષ્યોનાં ધ્યાનબુદ્ધિ આવી રીતે તે પરમદીપ્તિમાન દેવના ઠેકાણે નિવાસ કરેલા છે માટે (સ્વર્ગલોકમાંની) ધેનુ અમારી સ્વભૂમીપર (આવી) ઇચ્છા થતાં સેંકડો પ્રકારની અને જોઇએ તે સ્વરૂપની વસ્તુ પોતાના આંચળમાંથી (દુંદે છે). ૯

હે અગ્નિ, અમે અમારૂં પુરૂષાર્થ, તારી પ્રાપ્તિ કરી લઇને તેના માર્ફતે કિંવા નિદાન તારી પ્રાર્થના દ્વારે પણ લોકોના મનપર વિશેષ રીતે ઠસાવીએ એમ કર. અમારો વૈભવ સૂર્ય પ્રમાણે દુષ્પ્રાપ્ય હોઇને પાંચે જાતીના લોકોમાં ઉચ્ચ સ્થળે ઝળકતો રહે એમ કર. ૧૦

હે પરાક્રમી દેવ, ઉચ્ચકુળમાં જન્મ લીધેલા મહાત્મા જેની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, એવો તુ અત્યંત પ્રશંસનીયજ છે. હે અગ્નિ સામર્થ્યવાન લોક પરમપૂજ્ય એવો (તું) તેની જ સેવા કરે છે, અને તું પણ (તારાં) અત્યંત લાડકડાં બાળકો જે અમે તેમને ત્યાં પોતાની વેદીપર પ્રકાશમાન થાય છે. તો તું હવે (સર્વસ્વી) અમારો થા. ૧૧

---

८ राम्या उपसश्चानु इधानः सः स्वः न अरुणेन भानुना दीदेत् । अग्निः होत्राभिः मनुषः स्वध्वरः (भवति), विशां राजा (सन्नपि) आयवे सः चारुः अतिथिः ।

९ हे अमृतेषु पूर्व्य अग्ने, नः मानुषाधीः बृहद्दिवेषु (देवेषु) एव पीपाय । (तेन) धेनुः व्रजेषु (आगत्य) इषणि शतिनं च पुरुरूपं च (अभीष्ट) काले त्मना दुहाना (भवति)

१० हे अग्ने वय नः सुवीर्य अर्वता वा ब्राह्मणा वा जनां अति चितयेम । अस्माकं द्युम्नं पंच कृष्टिषु अधि उच्चा कृधि, तव स्वने दुष्टरं शुशुचीत ।

११ हे सहस्व सुजाताः सूरयः यस्मिन् (त्वयि) इषयन्त (स त्वं) प्रशंस्यः । हे अग्ने वाजिनः य (त्वम्) यज्ञ उपयान्ति, (अस्मत्सदृशे) नित्ये तोके दीदिवांस (उपयन्ति) स त्वम् स्वेदमे नः बोधि

હે સર્વજ્ઞ અગ્નિ, અમે તારા સ્તોતૃજન અને અમારા યજમાન એવા બન્ને પણ આનંદમાં રહીએ ( એવો આશીર્વાદ દે ), અને અત્યંત આલ્હાદકારક, વિપુલ પ્રજાયુક્ત અને પુત્રપૌત્ર યુક્ત એવું જે ઉત્કૃષ્ટ ઐશ્વર્ય છે, તે અમને પ્રાપ્ત કરાવી આપ. ૧૨

સૂક્ત ૩.

॥ ऋषि–गृत्समद । देवता–अग्नि ॥

પૃથ્વીપર (એટલે વેદીપર) સ્થાપન કીધેલો આ અગ્નિ ( જુઓ કેવો ) પ્રજ્વલિત થઇને યજ્ઞાવત ભુવનના સન્મુખ ઉભો રહ્યો છે. સનાતન, પરમપાવન, મહાપ્રજ્ઞ, દેદીપ્યમાન અને પરમ વંદ્ય એવો આ યજ્ઞ ( તે ) હોતા અગ્નિ ( આજે ) દેવોને હવિર્ભાગ સંતુષ્ટ કરો. ૧

આ સુંદર જ્વાળાના નરાશંસ ( લોક સંસ્તુત્ય ) અગ્નિ પોતાની દીપ્તીએ પોતાના ખુદના ત્રણ સ્થાનોને અને તેના ઉપર ઉપર જ ત્રણે દ્યુલોકને પ્રકાશથી ( જગતની ) નજરે આણે છે, તો જે ( સ્તવન ) શરૂ થતાંજ ઘૃતધારા ( યજ્ઞ કુંડમાં ) વહેવા લાગે છે, એવા મનપૂર્વક ચાલેલા સ્તવને અમારો હવિર્ભાગ આર્દ્ર કરીને યજ્ઞના અગ્રભાગે તે દેવોને અલંકૃત કરો. ૨

---

१२ हे जातवेदः अग्ने, वय ते स्तोतारः ( अस्माकं ) सूरयः च उभयासः शर्मणि स्याम। पुरुचन्द्रस्य भूयसः प्रजावतः स्वपत्यस्य वस्वः रायः नः शग्धि ।

१३ हे अग्ने ये सूरयः स्तोतृभ्यः गो अश्व पेशसं रातिम् उपसृजन्ति तान् च अस्मान् च वस्य आ प्र नेषिहि ( वय च ) सुवीराः (सन्तः) विदथे बृहत् वदेम् ।

१ पृथिव्या निहितः ( अयं ) अग्निः समिद्धः (सन्) विश्वानि भुवनानि प्रत्यङ् अस्थात्। प्रदिवः पावकः सुमेधाः देवः अर्हन् (च अयं ) अग्निः होता देवान् यजतु ।

२ शुचिः नराशंसः ( सः ) मह्ना (रश्मिः) धामानि तिस्रः दिवश्च प्रति अञ्जन् (वर्तते) घृतप्रुषा मनसा हव्य उन्दन्, यज्ञस्य मूर्धन् देवान् समनक्तु ।

હે અગ્નિ, તું પરમપુજ્ય અને સર્વ કરતાં પુરાતન છે. તારૂં સ્તવન અમારાથી અંતઃકરણપુર્વક થયું હોય તો તું આજ દેવોને ( હવિદાનથી ) સંતુષ્ટ કર. ૩

દેદિપ્યમાન કુશાસન, દિવ્ય ઐશ્વર્યની પ્રાપ્તિ સારૂ તે વેદીપર તને અમે પાથરેલો છે. તું ઉત્કર્ષકારક, વીર્યપ્રદ, સમૃદ્ધિકર, અને નવીનતા પ્રમાણે મૃદુ છે. તો હે વસુ, હે દેવ, હે યજ્ઞાર્હ આદિત્ય, આ આસનપર વિરાજમાન થા. ૪

ફરવાને આમ તેમ એવી ( યજ્ઞશાલના ) દિવ્ય દ્વાર ( અમે ) નમસ્કાર કરી વિનંતી કર્યા ખરેખર ફટાક દઇને ઉઘડી જાઓ. આ ( યજ્ઞમંડપના ) વિશાળ ને અભંગ દ્વાર હવે ઉઘડો. સેંકડો શૂરપુરૂષો જેના આશરે છે એવી જેની ખ્યાતિ છે એવા ભક્ત વર્ગને પણ તે પુનીત કરે છે. ૫ (૨૨)

આ જુઓ રાત્રી અને ઉષા, આ યૌવનવાળાં ને સુંદર પક્ષીઓ પ્રમાણે રમણીય હોઇ એકમેકથી સંલગ્ન ( મનોરથરૂપ ) દુગ્ધ પ્રેમે આપનારા અને પ્રેમરસે પૂર્ણ ભરેલા છે. ( કાળરૂપ ) દોરો જે એકવેળા પસારી દીધો છે તેનું જ વસ્ત્ર તે એક સરખું વણતી હોય છે અને અમારા યજ્ઞનું સ્વરૂપ ને અમારૂં સત્કર્મ પણ (વૃદ્ધિંગત ) કરે છે. ૬

સર્વમાં પહેલાં, અત્યંત જ્ઞાનવાન અવર્ણનીય કાંતિયુક્ત એવા જે બે દિવ્ય યજ્ઞહોતાઓ ( છે તે ) અમારો યજ્ઞ ઋક્ સ્તોત્રોથી યથાયોગ્ય સંપાદન થાઓ. તે યોગ્યકાળે દેવનું યજન કરીને અને પૃથ્વીના મધ્ય ભાગમાં ( વેદીપર )- ત્રણ ઉચ્ચાસનો પર ( તેમને ) બેસાડી અલંકૃત કરે છે. ૭

---

३ अग्ने अर्हन् ( त्वम् ) नानुपात् पूर्वः मनसा ईळितः अद्य नः देवान् यक्षि। स त्वम् मरुतां अच्युतम् शर्धः आ वह, हे नराः बर्हिषदं इंद्र च यजध्वम्।

४ हे देव बर्हिः ( त्वम् ) राये अस्यां वेदी स्तीर्णम्। ( त्व च ) वर्धमानं, सुवीरं, सुभरं घृतेन अक्तम् ( इव पेशलं, तद् ) हे वसवः, हे विश्वे देवाः, यज्ञियासः आदित्याः इदं सीदत।

५ सुप्रायणाः द्वारो देवीः नमोभिः हूयमानाः उर्विया विश्रयन्ताम्। सुवीरम् यशसम् (आर्य) वर्णम् पुनानाः अजुर्याः व्यचस्वतीश्च वि प्रथन्ताम्।

६ ( इमे ) दक्षिते वय्येव रण्विते उपसानक्ता, समीची सुदुघे पयस्वती ततं (काल) तन्तु संवयन्ती, नः यज्ञस्य पेशः अपांसि च साधु ( कृण्वाताम् )।

७ प्रथमा विदुष्टरा वपुष्टरा, दैव्या होतारा ऋचा ऋजु सन् यक्षतः। (तौ) देवान् ऋतुथा यजन्तौ (तान्) पृथिव्याः नाभा त्रिषु सानुषु अधि क्षम् अञ्जतः।

અમારૂં ધ્યાન સફળ કરનારી સરસ્વતી, દેદિપ્યમાન ઇળા, ને સર્વ જગતને હાથમાં ધરનારી ભારતી આ ત્રણે દેવી પોતાના પરિપાક પ્રમાણે આ કુશાસનપર આરોહણ થઇને આનુઅમારો આશરો (પુર્ણપણે) નિસ્તોષ રહે એવી રીતે તેમનું રક્ષણ કરો. ૮

આ જુઓ, સુવર્ણ પ્રમાણે કાંતિમાન ને પુષ્ટ શરીરનો વીર પ્રગટ થાય છે, તે તારૂણ્યનો કેવળ નિધિજ, સર્વની વિનંતી સાંભળી લેનારો અને દેવનો લાડકવાયો છે. એવો આ ત્વષ્ટા અમારા વંશમાં આવો કુલદીપક નિર્માણ કરો કે તે (છેવટે) દેવલોક માંજ જશે. ૯

આ વનસ્પતિયુપ પાસે ઉભા રહી (મેધ્ય હવિ) છૂટો મૂકી દો; પછી ધ્યાન સ્તોત્રો ચાલુ રહેતાં અગ્નિ તેને પરિપક્વ કરશે. અને પછી દેવલોકોમાં રહેનાર ને ત્યાંની રીત જાણનાર શમિતા (એટલે યજ્ઞિય પશુનું હનન કરનાર) તે ત્રણવાર સિંચન કીધેલું હવિ દેવો પાસે લઇ જશે. ૧૦

આ અગ્નિમધ્યે ઘૃતનું સિંચન કીધેલું છે. કારણ ઘૃત તે તેનું ઉદ્દગમસ્થાન છે. ઘૃતમધ્યે તે વાસ કરે છે અને ઘૃત એ તેનું તેજજ છે. તો હે મનોરથપૂરક અગ્નિ, તું પોતાના (આનંદી) સ્વભાવાનુરૂપ ઉલ્હસિત થા અને સ્વાહા એવો ઉચ્ચાર કરીને અર્પણ કરેલો હવિર્ભાગ (દેવો તરફ) પહોંચાડી દે. ૧૧ (૨૩)

---

८ नः धियं साधयन्ती सरस्वती, देवी इळा, विश्वतूर्तिः भारती, (एताः) तिस्रः देवीः स्वधया इदं बर्हिः आ निषद्य, (इदं) शरणं अच्छिद्रम् पान्तु।

९ पिशङ्गरूपः सुभरः वीरः जायते (सः) शुष्मी, देवकामः च। त्वष्टा (सोम) त्वष्टा अस्मे प्रजां वि ष्यतु नाभिं च (यथा) सः देवानाम् पाथः अपि एतु।

१० वनस्पतिः (हव्यं) अवसृजन् उप अस्थात्, (ततः) अग्निः धीभिः हविः प्र सूदयाति दैव्यः शमिता प्रजानन् तत् त्रिधा समक्तं हव्यं देवेभ्यः उपनयतु।

११ घृतं मिमिक्षे, घृतम् अस्य योनिः, (अयं) घृते श्रितः, घृतम् उ अस्य धाम (भवति) हे वृषन् (अग्ने) अनुष्वधं मादयस्व, स्वाहाकृतं हव्यम् वह, (तस्मात् तद् देवेभ्यः) आ वह।

## સૂક્ત ૪

॥ ऋषि—सोमाहुति । देवता—अग्नि ॥

જેનો પ્રકાશ અતિશય ઉજ્જ્વળ, જે અત્યંત પવિત્ર, આનંદરૂપ અને સર્વજનોનો અતિથિ ( એટલે પરોણો ) છે તે અગ્નિને હું તમારા હિતાર્થે આહુતિ અર્પણ કરૂંછું, કારણકે આ સર્વજ્ઞ ભગવાન ભાવિકજનોનો મિત્ર હોય એમ ખરેખર લાગે છે.૧

દિવ્ય ઉદકના નિવાસસ્થાનમાં ( પ્રથમ ) આની સેવા કરીને ભૃગુઋષિએ આને મનુષ્યલોકમાં ( લાવીને ) બે ઠેકાણે તેની સ્થાપના કીધી. આનો બુદ્ધિરૂપ અશ્વ અત્યંત ત્વરિત ગતિવાળો છે, ત્યારે દેવોના નિયંતા એવા આ અગ્નિનો યચ્ચાવત ભૂવન મધ્યે વિજય થાઓ. ૨

મનુષ્યલોકમાં વાસ કરવાની ઇચ્છા થવાને લીધે દેવોએ મિત્ર પ્રમાણે પ્રિય એવા આ અગ્નિની અત્રે સ્થાપના કરી, ( માટે ) દાનશૂર ભક્તોએ જેનું નમ્ર પણે સન્માન કરવું ( જોઇએ ) એવો આ અગ્નિ, તેની પ્રાપ્તિ સારૂ ઉત્કંઠિત બનેલો રાત્રીને સુપ્રકાશિત કરે છે. ૩

આનો વિસ્તાર (વધેલો હોવાથી તે) પોતાનો ખુદનો જ ઉત્કર્ષ થયા પ્રમાણે આનંદપ્રદ થાય છે અને ક્ષુબ્ધ થઇ બાળવા માંડે ત્યારે સુદ્ધાં તેનું દર્શન મનોહર હોય છે. પુરા ઝપાટાથી દોડનારો ઘોડો જે પ્રમાણે પોતાની જીભ ઉપરની ઉપર બહાર કાઢી જોરથી હલાવે છે ને પુંછડી પણ જોરથી ઝાપટે છે તે પ્રમાણે અગ્નિ આ વનસ્પતિમાં પેઠેલો હોઇને (પોતાની જ્વાલાના) ફટકારા મારતો જાય છે. ૪

---

१ सुद्योत्मान, सुवृक्तिं, सुप्रयसं विशां अतिथिम् अग्निम् वः हुवे। यः जातवेदाः देवः आदेवे जने मित्र इव दिधिपाय्यः भूत्।

२ इमं अपां सधस्थे विधन्तः भृगवः (इमं) आयोः विक्षु द्विता अदधुः। एषः जीराश्वः देवानां अरतिः अग्निः विश्वानि भूम अभि अस्तु।

३ मानुषीषु विक्षु क्षियन्तः देवासः अग्निं प्रियं मित्रं न (अत्र) धुः। यः दास्वते दक्षाय्य, सः दमे आ उशतीः ऊर्म्याः दीदयत्।

४ अस्य पुष्टिः स्वस्येव रण्वा, अस्य हियानस्य दक्षोः सन् दृष्टिः (रण्वा एव)। यः रथ्यः अश्वः न जिह्वाम् चरान् दोधवीति, ओषधीषु वि भरित्रत्।

( પાપરૂપ ) કાનન ખાઈ નાંખી ભસ્મ કરનારા અગ્નીના ભયંકર સામર્થ્યનું વર્ણન ( કવિએ ) મારા પાસે કર્યા બરાબર ( પૂર્વે જેવો તે ) ભક્તજનો આગળ ( પ્રગટ થયો) તે પ્રમાણેજ તેણે પોતાના આવિર્ભાવ મારા આગળ પ્રગટ કર્યા, તે વેળાએ પોતાની અદ્‌ભુત રૂચિર કાંતિએ તે એટલી મજાદાર રીતે પ્રકાશમાન થવા લાગ્યો કે હવે મંદ થતો ચાલ્યો એવું લાગે ( એટલું જ ) માત્ર તે પુનઃ થશે જ ( છે ). ૫ (૨૪)

આ અરણ્ય સારૂજ જાણે કે અત્યંત તરસ્યો છે કે શું એમ લાગે છે. ને પાણીનો વહેળો રસ્તેથી જતાં જતાં ધોધો શબ્દ કરતો ( વહેલો ) જાય છે, કિંવા રથચક્રના ઘડઘડ અવાજ થાય છે, તે પ્રમાણે અગ્નિ પણ ઘોંઘાટ કરે છે. તેનો માર્ગ કૃષ્ણવર્ણ છે (તો પણ) જુઓ આ જાજ્વલ્ય ને આલ્હાદકારક અગ્નિ, મેઘના યોગે જેમ આકાશ હસે છે એમ લાગે છે તેમ, આ વળી હસમુખો દિસે છે. ૬

તે ઠેકઠેકાણે પસરતો જઇને આ વિશાળ પૃથ્વીને બાળી નાંખે છે અને કોઈના પણ કહ્યામાં ન રહેનાર વનશ્વાપદો પ્રમાણે સ્વૈર ગતિ થઇને ફરતો હોય છે. ( તોપણ) આ કૃષ્ણમાર્ગ આ પરમદૈદિપ્યમાન ને કૃષ્ણધ્વજ અગ્નિએ ઝાડ-ઝાંખરા બાળી ( નાંખવાના મિષે ) આ ભૂમીનો સ્વાદ લીધેલો હશે કે શું ( એમ લાગે છે ). ૭

તેં પૂર્વે અમારા પર જે જે અનુગ્રહ કર્યો છે તેની ( કૃતજ્ઞતાએ ) સ્મરણ કરી આ ત્રીજા યજ્ઞ સમારંભમાં તારૂં મન પૂર્વક સ્તવન કર્યું છે, તો હે અગ્નિ, વીરોની સતત માળિકાઓએ સુશોભિત શ્રેષ્ઠ, પ્રતાપશાળી, સત્વપ્રધાન ને સુપુત્ર એવું ઐશ્વર્ય અમને કૃપા કરીને દે. ૮

હે અગ્નિદેવ, તારી ભક્તિ એકાંતમાં ( સ્વસ્થ ચિત્તે ) કરનારા અમે ગૃત્સમદાએ અમારી એકદમ પાસે આવી ભીડેલા ( દુષ્ટો ) ને તારી કૃપાએ શૂરવીર સંપન્ન ને શત્રુનાશક બની પાદાક્રાંત કરીએ (એજ જે યોગ્ય છે) તો આ તારો ભક્ત અને તેના યજમાન એવા બન્ને મધ્યે પણ તારૂણ્યનુ અપૂર્વ જેમ હમેશાં રહેવા દે. ૯ (૨૫)

---

५ यत् ( अस्य ) वनदः अभ्वम् आ पनन्त, (असौ) उशिग्भ्यो न ( स्वीयं ) वर्णम् मे अमिमीत। (तद् य' जुजुर्वान् मुहुः आ युवा भूत सः (अग्निः अय ) चित्रेण भासा रंसु चिकिते ।

६ यः वना तातृषाणः न आ भाति, यथा वाः न, रथ्येव स्वानीत् ( अय ) कृष्णाध्वा तपुः रण्व नभोभिः स्मयमान. द्यौरिव चिकेत ।

७ यः वि अस्थात् ऊर्वीम् अभि धक्षत् सः अगोपाः पशुः न स्वयुः एति। (सः अयम्) शोचिष्मान् अतसानि उष्णन् कृष्णव्यथिः अग्निः भूम अस्वदयत् न ।

८ ते पूर्वस्य अवसा अधीतौ तृतीये विदथे तु (इद) मन्म शंसि। (अतः) हे अग्ने संयद्वीरं बृहन्तम् क्षुमन्तं वाजम् स्वपत्य रयिम् अस्मे दाः ।

९. हे अग्ने (त्वा ) गुहा वनन्तः वय गृत्समदासः उपरां त्वया यथा अभि ष्युः (यथा च शूरासः अभिमाति साहः ( भवेम तथा ) स्मत् सूरिभ्यो गृणते च तत् वयः धा ।

સૂક્ત ૫

॥ ऋषि–सोमाहुति । देवता–अग्नि ॥

આ યજ્ઞ હોતા, ચૈતન્યઘન અને જગત્‌પિતા અગ્નિ, અમારા પિતરોઉપર કૃપા કરવા સારૂ પ્રગટ થયો છે ને વિજયપ્રદ અને સર્વોત્કૃષ્ટ એવો લાભ (અમને) થાય તે માટે જો તે અમારા યજ્ઞને સંપાદન કરે છે, તો તે સત્વશાળી વીરને (આ યજ્ઞ સારૂ) રાખી લેવાને અમે સમર્થ બનીએ એમ થાઓ. ૧

યજ્ઞનો અગ્રણી જે આ અગ્નિ, તેના હાથમાં સાતે (કર્મોના) સૂત્રો છે જ, ત્યારે આ પોતા (બનીને) દેવો સંબંધી આઠમું કર્મ સુદ્ધાં મનુરાજાના ઘર પ્રમાણે (અહીં પણ) સંપાદન કરે છે. ૨

જે જે હવિર્ભાગ (ઋત્વિજ) અર્પણ કરે છે, જે જે પ્રશંસાપર સ્તોત્રો (ઋત્વિજો) પ્રેમાળપણે બોલે છે તે તે સર્વ (કર્મ) આને જાણીતાજ છે. ચાકની ધરી જે પ્રમાણે તેની પાસે હોય છે તે પ્રમાણે સર્વ ઋત્વિક–કર્મોનું જ્ઞાન આના મધ્યે ભરેલું છે. ૩

પવિત્ર એવા યજ્ઞ કર્મોની માફકજ આ અત્યંત પવિત્ર અગ્નિ પ્રશાસ્તા (સર્વનો માર્ગ દર્શક) માટે પ્રાદુર્ભૂત થયો છે. આની કર્મપદ્ધતિમાં યત્કિંચિત પણ કદી ફેરફાર થતો નથી. માટે એવા કર્મનું જેને જ્ઞાન છે તે વિદ્વાન ઋત્વિજ આ (અગ્નિના જ્ઞાન) ની એક નાનકડી શાખા પ્રમાણે જ છે. ૪

જે (બીજી) ત્રણે બેનો આ (યજ્ઞકર્મ) માં આવ્યાં હતાં તે ત્રણે કરતાં પણ કેટલીગણી જે અધિક મનોહર છે એવી તે (વિદ્યુલ્લતારૂપી) ચપલ ધેનુ આ (અગ્નિરૂપ) નેષ્ટાના તેજઃપુંજ કાંતિને ભૂલી ગઇ. ૫

જ્યારે માની પાસે બ્હેન ઘૃત લઇને ઉભી રહી હોય છે, ત્યારે વરસાદ પડેલાને લીધે રોપેલા ધાન્ય જેવો આનંદ થાય છે તેવો આનંદ તે બન્નેના આવવાથી અધ્વર્યુને થાય છે. ૬

---

१ (अय) चेतनः (जगतः) पिता च होता जेन्य वसु प्रयक्षन् पितृभ्य ऊतये अजनिष्ट तत् (अस्य) वाजिनः यमम् शकेम।

२ यस्मिन् यज्ञस्य नेतरि सप्त रश्मयः आ ततः (सः) पोता मनुष्वत् तत् अष्टमं विश्व दैव्यम् (कर्म) इन्वति (एव)।

३ यत् वा ईम् दधन्वे, यत् ब्रह्माणि (वा) वोचत् तम् वेः उ। (यतः) विश्वानि काव्यः नेमिः चक्रमिव परि अभवत्।

४ (अयं) शुचिः प्रशास्ता शुचिनाहि क्रतुना साकं अजनि। अस्य ध्रुवा व्रता विद्वान्, वयाःइव अनु रोहते।

५ याः स्वसारः इदं वपुः पान्वः च तिसृभ्यः(च) आ नरं ताः आयुवः धेनवः अस्य नेष्टुः वर्ण सचन्त।

६ यदि घृतं भरन्ती स्वसा,मातुः उप अस्थित,(तदा) तासां आगतौ, वर्ष वृष्टौ इव,अध्वर्युःमोदते।

તો આ ( અગ્નિ ) માં પોતાના ખુદનાજ સંતોષ સારૂ પોતાનો પુરોહિત બનીને, ઋત્વિજનું કાર્ય સંપાદન કરી દો એટલે તેની ભારે વર્ણન કરવામાં અમને અતિશય પ્રેમ આવશે. અને પછી તેનેજ આ યજ્ઞ અમે સમર્પણ કરીશું. ૭

જ્ઞાનશાલી અગ્નિએ સર્વમાનનીય દેવોને સંતુષ્ટ કરવા માટે આ જે યજ્ઞ અમે કર્યો છે તે આ યજ્ઞ હે અગ્નિદેવ તનેજ અર્પણ થાઓ. ૮ (૨૬)

## સૂક્ત ૬

॥ ऋषि–सोमाहुति । देवता–अग्नि ॥

હે અગ્નિ આ મેં અર્પણ કરેલી સમિધ અને આ મારી ઉપસદ ( ઉપાસના ) તને પ્રિય લાગવા દે. તેમજ તારૂં ગુણકીર્તન પણ ( હું કરૂંછું તે ) તું સ્વસ્થ ચિત્તે સાભળી લે. ૧

હે તપરતેજને લીધે પ્રગટ થનારા અગ્નિદેવ, ( બુદ્ધિરૂપ ) અશ્વ તને ઘણો પ્રિય છે; તો આવી સામાન્ય રિતીએજ તારી સેવા મને કરવા દે. હે અભિજાત દેવ, આ સ્તવનના યોગે પણ ( મારા હાથે ) તારી સેવા થઇ એમ થવા દે. ૨

હે દેવ, તુ સ્તુતિપ્રિય છે, તો સ્તુતિએ (તારી સેવા અમને કરવા દે). હે સામર્થ્ય-સંપત્તિદાતા, તું ભક્તિરૂપ સંપદાની ઇચ્છા કરનારો છે તો ( ભક્તિએ પણ ) તારી સેવા અમો સેવકોના હાથે થવા દે. ૩

હે નિધિપતિ, હે દિવ્ય નિધી પ્રાપ્ત કરી આપનાર દેવ, તું અમને પોતાની કૃપાનું દાન કરનાર એવો યજમાન થા અને અમારા દ્વેષ્ટાઓનું [ અને દ્વેષબુદ્ધિનું ) ઉચ્ચાટન કર. ૪

અમારા સારૂ આકાશમાંથી પર્જન્યવૃષ્ટિ કર, અવિનાશી સત્વ સામર્થ્ય દે અને હજારો પ્રકારનું જોમ (અમારા અંગમાં) રહે એવું કર. ૫

---

७ (अयम्) ऋत्विक् स्वः स्वाय धायसे ऋत्विजम् कृणुतान् । आत् वय (अय) स्तोम वनेम, यज्ञं च अरम् ररिम ।

८ यथा विद्वान् ( अग्निः ) विश्वेभ्यः अरम् करत् (तथा) हे अग्ने यम् ( इम ) यज्ञं वयम् चहृम ( सः ) अय त्वे अपि ( अर्पितः स्यात् )।

१ हे अग्ने इमा मे समिध, इमा उपसदम् ( इमौ च ) वनेः उ च इमा गिरः सु श्रुधि ।

२ अग्ने, हे ऊर्जः नपात्, अश्वमिष्टे; अया ते विधेम, हे सुजात एना सुक्तेनापि ( विधेम)।

३ त त्वा गिर्वणस गीर्भिः, हे द्रविणोदः, द्रविणस्यु (त्वा) वय सपर्यवः सपर्येम ।

४ हे वसुपते, वसुदावन्, स त्व मघवा सूरिः च बोधि, द्वेषापि असमत् युयोधि ।

५ स (त्वम्) नः दिवस्परि वृष्टिम् ( कृणुहि ), स ( त्वं ) नः अनर्वाणम्, स ( त्वं ) नः सहस्रिणीः इषः ( देहि ) ।

હે તારુણ્યમૂર્તિ, દેવપ્રતિનિધિ, હે પરમપુજ્ય પુરોહિત, અમારા સ્તવનોથી (સંતુષ્ટ થઇને) તારા ગુણસંકીર્તન કરનારા તરફ તારી કૃપાની આકાંક્ષા ધરનારા આ ભક્તો તરફ તારું આગમન થવા દે. ૬

હે પ્રજ્ઞાવાન અગ્નિ, હે સર્વજ્ઞ, પોતાનાં અને પારકાંઓને પણ હિતકર એવા મધ્યસ્થ પ્રમાણે, (દેવ અને માનવ આ) બન્ને પ્રકારના વર્ગ મધ્યે તુ સરખોજ વર્તતો હોય છે. ૭

તુ સર્વ જાણે છેજ, તો (દેવોને) પ્રિય લાગે તે જ કર. હે જ્ઞાનવંત, તેમને યથાયોગ્ય રીતે યજ્ઞથી સંતોષિત કર અને આ કુશાસન પર વિરાજમાન થા. ૮

## સૂક્ત ૭

॥ ऋषि–सोमाहुति । देवता–अग्नि ॥

હે અત્યંત તરુણ અગ્નિદેવ, હે ભારત શ્રેષ્ઠ, દિવ્ય તેજસ્વી, અને સર્વે જેના વિષયે લાલસા ધરે એવી સંપત્તિ લઇને આવ. ૧

દેવોનું કિંવા (યોગ્ય) મનુષ્યનું માન ન રાખવાની જે દુર્બુદ્ધિ હોય છે તેનો દોર અમારા પર ચાલે નહી એમ કર, અને આવા (દુષ્ટબુદ્ધિ) ના અને સજ્જન દ્વેષ્ટોના તડાકામાથી અમને પણ સાચવી રાખ. ૨

પાણીના એકાદ ક્ષુલ્લક વહેળામાંથી સહજ પાર ઉતરી જઇએ તે પ્રમાણે તારી કૃપાથી અમે (સજ્જનોના) શત્રુ મધ્યે પેસીને સહજમાં પાર નીકળી જઇએ એમ કર. ૩

હે પરમપવિત્ર અગ્નિ, તુ પરમપાવન અને પૂજ્ય છે, અને ઘૃતાહુતીઓ અર્પણ કરીને તારી આરાધના કીધેલી હોય તો તું અતિશયજ પ્રદિપ્ત થતો હોય છે. ૪

ભારતીઓપર પ્રેમ રાખનારા અગ્નિદેવ, અમારી આંતરીય પ્રાર્થનાથી, ઉત્સાહવર્ધક સામગાયનથી, અને છંદોબદ્ધ ઋચોથી તારી આરાધના કરેલી હોય તો તું અમારા જેવા થાય છે. ૫

---

६ हे यविष्ट दूत, हे यजिष्ठ होतः, (त्वम्) नः गिरा अजस्येने (त्वा) ईळानाय आ गहि।

७ हे अग्ने हे कवे, (त्वम्) उभया जन्म, विद्वान्, जन्याइव मित्र्यः दूतः (सन् उभयोः) अन्तः ईयसे हि।

८ स (त्वम्) विद्वान् (देवान्) आच पिप्रयः हे चिकित्वः (तान्) आनुषक् यक्षि, अस्मिन् च बर्हिषि सत्सि।

१ हे यविष्ठ, हे भारत अग्ने, हे वसो, श्रेष्ठ द्युमन्तम् पुरुस्पृह रयिम् आ भर।

२ देवस्य मर्त्यस्य च (विषयका) अरातिः नः मा ईशत, तस्याः उत द्विषः अति पर्षि (नः)।

३ उत त्वया उदन्या धारा इव विश्वा. द्विषः अति गाहेमहि।

४ हे पावक अग्ने, शुचिः वन्द्यः त्वम् घृतेभिः आहुतः (सन्) बृहत् विरोचसे।

५ हे भारत अग्ने, त्वं वशाभिः उक्षभिः अष्टापदीभिः आहुतः (सन्) नः असि।

વનસ્પતિ એ જેનું અન્ન, ઘૃત એ જેનું પેય, એવો અગ્નિ આ સર્વોત્કૃષ્ટ ને પુરાતન યજ્ઞનો હોતા અને ( તપઃ ) સામર્થ્યથી પ્રગટ થનાર એક અનંત વિભુતિ છે. ૬ ( ૨૮ )

## સૂક્ત ૮

॥ ऋषि–गृत्समद । देवता–अग्नि ॥

યુદ્ધોત્સુક યોદ્ધાઓ જે પ્રમાણે રથનું ને તેના જાતવાન ઘોડાઓનું વર્ણન હોંસે કરે છે તે પ્રમાણે તું પણ આ અગ્નિની અનંત બક્ષીસોનું વર્ણન કર. આ અગ્નિ પુણ્યકીર્તિ અત્યંત શ્રેષ્ટ, અને આ પોતે સર્વ કામનાપૂરક એવો છે. ૧

દાનનિરત ભક્તનો જે ઉત્કૃષ્ટ માર્ગદર્શક છે, જે અધર્મીઓને જર્જર કરે છે પણ પોતે કદી પણ જર્જર થતો નથી, જેનું સ્વરૂપ અત્યંત રમણીય હોય છે, એવા અગ્નિની પ્રીતિઅર્થે અમે હવન કીધું છે. ૨

તેના સાથેજ તેના ઇશ્વિરી વૈભવનું પણ સ્તવન પ્રભાતેને સંધ્યાકાળે ઘરોઘર થતું હોય છે અને તેના નિયમોનું ઉલ્લંઘન ( કોઇને પણ ) કરતાં આવડવું શક્ય નથી. ૩

સૂર્ય પોતાની રશ્મીઓથી જેવો દેદીપ્યમાન છે તેવો આપણ પોતાની પ્રભાએ અનંત તેજઃપુંજ બનીને પોતાની અવિનાશી જ્વાળાઓથી સર્વ ( વસ્તુજાત ) સ્પષ્ટપણે દૃગ્ગોચર કરે છે. ૪

આ સર્વ–ભક્ષક અગ્નિનું ( બ્રહ્માંડપર જે ) સામ્રાજ્ય છે તેનાજ અનુરોધે ( વર્ણન કરી ) સામગાયનોથી તેનો યશ વૃદ્ધિંગત કીધો છે. ( કારણ કે ) સર્વ પ્રકારનું ઐશ્વર્ય તેનાજ ઠેકાણે વાસ કરે છે. ૫

અગ્નિની, ઇંદ્રની, અને સોમની ( જ કેવળ નહિ પણ બીજા સામાન્ય ) દેવતાની પણ કૃપાથી અમે ઉપદ્રવરહિત રહીને ( સજ્જનોના ) સૈન્ય સહ શત્રુઓને પાદાક્રાંત કરીએ એમ કરો. ૬ (૨૯) (૫)

પાંચરો અધ્યાય સમાપ્ત

---

६ द्रुअन्नः सर्पिरासुतिः प्रत्नः वरेण्यः सहसः पुत्रः ( अय ) होता अद्भुतः ( खलु ) ।

१ वाजयन् रथान् इव नु यशतनस्य मीळ्हुषः अग्नेः योगान् उपस्तुहि ।

२ यः दाशुषे सुनीथः ( स्वयं ) अजुर्यः अरिम् जरयन् चारुप्रतीकः ( च सः ) आहुतः ।

३ यः उ दमेषु आ दोषोषसि श्रिया प्रशस्यते यस्य च व्रते न मीयते ( स आहुतः ) ।

४ यः स्वः न भानुना ( रोचिष्मान् ) अर्चिषाच अजरः अभि अञ्जानः चित्रः विभाति ।

५ ( इम ) अत्रिन् अग्निम् ( अस्य ) स्वराज्यम् अनु, उक्थानि ववृधुः, सः विश्वाः श्रिय अधि दधे ।

६ अग्नेः, इन्द्रस्य, सोमस्य, देवाना ऊतिभिश्च वयम् अरिष्यन्तः, पृतन्यतः अभिष्याम ।

# અધ્યાય ૬.

## સૂક્ત ૯.

॥ ऋषि–गृत्समद । देवता–अग्नि ॥

જ્ઞાનવાન, અત્યંત ઉગ્ર મહાદિપ્તિમાન ને અત્યંત ચાલાક એવો આ યજ્ઞહોતા અગ્નિ હોતાના ઠેકાણે અધિષ્ઠિત થયો છે. (ભક્ત) રક્ષણનો તેનો વ્યાપાર ચાલુ હોવાથી એ અત્યંત સ્પૃહણીય છે; હજારો પ્રકારના લાભ (પોતાના ભક્તોને) તે કરી દે છે, અને તેની વાણી અત્યંત પવિત્ર છે. १

તું અમારી મધ્યસ્થ છે, તું પરલોકનો સંરક્ષક છે હે અભીષ્ટ પૂરકા, ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવનાર તુંજ છે. હે અગ્નિ, અમે પોતે અને અમારા પુત્રપૌત્રના, તે શાશ્વત સારૂ તું સુપ્રકાશિત થઈને (અમને) એ ક્ષણભરપણ ન દુર્લક્ષ કરનારો એવો અમારો પડીઢાણો થા. ૨

હે અગ્નિ, જે અત્યંત ઉચ્ચલોકમાં તું પ્રગટ થાય છે. ત્યાં (પણ) તારી સેવા અમારા હાથે થવા દે. અને નીચે આ ભૂલોકમાંપણ સ્તવનોવડે તારૂં ભજન અમને કરવા દે. (કારણ કે) જે જે જન્મસ્થાને તું પ્રકટ થયો છે. ત્યાં ત્યાં હું તારૂં અર્ચન કરૂં છુંજ (અને માટેજ તું પ્રજ્વલિત થયો ત્યારે તારા ઠેકાણે (ઋત્વિજે) હવિર્ભાગ અર્પણ કીધો. ૩

હે અગ્નિદેવ, તું ભક્તોની પ્રાર્થના સાંભળી લેનારો અને યજ્ઞકર્મે હુશાર એવો છે માટે હવિર્દ્રવ્યથી (દેવોની પ્રીત્યર્થે) યજન કર. અમારા પાસે તને દેવાયોગ્ય જે કાંઈ સંપત્તિ છે તે આજ, તો (તેજ તું મીઠી માનીને) તેની પ્રશંસા કર (વાસ્તવિક તને શું ટોટો છે?) સર્વે (ઐહિકને પાર લૈકિક) વૈભવોનો તું માલિક છે, અને અત્યંત ઓજસ્વી એવા કવિત્વની અંતઃકરણમાં સ્ફૂર્તીપણ તુંજ પેદા કરે છે. ४

---

१ नि होता होतृ सदने विदानः त्वेषः दीदिवान् सुदक्षः (अयम्) होता होतृ सदने असदत् । (सः अयम्) अग्निः अदब्धव्रतप्रमतिः वसिष्ठः सहस्रंभरः शुचि जिह्वः ।

२ त्वम् नः दूतः त्वमु (नः) परःपा', त्वम् वस्य आ प्रणेता अग्नि । हे अग्ने नः (नः) तोकस्य च तनूनाम् तने (त्वम्) दीद्यत् अप्रयुच्छन् गोपाः बोधि ।

३ अग्ने, ते परमे जनन् (त्वा) विधेम, अवरे सधस्थे स्तोमैः विधेम । (यतः) यस्मात् योनेः त्वम् उदारिथ त (स्थानं अभिप्रेत्य) यज, (अतः) समिद्धे त्वे (ऋत्विजः) हवींषि प्र जुहुरे ।

४ अग्ने, श्रुष्टी यजीयान् च त्वम् हविषा (देवान्) यजस्व, दद (एव) देष्णम् स्प. (तत्) अभिगृणीहि । (किम् अनयासम् त्वया) त्वम् हि रयीणाम् रयीपतिरसि, त्वम् शुक्रस्य वचस.च मनोता ।

હે અદ્દભુત પરાક્રમી દેવ! (ભક્તોને વરદાન આપવામાટે) તું દરરોજ પ્રકટ થતો હોય છે. તોપણ (ઐહિક અને પાર લૌકિક એવી) બન્ને સંપત્તિનો જે ભંડાર તારાપાસે છે તે કદીપણ ખૂટયો હોય એમ થતુંજ નથી. હે અગ્નિ તારા આ સેવકને તું પ્રતાપશાલી કર અને જેનાપર કોઈપણ સત્તા ચલાવી શકતું નથી એવા વૈભવની માલિકી તેને આપ. ૫

તું અતિશય માયાળુ, ને યજ્ઞ કર્મમધ્યે અત્યંત કુશળ છે. અને માટેજ અમારૂં કલ્યાણ થાય એવી રીતે પોતાના તેજોમય મુખથી તું દેવોને સંતુષ્ટ કરે છે. જેના આગળ કાંઈપણ ચાળા ચલતા નથી એવા પ્રકારનો તું અમારો (આ પૃથ્વીપર) પ્રતિપાલક છે. એટલુંજ નહિ પણ અમારૂં પાર લૌકિક હિત જોનારો પણ તુંજ છે. તો હે અગ્નિદેવ (તારો પ્રકાશ) અમને સ્વયંસ્ફૂર્તિદાયક ને ઐશ્વર્યદાયક થાય એવી રીતે પ્રકાશ. ૬ (૫)

## સૂક્ત ૧૦.

॥ ऋषि–गृत्समद । देवता–अग्नि ॥

(સર્વવિશ્વનો) આદ્ય જનક માટે જેનો જયઘોષ કરવો તદન યોગ્ય છે એવા અગ્નિને જ્યારે અમારો ઋત્વિજ ઉત્તરવેદીપર પ્રજ્વલિત કરે છે ત્યારે તે અમર અને મહાજ્ઞાની (અગ્નિ) પોતાના તેજોરૂપ વૈભવથી મંડિત થાય છે. (ભક્તોએ) સેવા કરવાને સર્વથૈવ પાત્ર એવો (કોઈ હોયતો) તેજ પુણ્યકીર્તી અને સત્વવીર અગ્નિ છે. ૧

આ અદ્દભુત કીર્તિમાન અગ્નિ સર્વ પ્રકારના સ્તોત્રોદ્વારે મારી અરજ સાંભળો. તે અમર છે અને સર્વજ્ઞ પણ તેજ છે. તેના રથને કદી કદી શ્યામવર્ણના, કદી કદી લાલરંગના અને કદી આરક્તવર્ણના (તેજોમય) અશ્વ જોડેલા હોય છે. (અને તેમાં બેસીને) તે નાનાપ્રકારના યજ્ઞયાગોથી જનો હોય છે. ૨

પવિત્ર ઠેકાણે પ્રકટ થનારા અગ્નિને ઉતાન અરણ્યમાંથી જ ઉત્પન્ન કીધો કારણ કે નાના- પ્રકારની વનસ્પતિના અંદર તે સૂક્ષ્મરૂપે રહેલોજ છે તે માટે કડક શિયાળાની અંધારી રાત્રેપણ તે મહા પ્રજ્ઞ અગ્નિ પોતાના તેજને લીધે અંધકારથી ઝાંખો ન થતાં (સર્વઠેકાણે) વાસ કરે છે ૩

---

५ हे दस्म, (भक्तानुग्रहाय) दिवे दिवे जायमानस्य ते उभयम् वसव्यम् न क्षीयते । अग्ने जरितारं ते क्षुमन्तं कृधि, स्वपत्यं च राय. पतिं कृधि ।

६ सुविदत्रः भार्यजिष्ठ.च स त्वम् अस्मे स्वस्ति, एना अनीकेन देवान् यक्षि । हे अग्ने अदब्ध. त्वम् नः गोपाः उत परस्पा (सन्) द्युमत् उत रेवत् दीदिहि ।

१ अग्निः प्रथमः पिता (इति) जोहूत्रः (सः) यदा इळस्पदे मनुषा समिद्धः (भवति तदा सः) अमृतः विचेताः श्रियं वसानः (भवति), (सः) मर्मृज्यः (स) श्रवस्यः सः वाजी ।

२ (अयं) चित्रभानुः अग्निः विश्वाभि. गीर्भिः मे हवं श्रुयात. सः अमृत. विचेताश्च । (अस्य) रथं श्यावा रोहिता वा उत अरुषा (अश्वाः) वहतः अह (सः) विभृत्रः जज्ञे ।

३ शुचिम् (अग्निम्) उत्तानायाम् (अरण्याम्) अजनयन्, (यतः सः) अग्निः पुरुपेशासु (ओषधीषु) गर्भे सुधरः । शिरिण्यायाम् चित्(सः) प्रचेताः अग्नि. तमसोभिः अह्नुता अपरिवृतः वसति ।

(એવા આ) અગ્નિપર હવે હું હવિર્દ્રવ્યનું અને ઘૃતનું સિંચન કરૂં છું. સર્વ ભૂવનોમધ્યે પ્રત્યેક ઠેકાણે તેનો વાસ છે. આ સર્વતોપરી વિશાલ અને પોતાના અંગના જોમને લીધે અત્યંત મોટો, અત્યંત વ્યાપક સર્વ પ્રકારની અન્ન સંપત્તિથી સંપન્ન અને દર્શનીય છે. ૪

આ સર્વતોમુખ પ્રભુને હું (ઘૃતવડે) અભિસિંચન કરૂં છું આ (મારી સેવા)નો તે પોતાના વાત્સલ્યપૂર્ણ અંતઃકરણથી સ્વીકાર કરો (એકાદી નવી વધુના) વીર્યશાલી અને તરૂણ પ્રિયપતિપ્રમાણે આ અગ્નિનો ઝોંક અને અંગકાંતિપણ તેવાજ અત્યંત સ્પૃહણીય હોય છે, તથાપિ તે પોતાના (પ્રખર તેજના) આનંદ ભરમાં આવ્યો એટલે તેને સ્પર્શ કરવાનીપણ કોઈની પ્રાજ્ઞા નથી. ૫

પોતાના અંગના ઉત્કૃષ્ટ ગુણોથી તું સર્વપર સત્તા ચલાવે છે, તોપણ તું પોતાના હવિર્ભાગનો સ્વીકાર કર. તું અમારા મધ્યસ્થ માટે મનુ (રાજા)એ કર્યાપ્રમાણે અમેપણ તારા યશ વર્ણન કરીશું. જે સર્વથૈવ અન્યંગ છે, જે (ભક્તોપર પોતાની કૃપાના) મધુર રસની વૃષ્ટિ કરે છે એવા આ અગ્નિની સ્વાગત સર્વ પ્રકારની સંપત્તીની વાંચ્છા ધરીને હું વક્તૃત્વ પૂર્ણ સ્તુતિએ અને પળીથી ઘૃતાહુતિ અર્પણ કરીને કરૂં છું. ૬ (૨)

## સૂક્ત ૧૧.

॥ ऋषि—गृत्समद । देवता—इन्द्र ॥

હે ઇંદ્ર અમારી આજીજી સાંભળ; અમારો અનાદર કરીશ નહી, તારી (દૈવી સંપતિનાં) અનુપમ નિધીનો લાભ અમને થાય એમ કર અમારી ઓજસ્વી સ્તુતિ (તારી કૃપા) ધનની પ્રાપ્તિ સારૂ ખીલકુલ ઉત્કંઠિત થયેલી હોવાથી નદીઓના ઓઘ પ્રમાણે, જોરથી તે (તારા તરફ) વહેતી આવી તને આનંદ ભરિત કરે છે. ૧

હે શૂર ઇંદ્ર જે વિશાળ અને અપાર (એવો સ્વર્ગીય અજબ સંચય) તે દુષ્ટ ભુજંગે ઘેરી નાંખ્યું હતું તે ઉભરાઇ જનારા જળને તેં મોકળું કરીને (ભૂમીપર) વહેતું કીધું ત્યારે (ભક્તીના શામ ગાયનોથી તને વિલક્ષણ વીરશ્રી ચઢી અને અમે અમર છીએ એવા અભિમાનમાંજ રહેનારા તે રાક્ષસને નીચે નાખી દઇ તેનો તેં ચુરો કરી નાંખ્યો. ૨

---

४ (इमम्) विश्वा भुवनानि प्रति क्षियन्तम् अग्निम् हविषा घृतेन च जिघर्मि। तिरश्चा पृथुं वयसा बृहन्तम्, व्यचिष्टम्, अन्नै रभसम् दृशान च (जिघर्मि)।

५ विश्वतः प्रत्यञ्चम् (इमम्) अग्निम् जिघर्मि, (स) अरक्षसा मनसा तज्जुषेत। मर्यश्री स्पृहयद्वर्णोऽपि (अयम्) अग्निः जर्भुराण, तन्वा न अभिमृशे।

६ चरण (गुणन सर्व) सहसानः (स्वीय) भागं ज्ञेया, त्वा दूतासः मनुवत् (स्तोम) वदेम। (इमम्) अनूनम् मधुपृचम्, अग्निम् धनसा (अहम्) जुह्वा वचस्या च जोहवीमि।

१ हे इन्द्र हव (न) श्रुधि, मा रिषण्य, ते वसूनाम् दावने स्याम। इमा हि ऊर्जः वसुयवः सिन्धवः न क्षरन्तः त्वाम् वर्धयन्ति।

२ हे शूर इन्द्र, याः मही पूर्वी च (आपः) अहिना परिष्ठिताः (ताः) त्वं अपिन्व अमृजः च (तदा) उक्थैः वावृधानः सन् अमर्त्यं चित् (आत्मानं) मन्यमानम् दासम् त्वम् अवाभिनत्।

હે શૂર ઈંદ્ર, જે શામ ગાયનોની, સ્તોત્રોની, અથવા રૂદ્ર પુત્ર મરૂતે ગાયેલા જે સ્તવનોની તને ઈચ્છા છે, જે સ્તુતીથી તું હર્ષભરિત થાય છે તેજ આ અમારી નિષ્કલંક, નિર્દોષ સ્તુતિ વાયુવેગે દોડયાપ્રમાણે ફક્ત તારાજ તરફ અતિશય ત્વરાથી દોડી જાય છે. ૩

તારી લોકોત્તર, નિષ્કલંક પ્રતાપની કીર્તિપણ અમે (જ્યાં ત્યાં) વધારીએ છીએજ (પરંતુ) તારૂં તે સ્વચ્છ ઝગઝગીત વજ્ર પણ તારા ખાંધપર મુકી દઇએ છીએ તો હે પરમનિષ્કલંક ઇંદ્ર તું (પોતાના વીર્યબળના) આનંદથી સ્ફુરણ મેળવી અમારા હિત માટે સૂર્યપ્રમાણે પ્રખર (પોતાના વજ્ર)થી ધર્મહિન અનાર્ય શત્રુનો સંહાર કરી નાંખ. ૪

(આકાશ) ગુહામાં વસતી કરીને ત્યાંનાજ ઉદકમાં ડુબકી મારીને તેમાંજ છુપાઈ રહેનારા અને કરીને પોતે અદ્રશ્ય અને માયાવી, એવા જે અરી રાક્ષસોએ સ્વર્ગલોકને (આચ્છાદીત કરીને) મેઘ જલને રોકી રાખ્યાં હતાં તે રાક્ષસોનો હે શૂર ઇંદ્ર, તે તારા પ્રાક્રમથી ઠાર મારી નાંખ્યાં. ૫ (૩)

હે ઇંદ્ર તેં પુરાતન કાળમાં કરેલા વિક્રમશાલી કૃત્યોની જેવી અમે મહતાનું વર્ણન કરીએ (તેવીજ) તે તારા તદન હમણાંજ કીધેલા પ્રાક્રમોનીપણ કરીએ અને (રણકંદન માટે) આતુર થયેલા તારા ખાંધપરના તે વજ્રનો પ્રભાવ જેવો અમે વર્ણન કરીએ (તેવોજ) સૂર્યની જાણેકે દેદિપ્યમાન ધ્વજા વા જે તારા બન્ને પિતવર્ણ તેજોમય અશ્વના પ્રતાપનું પણ વર્ણન કરીએ. ૬

હે ઈન્દ્ર, જે ગંભીર ધ્વની સાંભળતાંજ (અગ્નિ મધ્યે ઘૃતાહુતિ પડે છે તે) પૃથ્વિપર દિવ્યજળની વૃષ્ટિ થાય છે એવા પ્રકારનો સિંહનાદ પોતાનું સામર્થ્ય પ્રગટ કરનારા તારા તેજોરૂપ અશ્વોએ કર્યો તેની સાથે પૃથ્વિ એકદમ સપાટ થઈ ગઈ અને મેઘરૂપ પર્વત હાલતો હતો તે પણ (એકદમ) સ્તબ્ધ બન્યો. ૭

---

३ हे शूर इन्द्र येषु उक्थेषु स्तोमेषु वा रुद्रियेषु (गानेषु) चाकन, यासु च रत्र मदसानः (ताः) एताः शुभ्रा वायेव न तुभ्य इत् प्र सिस्रते ।

४ ते शुभ्र शुष्म (वय) वर्धयन्तः तु, (उत च) शुभ्र वज्र ते बाह्वो. दधानाः (सन्तः वर्तामहे)। (अतः) हे इन्द्र, शुभ्रस्त्व वावृधान. सन् अस्मे सूर्येण वज्रेण दासीः विशः सह्याः ।

५ (स्वर) गुहा हितम्, (तज्जलेषु) अप्सु अपीवृतम् तत्रैव गूल्ह क्षियन्तम्, ) अपि) गुहा मायिन, उत च अपः द्यां च तस्तभ्वाम अहिं दानु, हे शूर त्वम् वीर्येण अहन् ।

६ हे इन्द्र ते पूर्व्या महानि (कृतानि) स्तव, उत नूतना कृतानि स्तवाम । (समामम्) उशन्तं तव बाह्वोः वज्र स्तवाम । सूर्यस्य केतु (इव ते) हरी (अपि) स्तव ।

७ हे इन्द्र ते हरी घृतश्चुत स्वार अस्वार्षाम् तु, (एतस्मिन्नवसरे) भूमिः समना वि अप्रथिष्ट, पर्वतश्चित् परिष्यन् (अपि) अरंस्त ।

પર્વત તો એકદમ નિ શંક નીચેજ ઢળી ગયો ( પણ તે પૂર્વે ) તે ( ઉદક રૂપિ ) માતાઓ ગર્જના કરતો કરતો ફરતો હતો. ( ભક્તજનોએ ) તેજ દિવ્ય પાણીની મહત્તા પૃથ્વિપર દુરદુરના પ્રદેશોમાં પ્રસિધ્ધ કીધી, ( અર્થાત ) ઇંદ્રની પ્રેરણાથી થયેલા તે ગંભીર શબ્દનેજ તેણે પ્રસુત કીધો. ૭

મહાસાગરમાં સ્વસ્થ પડી રહીને તેને અવરોધી રાખનારા અને નાના પ્રકારના કૌતકો રચનાર તે વૃત્રને ઇંદ્રે જ્યારે નીચે ઝુકાવી દઈ મારી નાંખ્યો તે વેળા તે મહાવીરના ભયંકર કડકડાટ કરનારા વૃજ્રથીજ બીહીને આકાશ અને પૃથ્વિપણ થરથર કાપવા લાગી. ૮

માનવજાતિનું કલ્યાણ કરનારા તે મહાવિર્યશાળી ઇંદ્રના વજ્ર જ્યારે માનવ દ્વેષ્ટા વૃત્રને કચડીને ઠાર કરી દીધો ત્યારે તે વૃજ્રનો પણ ભયંકર કડકડાટ થતો હતોજ. ( ભક્તોએ ) અર્પણ કરેલા સોમરસનું પ્રાશન કરીને ( એવીરીતે ) ઇંદ્રે તે માયાવી દાનવની કપટ જાળનો વિધ્વંસ કરી નાંખ્યો. ૧૦ (૪)

હે વીર ઇંદ્ર કર, આ સોમરસ કૃપા કરીને પ્રાશન કર, આ સ્વચ્છ કીધેલો આલ્હાદદાયક રસ તને અત્યંત હર્ષભરીત કરો. તને કંઠ સુધી તૃપ્ત કરીને ( તારો શૌર્ય મહીમા તે ) વૃધ્ધિંગત કરો. અને ( અમારી પ્રાર્થના પ્રમાણે ) તે તૃપ્તિકારક સોમરસે ઇંદ્રને પ્રસન્નચિત્ત કીધો. ૧૧

ઇંદ્ર, તારા ગુણાનુવાદ ગાનાર અમે ભક્તજન હવે તારા આશ્રય માટે આવ્યા છીએ. તારી ઉપાસના અમે સતધર્મથી કરીએ છીએ તો તારા તરફ અમારૂં ચિત લાગે એટલું દાન અમને તારા તરફથી મળો. તારી કૃપાની આશા ધરીને તારા લોકોત્તર યશનું ચિન્તન કરીએ છીએ, તો તારી ( દિવ્ય ) સંપત્તિના દાનને અમે પાત્ર થઇએ એમ કર. ૧૨

---

८ पर्वत. अप्रयुच्छन् नि सादि, (तत प्राक् स ) मातृभिः स वावशान अक्रान् । (भक्ता अपि ) दूरे पारे (ता ) वाणीं वर्धयन्त , इन्द्रेषिताम् ( एव ) धमनि नु पप्रथन् ।

९ *महा सिन्धु आशयान मायाविन वृत्रम् इन्द्र नि अस्फुरत् । ( एतस्मिन् अवसरे ) अस्य वृष्ण* ( इन्द्रस्य ) कनिक्रदत वज्रात् भियाने रोदसी अरेजताम् ।

१० मानुष. वृष्णः अस्य (इन्द्रस्य ) वज्रः यत् अमानुषम् (वृत्र ) निजूर्वान् (तदा सः वज्र अपि ) अरोरवीत् । ( एवम् ) सुतस्य पपिवान् इन्द्रः मायिन दानवस्य माया निरपादयत् ।

११ हे शूर इन्द्र (इम) सोम पिब पिब इत, मन्दिनः सुतासः त्वा मन्दन्तु । कुक्षी ते पृणन्त (इमे सोमाः त्वाम् ) वर्धयन्तु । पौर सुत (अय ) इत्था इन्द्रम् आव ।

१२ हे इन्द्र विप्रा (वय ) त्वे अपि अभूम । ऋतया (त्वा) सपन्त धिय (त्वयि ) वनेम (इति आशास्महे ) । अवस्यव (वय, तव ) प्रशस्त यश धीमहि, मत्र: ते रायः दावन ( पात्रभूता. ) स्याम ।

તારા કૃપા પ્રસાદની મનષા અમે રાખી છે અને તારા કૃપા છત્રના લીધેજ અમે તારા ઓજસ્વી પ્રતાપની કીર્તિ ઉતરોત્તર વૃદ્ધિંગત કરીએ છીએ ત્યારે હવેતો તું અમને પોતાના કહે. હે ભગવતા અને એવું કર કે, જેના લીધે અમને શૌર્યની પરાકાષ્ટા કરતાં આવડે જે અમને અત્યંત પ્રિયજ લાગ્યો અને જેમાં અમને વીરપુરૂષોની સંગતિનો લાભ થાય એવો વૈભવ અમને કૃપા કરીને દે. 13

ઇંદ્ર, અમને શાંતિનું સદન દે, સન્મિત્રહૃદ અમને મરૂતની સેનાનું પીઠબળ દે, અને જે પ્રેમાળ, હૃષ્ટચિત અને સોમરસનો પ્રથમ આસ્વાદ લે છે તે વાયુ પણ અનુકુળ કર. 14

જેને જોઇને તું ઉલ્લસિત થાય છે તે મરૂતને તો સોમરસ પ્રાશન કરવા દે, પણ તું નિત્ય તૃપ્ત અને દૃઢ સામર્થ્ય શાળી છે; ( તો પણ ) આ સોમરસ કૃપા કરીને તું ગ્રહણ કર. હે લોકતારક, યુદ્ધમધ્યે અમારી કીર્તિ તેંજ વધારી છે પણ ઉંચા સ્વરે ગાયેલા ( તે જે મધ્યે તારા પરાક્રમનું વર્ણન છે એવા ) અર્ક ગાયનોથી પણ આકાશને ગજાવી મુકીને તેં તેનું પણ ગૌરવ વધાર્યું. 15 (5)

અથવા હે જગત્તારક, શાંતિસુખનું પદ જેણે પ્રેમાળ સ્તવનોનાયોગે તારી સેવા કરીને સંપાદન કીધું તેજ ખરેખર ધન્ય છે. અને ( યજ્ઞમધ્યે ) જે તારાસારૂ પ્રસસ્ત કુશાસન પાથરે છે તેજ ફકત તારા પ્રસાદને પાત્ર થાય છે ને તેમનેજ સાત્વિક સામર્થ્યનો લાભ થાય છે. 16

હે વીર, ઉગ્ર કૃત્યોમા પણ તને આનંદ થાય છે તો હે ઇંદ્ર આ અમારા "ત્રિકદ્રુક" નામના ઉત્સવમા તું સોમરસનું પ્રાશન કર. પ્રીતવર્ણ તેજના અશ્વ જોડેલા પોતાના રથમાં બેસીને મુછોપર હાથ ફેરવતા ફેરવતા પ્રસન્ન અંતઃકરણે સોમરસ પ્રાશનાર્થે (અહીં) આવ. 17

---

१३ हे इन्द्र अवस्यवः ये ( वय ) ते ऊती ( एव ) ऊर्जम् वर्धयन्तः ( सन्तः ) ते ( वय ) ते स्याम । हे देव शुष्मितम, वीरवतम् यम् च चाकनाम तम् रयिम् अस्मे रासि ।

१४ ( सुम्नस्य ) क्षय रासि, अस्मे मित्र रासि, हे इन्द्र मारुत शर्ध नः रासि । सजोषस. मन्दसानः च ये वायव. अग्रणीतिम् पान्ति ( तानपि रासि )

१५ येषु ( त्व ) मदसानः ( ते मरुतः ) नु व्यन्तु इत् । पर च हे इन्द्र तृपत् दृषत् च सोम पाहि । ( अपि च ) हे तरुत्र अस्मान् पृत्सु आ सु ( अवर्धय. खलु पर ) बृहा भि. अर्कैः द्याम् चापि अ:र्धय. ।

१६ ( अपि च ) हे तरुत्र, ये ते सुम्नम् उक्थै. आवि.आसन्. ते इत् बृहन्त. नु । अथ वा हे इन्द्र ये परयावत् बर्हिः स्तृणानासः ( तेपि ) त्वोताः वाजम् अग्मन् ।

१७ हे शूर इन्द्र उग्रेषु इत् ( कमसु ) मन्दसानः त्वं त्रिकद्रुकेषु सोम पाहि । ( अपि च ) श्मश्रुषु प्रदोधुवत् प्रीणानः सन् हरिभ्यां सुतस्य पीतिम् याहि ।

જે ( સામર્થ્ય ) થી તેં વૃત્રને અને ઓર્ણુવાભ રાક્ષસોને ચીરીને મારી નાંખ્યા તેજ સામર્થ્ય તું આજ પ્રકટ કર. ( હે દેવ, અમે ) આર્ય લોકો માટે તેં ( દિવ્ય ) પ્રકાશ પરંતુ આચ્છાદન દૂર કીધું ( તેજ વેળાએ તે દિવ્ય પ્રકાશ અટકાવી રખનાર ) તે અધર્મી દુષ્ટ તારા ડાબા પડખેજ ખસી જઇને મરીને પડ્યો. ૧૭

અમારી સાથે દુસ્મનાઈ કરનારા યચ્ચાવત અધાર્મિક દુષ્ટોને, તારી કૃપાના જોરપરજ, પરંતુ પોતાના ( અંગમાથી ) આર્ય પરાક્રમે પાદાક્રાંત કરનારા જે જે કોઈ હોય તેમનીજ સહાયતાનો લાભ અમને થાઓ. અર્થાત અમારી સાથે મિત્રતાથી વર્તનારા લોકોનો (ધુરીણ જે) ત્રિત તેના સ્વાધીન ત્વષ્ટ્યાના પુત્ર વિશ્વરૂપ આને કીધો તે પણ અમારાજ સારૂ કીધો. ૧૮

આનંદકારક સોમરસ સ્વચ્છ ગળીને ( તે ઇંદ્રને ) અર્પણ કરનાર ત્રિત નામક ભક્ત સારૂ ઇંદ્રે વીરશ્રીના શરીરમા મહાન રૂપધારણ કરીને અર્બુદ રાક્ષસને ધૂળમા પાર મેળવી દીધો. ઈંદ્ર આ અંગિર ઋષિનો મદદગાર, ત્યારે સૂર્ય પોતાનુ તેજસ્વી ચક્ર ફેરવે છે તે પ્રમાણે પોતાનું વજ્ર તેણે ગરગર ફેરવીને બલ રાક્ષસના પણ ચુરા ઉડાડી મુકયા ૨૦

હવે હે ઇંદ્ર તારી તે પ્રખ્યાત અને ઔદાર્યશીળ ( ભકતો તરફની ) દયાર્દ્ર બુદ્ધિ તે જ ધેનુ આ તારા ભકતોને મનોરથ દુગ્ધ દઈને તૃપ્ત કરો તારા સર્વ ભક્ત જનોને પણ ( એવું દુગ્ધ ) દે તુંજ અમારૂં ભાગ્ય છે. અમને વિસારીશ નહીં અને અમે અમારા શૂરવીરો સહિત ( યજ્ઞ ) સામામાં તારાં મહદ્યશનું વર્ણન કરતાં રહીએ એમ કર. ૨૧ (૬) (૭).

## અનુવાક ૨.

### સૂક્ત ૧૨.

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

હે જનો જે પ્રકટ થતાંજ ( સર્વ વિશ્વના ) પહેલાનો અને વિશુદ્ધાત્મા એવો દેવાધિદેવ હોઇને પોતાની કર્તૃત્વતાથી દેવોનો શણગારજ બન્યો, જેના પ્રખર પ્રતાપ અને વીર્યના તેજને લીધે આકાશ અને પૃથ્વી પણ એકદમ ભયભીત થયાં તેજ ઇન્દ્ર છે. ૧

---

१८ हे शूर, येन वृत्रम् च औंर्णवाभ च दानुम् अवाभिनत् ( तत ) शवः ( अधुना ) धिष्व । हे इन्द्र ( यत् ) त्वम् आर्याय ज्योति. अप अवृणो ( सदा एव ) दस्यु. सव्यतः नि सादि ।

१९ विश्वा स्पृध दस्यून् ते ( एव ) ऊतिभिः ( पर च ) आर्येण ( ओजसा ) ये तरन्तः ( तान् ) सनमे । ( अत ), सास्यस्य त्रिताय त्वाष्ट्रम् विश्वरूपम् यत् जरधय तत् अस्मभ्यम् एव ।

२० मन्दिन ( सोमान् ) सुवानस्य अस्य त्रितस्य ( हेतो ) वावृधान ( इन्द्रः ) अर्बुद निरस्त. । ( तथा च ) अंगिरस्वान इन्द्र सूर्य ( स्वरथ ) चक्र न वज्रम् अवर्तयन् वलम् च भिनत् ।

२१ नून हे इन्द्र ते सा ( विश्रुता ) मघोनी दक्षिणा मति जरित्रे वर प्रति दुहीयत् । ( तदेव ) स्तोतृभ्यो शिक्ष, मा नः अति धक्, भगोसि न सुवीरा ( सन्त. ) विदथे ते बृहत् ( यश ) वदेम ।

१ य जात एव प्रथम. मनस्वान् च देवो ( भूत्वा ) देवान् क्रतुना पर्यभूषत् । यस्य शुष्मात् नृम्णस्य महा च रोदसी अभ्यसेताम्, हे जनास. स इन्द्र. ।

હે જનો જેણે ડગમગતી પૃથ્વીને ઘટ્ટ અને દૃઢ કીધી અને ક્ષુબ્ધ ( થવાને લીધે જોરથી હાલનારા ) પર્વતોને જેણે સ્થિર કીધાં, જેણે આ અમર્યાદ અંતરિક્ષ પ્રદેશનું પણ આક્રમણ કીધું અને જેણે આકાશમાંના નક્ષત્રો અચળ કીધાં તેજ ઇંદ્ર છે. २

હે જનો જેણે અહિનામક મહાભુજંગને ઠાર મારીને સાતે નદીઓ મુક્ત કીધી જેણે પ્રકાશરૂપ ગાયને બલરાક્ષસના બંદીખાનામાંથી છોડાવી, જેણે કઠણ પાષાણોના પેટમાં પણ અગ્નિની ઉત્પત્તિ કીધી અને સંગ્રામમાં જે ( સજ્જનોના શત્રુનો ) એકદમ નાશ કરી નાખ્યો તેજ ઇંદ્ર છે. ૩

હે જનો આ સર્વ અસ્થિર ભૂવનો જેણે નિર્માણ કીધાં ( આર્યજનોનું શત્રુત્વ કરનારા ) અધાર્મિક દુષ્ટ જાતીને જેણે નિપાત કરીને તેને ગિરિગુફાઓમાં સંતાઈ રહેવાને જરૂર પાડી, પારધીએ સાવજને પાડવો તે પ્રમાણે જે વિજયશાળી વીરે ( સજ્જનોના ) શત્રુનો વૈભવ અને નક્ષા બંન્ને પણ હરણ કરીને લઈ લીધી તેજ ઇંદ્ર છે. ૪

ઇંદ્ર વળી કેવો ઉગ્ર છે એવો કોઈ ઠેકાણે પ્રશ્ન આ ( ઇંદ્ર ) વિષયે કોઈ કરે છે અને આ નથીજ એવો પણ આના સંબંધે કોઈ ( વિક્ષિપ્ત ) બોલતા હોય છે, ( પરંતુ ) પક્ષીઓનું ટોળું ( સહજ ઉડાવીદેવું ) તે પ્રમાણે, સજ્જનોના શત્રુનું પ્રાબલ્ય જે સહજમાં તોડી નાંખે છે તેનામાં તમો બચિત દૃઢભાવ રાખો કારણ કે તેજ ઇંદ્ર છે. ૫ ( ૭ )

શ્રીમાન હો દીનદુર્બળ હો જ્ઞાની વિપ્રહો કિંવા નમ્રભાવે પાર્થના કરનાર હવિ હો, સર્વનેજ જે પ્રેરણા કરે છે. સોમવલ્લી પીલવા માટે ગ્રાવ ( પાષાણ ) જોડીને મુકનારા અને સોમરસ સ્વચ્છ પીળીને તૈયાર કરનાર એવા બંન્નેનો પણ જે આ પ્રિયદર્શન પ્રભુ રક્ષણ કરે છે હે જનો તેજ ઇંદ્ર છે. ૬

---

२ यः श्वथमानां पृथिवीं अदृंहत्, यः प्र कुपितान् पर्वतान् अरम्णात्। यः वरीयः अन्तरिक्षं विममे, द्याम् अस्तभ्नात्, हे जनासः स इन्द्रः।

३ यः अहिम् हत्वा सप्त सिन्धून् अरिणात्, यः वलस्य अपधा गाः उदाजत्। यः अश्मनः अन्तः अग्निम् जजान समत्सु च ( सताम् शत्रूणां ) संवृक् ( भवति ) हे जनासः स इन्द्रः।

४ येन इमा विश्वा च्यवना भुवनानि कृतानि, यः दासं वर्णम् गुहा अधरम् अकः। श्वघ्नीव यः जिगीवान् अर्यः पुष्टानि लक्षम् च आदत्, हे जनासः स इन्द्रः।

५ स कुह इति च घोरम् ( अधिकृत्य ) पृच्छन्ति स्म, उत एष नास्तीति एनम् आहुः। ( पर च ) विज इव स. अर्यः पुष्टीः ( लीलया ) आ मिनाति अस्मै श्रत् धत्त ( एव ), अतः हे जनासः इन्द्रः।

६ यो रध्रस्य चोदिता, यः कृशस्य, यो ब्रह्मणः ( वा ) नाधमानस्य कीरेः ( वा )। यः युक्तग्राव्णः सुत सोमस्य च सुशिप्रः अविता ( भवति ), हे जनास. स इन्द्रः।

જેની આજ્ઞામાં સર્વ (બુદ્ધિરૂપ) અશ્વ, જેની આજ્ઞામાં સર્વ પ્રકાશ ધેનુ, જેની આજ્ઞામાં (સર્વ ઇંદ્રિય) ગ્રામ અને જેની આજ્ઞામાં (મનોરૂપ) સર્વ રથ ચાલતા હોય છે, જેણે સૂર્યને અને ઉષાને ઉત્પન્ન કીધાં ને (દિવ્ય) ઉદક પણ જેના તંત્રેજ વરસે છે હે જનો તેજ ઇંદ્ર છે. ૭

ભયંકર નાદ કરી એકમેકથી વધીને યુદ્ધ કરનારા સૈન્યો, એકમેકથી શત્રુત્વ રાખનાર આ અને તે એવા બન્ને પક્ષના સૈન્યો પણ જેની મોટેથી પ્રાર્થના કરે છે, એકજ મનોરથ મનમાં રાખીને બન્ને બાજુના લોક જેને પોતાની તરફ આદરથી બોલાવતા હોય છે હે જનો તેજ ઇંદ્ર છે ૮

જેનો (કૃપા) સિવ ય. કોઇને પણ જય મળતો નથી યુદ્ધમાં લડતા હોય ત્યારે સ્વસંરક્ષણ સારૂ જેની વિનંતિ લોકો કરે છે, જેના પરથીજ આ (અમર્યાદ) વિશ્વની પ્રતિમા ઘડવામાં આવી અને તદન અઠળ હોનારાને પણ જે ઉથલાવીને નાંખી શકે છે હે જનો તેજ ઇંદ્ર છે. ૯

નિરંતર ઘોર પાતકો કરીને બેપરવાઇથી વર્તનારા દુષ્ટોનો જેણે પોતાના વજ્રથી સંહાર કીધો, (સજ્જનોની) ઉન્મતપણે ઉપમર્દ કરનારાની કીધેલા અપમાન બદલ જે કદી હઇ-ગઇ કરતો નથી ને જે અધાર્મિક દુષ્ટોનો નાશજ કરે છે, તેજ હે જનો ઇંદ્ર છે. ૧૦ (૮)

શંબરાસુર પર્વતના ગુફાના ખુણામાં સંતાઇ રહેલો હોવા છતાં પણ જેણે તેને શોધી કાઢીને શરદ ઋતુના ચાલીસમા દહાડે ઠાર માર્યો; ને (નીચે પટકયો તો પણ) પડયા પડયાજ પરાક્રમ ગજવળાનો ડોળ ઘાલનાર અહિ રાક્ષસને જેણે ફડાકશો ઉડાડી નાંખ્યો તેજ હે જનો ઇંદ્ર છે. ૧૧

---

७ यस्य प्रदिशि (सव) अश्वासः, यस्य (प्रदिशि सर्वे) गावः यस्य (प्रदिशि) ग्रामाः, यस्य (प्रदिशि) विश्वे रथासः । यः सूर्यम्, यः उषस जजानः, यो अपां नेता, ह जनामः स इन्द्रः ।

८ क्रदसी (परस्पर) सयती (अनीके) य विह्वयेते, परे अवरे च उभयाः अमित्राः च (आह्वयन्ति) । समान (मन्ते) रथम् आतस्थिवासा (द्वावपि य) नाना हवेते, हे जनासः स इन्द्र ।

९ यस्मा दते जनासः न विजयन्ते, युध्यमानाः य अवसे हवन्ते । यः विश्वस्य प्रतिमान बभूव, यो अच्युतच्युत् हे जनासः स इन्द्र ।

१० शश्वतः महि एनो दधानान् अमन्यमानान् (नृशसान्) यः शर्वा जघान । यः शर्धते शुध्याम् यः न अनुददाति, यः दस्योः हन्ता हे जनासः स इन्द्रः ।

११ पर्वतेषु क्षियन्त शबरम् यः शरदि चत्वारिंश्या तिथौ अन्वविन्दत । यः शयानम् अपि ओजायमान अहिन् दानुम् जघान हे जनासः सः इन्द्रः ।

જુદા જુદા સાત પ્રકારના રશ્મિથી જે વિભુષિત છે; જે અતુલ પ્રતાપી અને સર્વ શ્રેષ્ઠ વીરે સાતે મહાનદીઓનો પ્રવાહ ( પૃથ્વીપર યથેચ્છ ) વહેવામાટે મોકળો કરી દીધો; જેણે સ્વર્ગ લોકપર ચઢાઇ કરીને જનારા રૌહિણેયને વજ્ર પ્રમાણે કઠણ એવા હાથેથી હાંકી મુકયો તેજ હે જનો ઇંદ્ર છે. १२

આકાશ અને પૃથ્વી એ પણ જેને પ્રણિપાત કરે છે બીકના લીધે પર્વતસુદ્ધાં થરથર કાંપે છે, જે ( ભક્તોએ અર્પણ કીધેલાં ) સોમરસનું પ્રાશન કરે છે, જે અત્યંત સુદૃઢ ને જેનો ભુજદંડ વજ્ર પ્રમાણેજ કઠણ હોઇને વળી જેના હાથમાં વજ્ર પણ હોય છે તે હે જનો તેજ ઇંદ્ર છે. १३

સોમરસ પીલીને ગાળનારા ઋત્વિજનું જે રક્ષણ કરે છે, જે હવિરન્ન સીજાવી તૈયાર કરનારાનું, સ્તોત્ર પઠણ કરનારાનું ને ગુણાનુવાદ ગાનારનું પણ પોતાનો કૃપાદૃષ્ટિથી રક્ષણ કરે છે જેને ( ભક્તિથી ) સ્તોત્ર પાર્થના કરવાથી, સોમ અર્પણ કરવાથી અને આવો હવિ-ભાગ અર્પણ કરવાથી આનંદના ઉભરા આવે છે તેજ હે જનો ઇન્દ્ર છે. १४

( અંતઃકરણને પણ ) તારી સમજ પડતી નથી પરંતુ સોમરસ અને હવિરન્ન પકવ કરીને તે તને અર્પણ કરનારા ભક્તને તું સત્વ સામર્થ્ય દે છે, ત્યારે કહે છે તે પ્રમાણે તું સત્યરૂપ છે એમાં સંશય નથી ત્યારે હે ઇંદ્ર, અમે તને નિરંતર પ્રિય થઇને પોતાના શૂરવીરો સહવર્તમાન તારાં મહદ્યશ ગાતાં રહીએ એમ કર. १५ (९)

## સુક્ત १३.

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

વર્ષાઋતુ એ આ ( સોમ )ની જનની, તેના ઉદકમાંથી તેની ઉત્પતિ થઇ; ને જે આકાશોદકને લીધે આવી વૃદ્ધિ થાય છે તેમાંજ ત્યાંજે તંડળ પ્રવેશ કીધો, માટે આ સોમવલ્લી સતેજ અને તુસ્ત થઇને દુધસરખા રસે ઉભરાઈ ગયેલી હોય છે. ( સોમવલ્લીમાંનુ ) અમૃત કહે છે તે આજ, ત્યારે આ ( તારા મહત્કૃત્ય ) ની પ્રથમ પ્રશંસા કરવી જોઇએ. १

---

१२ मसरश्मि. वृषभः तुविष्मान च य. सप्त सिन्धून् सर्तवे अवासृजत् । य. वज्रबाहुः द्याम् आरोहन्त रौहिणम् अस्फुरत् हे जनास स इद्रः ।

१३ अस्मै द्यावापृथिवी चित् नमेते, अस्य शुष्मात् पर्वता चित् भयन्ते । यः सोमपाः निचितः वज्रबाहुः ( अपि ) वज्र हस्तः हे जनास स इन्द्रः ।

१४ यः सुन्वन्तम्, यः पचन्तम्, यः शसन्त, यः शशमानम् ( अपि ) उती अवति । यस्य ब्रह्म वर्धन ( भवति ) यस्य सोमः, यस्य इदम् राधः ( अपि ) वर्धन ( भवति ) हे जनासः सः इन्द्र. ।

१५ यः त्वम् दुध्र. ( सन् ) चित् सुन्वते पचते वाज आ दर्दर्षि, सः किल सत्योसि, ( अतः ) हे इद्र वयं विश्वह ते प्रियासः ( संतः ) सुवीरासः विदथम् आवदेम ।

१ ( वर्षा ) ऋतु ( सोमस्य ) जनित्री, तस्या परिजातः यातु ( सः ) वर्धते ( ताः ) अपः मधु आ अविशत । तत् ( सा वल्लिः ) आह्नाः पय. पिप्युषी भ.वत्, ( तत् एव ) अंशोः पीयूष भवति । तत् ( तं महत्कर्म ) प्रथम उक्थ्यम् एव ।

ચારેતરફ ઉદકથી પૂર્ણ ભરેલી ( નદીઓ ). સર્વજણે મર્ગાને તેના તરફજ આવે છે. અખિલ જગતનું પોષણ કરવામાટે તેણે જલરૂપ અન્ન આણેલુંજ હોય છે ( આકાશમાંથી ) નીચે આવનાર પ્રવાહને વહેવાનો માર્ગ એકજ છે. આ સર્વ પ્રકાર તેંજ નિર્માણ કીધો તો, તારૂંજ સ્તવન પ્રથમ કરવું જોઇએ. ૨

એક ઇશ્વર જે આપે છે તેજ આપ્યું એમ ( જીવ ) કહે છે આકાર નષ્ટ કરવા એ જેનું કામ છે એવું ( મૃત્યુ ) આ ( વસ્તુમાત્રના ) રૂપ હતાં ન હતા કરતું સર્વત્ર સંચાર કરતું હોય છે. પ્રત્યેક પ્રાણીની ભલી ભુંડી સવ ચેષ્ટા સહન કરે છે. ( એવી એક પૃથ્વીજ ) અને આ સર્વ પ્રકાર તેંજ નિર્માણ કીધા માટે તારૂંજ સ્તવન પ્રથમ કરવું જોઇએ. ૩

વાંસાપર ઉચકીને લઈ જવાય નહિ એટલું ધન યાચકોને દાન કરવું તે પ્રમાણે પ્રાણિમાત્રને વિપુલ અન્નાચ્છાદન યથાન્યાય દેવાને ( મેઘ ) બેઠેલા છે ને માટેજ ( જગત્ ) પિતાએ દિધેલું ( દુગ્ધરૂપ ) અન્ન દાંતોથી ચાવવાની જરૂર ન પડતાં ( ધાવતું બાળક ) ખાઈ શકે છે અને આ સર્વ પ્રકાર તેં કીધો માટે તારૂંજ સ્તવન પ્રથમ કરવું જોઇએ. ૪

નક્ષત્રમંડિત આકાશને પણ પૃથ્વી ઉત્તમ શોભેશે એવાજ તેં નિર્માણ કીધી છે. હે વૃત્રાંતકા, પવિત્ર જલના માર્ગ પણ તે ખુલ્લા કરી દીધા છે ત્યારે એકાદા ( તૃષાર્ત ) વીરને ( તેનો શ્રમપરિહાર કરવો ) તે પ્રમાણે દેવોએ સ્તોત્રોના યોગે ( તારા પરાક્રમનું ) વર્ણન કરીને હે ઇશ્વર તને નવી વીરશ્રી ઉત્પન્ન કીધી તથાપિ આ સર્વ તેંજ બનાવરાવ્યું માટે તારૂંજ સ્તવન પ્રથમ કરવું જોઇએ. ૫ (૧૦)

જો તું અને સમૃધ્ધિ આપી અમારો ઉત્કર્ષ કરે છે ને ભીજી જમીનમાંથી સૂકું પરંતુ મધુર ધાન્ય ઉત્પન્ન કરવાની કરામત કરી બતાવે છે અને પોતાની ઈશ્વરી સંપતિનો ભંડાર સૂર્યમંડળમાં મુકી દીધો છે એવો ફક્ત તુંજ આ સર્વ વિશ્વનો એકલો માલિક છે જ્યારે તારૂંજ સ્તવન પ્રથમ કરવું જોઇએ. ૬

---

२ पत्र. परि विश्रती: ( नद्यः ) सध्री ईम् आ यन्ति, विश्वपुष्याय भोजन च प्र भरन्त । प्रवतां ( उदधि प्रति ) अनुष्यदे अध्वा समान., यः ता ( वीर्याणि ) अकृणोः सः प्रथममेव उक्थ्योसि ।

३ यदकः ( ईश्वरः ) ददाति तत् ( अपर. जीवः ) अनुवदति, तदपा. एकः ( वस्तु ) रूपा मिन ईयते । एकस्य विश्वा विनुदः ( एक ) तितिक्षते, यः ता ( वीर्याणि ) अकृणोः सः प्रथममेव उक्थ्योसि ।

४ पृष्ठ प्र..वन्त रयिं आयते ( ददति ) इव प्रजाभ्यः पुष्टिम् विभजन्त आसते । ( जात ) पितुः भोजन दद्भिः आसन्वन्नेव ( अर्भक ) अत्ति, यः ता ( वीर्याणि ) अकृणोः सः प्रथममेव उक्थ्योसि ।

५ अध दिवे सदृशो पृथिवीम् अकृणोः, हे अहि हन् यः ( त्वम् ) धीतीनां पथः अरिणक् । वाजिनम् उदभिः न त त्वा देवम् देवाः सोमेभिः अजनन् स ( त्वम् ) उक्थ्योसि ।

६ यः ( त्व नः ) भोजन च वर्धन च दयसे, ( अपि च ) आर्द्रात् ( क्षेत्रात् ) आ शुष्कं मधुमत् दुदोहिथ । सः त्व विवस्वति शेवधिं नि दधिष, एक एव विश्वस्य ईशिषे स ( त्वं ) उक्थ्योसि ।

જેણે ફુલોથી ને ફળોથી ભરેલું વૃક્ષને જોરથી વહેનારો પ્રવાહ જમીનપર જુદા જુદા ઠેકાણે પોતાના સૃષ્ટિ નિયમના યોગે નિર્માણ કીધા જેના તેજને ઉપમાજ નથી એવી વિદ્યુલ્લતા આકાશમાં જેણે ઉત્પન્ન કીધી, જે પોતે આટલો વિસ્તીર્ણ કે વિસ્તીર્ણ એવા સાગરને પણ જેનો ઘેરો છે એવો તુંજ એક સ્તવન કરવાને યોગ્ય છે. ૭

( ભક્તોને ) સામર્થ્ય આવે અને અધાર્મિક દુષ્ટોનો નાશ થાઓ માટે નાર્મર રાક્ષસને તેના વૈભવ સહિત તેં મૃત્યુની તરફ મોકલી દીધો, અને પોતાની જાજ્વલ્ય તરવારને મો લગાડવાનો વારો આવવા દીધો નહિ ( દેવ ) આજ શું પણ વળી એવા તારા ચરિત્રો કેટલા પણ છે અને માટેજ ( પૂર્વપ્રમાણે ) આજ પણ તું અમને અત્યંત સ્તુત્ય છે. ૮

એક ( ભક્ત ) ની હાંક સાભળતાની સાથે તે ( પોતાના રથને ) હજાર ( ઘોડા ) એકદમ જોડીને તે સહભકનુ રક્ષણ કીધું અને દભીતિ આ ભક્ત માટે તેના અધાર્મિક શત્રુને એવા ઠેકાણે હમેશના પ્રતિબંધમા નાખ્યો કે ત્યા તેને બાધી રાખવાનુ કામજ પડે નહિ આટલી ઉત્કૃષ્ટ પ્રતીનો તું ( ભક્તોનો ) સહાય કર્ત્તા થયો તો તુ ખરેખર સ્તુત્ય છે ૯

ઉદક પ્રવાહને પ્રતિબંધ કરનાર સર્વ પ્રકારની શાકતએ જેના સામર્થ્ય આગળ હાથજ ટેકયા અને જે મહાકૃત્ય કુશળ માટે જેના આગળ, તેનો વભવ એકદમ ફીકો પડ્યો એવો તુ છ લોક અને પાચ દિશા એમને પોતપોતાને ઠેકાણે સ્થાપીને, અને કરી પોતે તે સર્વને વ્યાપી રહયો છે તે તુ અત્યંત સ્તુત્ય છે એમા સંશય નથી. ૧૦( ૧૧ )

હે વીર, એકજ મહત્કૃત્યથી સર્વ સ્પૃહણીય સંપત્તિ તુ પોતાની કરે છે ને જાતુષ્ઠિરાસરખા બલાઢ્ય પુરૂષના તારૂણ્યમદ તુ હરણ કરી નાખે છે એવા તના પરાક્રમનુ ગૌરવ કરીએ તેટલું થોડુંજ. અને હે ઇંદ્રિ આ સર્વ કૃત્ય તેજ કીધા ત્યારે ( ખરેખરજ ) તું અત્યંત સ્તુત્ય છે. ૧૧

---

७ य ( त्व ) पुष्पिणी च प्रस्व अवनी च दान अधि धर्मणा वि अवरय । य च दिव अनमा दियुत अजन उरु ( सन् ) ऊर्वान् ( उदधीन् ) अभित ( असि ) स उक्थ्य असि ।

८ पृक्षाय च दासवेशाय च य. त्वम् नामर सहवसु निहन्तवे अवह । ऊर्जयन्त्याः ( असिलताया ) आस्यम् अपरिविष्टम्, ( कृतम्, नच एता वन्तव त वीर्याणि ) उत पू ह्य ए म. त्वम् अप उक्थ्यासि ।

९ यद् एकस्य श्रुष्टौ, शत वा दश ( हरीन् ) गाऊ यस्य ( त रथे ) आत, चौदम् च आ वव । दभीतय दस्यून् अरज्जौ सम् उनप, ( एव ) सुप्राव्या अभव. स उक्थ्यासि ।

१० विश्वा इत् रोधना यस्य पौंस्यम् अनुददु अस्मै च इत्नव धनम् ( अनु ) दधिर, ( य षट्) षट् विष्टिर पच सदाध अस्तन्ना पर परि अभव, स उक्थ्यासि ।

११ इ वार, एकस्य क्रतुना वसु विन्दसि, सदस्वन जातुष्ठिरस्य वय प्र ( वि दन च ) तत् तव वीरम्, सुप्रवाचनम् ( भवति ), ना ( एता ) विश्वा च चकर्थ स त्वम् उक्थ्योसि )

તુર્વીતિ અને વય્ય એમને તરીને જતાં ફાવે માટે તેમના સારૂ તે જોરથી વહેનારા નદીના પ્રવાહને થોભાવી રાખ્યો; અને અંધ ને પાંગળાં હોઇને પતિત બનેલા પરાવૃજની તું ઉન્નતિ કરીને તેની ચારેતરફ પ્રખ્યાતિ કીધી ત્યારે તું અતિશયજ સ્તુત્ય છે. ૧૨

હે દ્રિવ્યનિધિ ઈંદ્ર, તું તારૂં કૃપા ધન અમને આપવા સારૂં એમ યોજી મુક કે તે અત્યંત નામાંકિત એવી તેની પ્રખ્યાતિ ઉત્તરોત્તર તુંજ કરીશ. તારાપાસે સારી સારી એવી સંપત્તિ કેટલી પણ પડી છે, ત્યારે (તેના પ્રીત્યર્થે) અમે અમારા શૌર્યસંપન્ન વીરોસહ (યજ્ઞ) સભામાં તારા મહદ્યશ નિરંતર ગાતા રહીએ એમ કર. ૧૩ (૧૨)

## સૂક્ત ૧૪.

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

(અધ્વર્યુહો) ઈંદ્રને અર્પણ કરવા સારૂ સોમરસ લઇને આવો. તે પ્રમોદદાયક પેય પળીથી તેના પાત્રમા રેડો. શૂર ઇંદ્રને નિત્ય તેજ પ્રાશન કરવાની લાલચ છે માટે તે પ્રતાપી વીરને તે અર્પણ કરો તેને તેજ જોઇએ છે. ૧

(અધ્વર્યુહો) દિવ્યોદકથી તદન ઢાંકી નાંખનારા વૃત્રને, એકાદુ વૃક્ષ વિદ્યુત્પાતાથી બળી જાય તે પ્રમાણે, જેણે પોતાના વજ્રને તોડી નાંખ્યું, સોમપ્રિય દેવને આ રસ અર્પણ કરો સોમરસ પ્રાશન કરવાને આ ઈંદ્રજ અત્યંત યોગ્ય છે. ૨

અધ્વર્યુહો, જેણે દભીકનો વધ કીધો, પ્રકાશરૂપી ધેનુને મુક્ત કીધા અને વલ રાક્ષસનું ખરૂં સ્વરૂપ ખુલ્લું કરીને તેને ઠાર માર્યો તે ઇંદ્રને અંતગળમાં વાયુપ્રમાણે (આ વિશ્વમધ્યે જે ભરાઈ રહેલો છે એવા) ઇંદ્રને,—તીક્ષ્ણ બાણ વસ્ત્રોથી ઢાંકીએ તે પ્રમાણે સોમવલ્લીથી આચ્છાદીત કરી નાંખો. ૩

---

१२ तुर्वीतये च वय्याय च क तराय सरपतः स्तुतिम् त्व अरमयः । अंधं श्रोणं नीचा गन्त पराञ्ज प्र भवन् उदायः, स त्वं उत्थ्योसि ।

१३ हे वसो इंद्र, त इ ते राध. अस्मभ्य दाना य समर्थनत्व, यत् (स्वत्मेव त्व) चित्र भवत्या, बहु ते मन्यन्। (तत्) सुवीरा. वय अनु न् विदो त बृहत् (यज्ञ.) वदेम ।

१ अध्वर्यवः, इन्द्राय सोमं भरत, मद्यम् अन्धः अमत्रेभिः सिंचत । अय वीरो हि सदम् अस्य पीतिम् कामी (भवते), (तद्) वृष्णे जुहोत, एष तद् वष्टि इत् ।

२ अध्वर्यवः, अपः येव वृत्र, यः अपः वनिनाम् वृत्र (वज्रेण) जघान । तस्मै तद्राय एत भरत, एष इंद्र अस्य पीतिम् अर्हति ।

१ अध्वर्यवः, यो दृभीकं जघान, यो (दिव्या) गाः उदाजत् वलं हि अप वः । अस्मिन् वातम् न दर्शने (वि अन्तरिक्षेव व्याप) एतम् (सुजत), जूः न वस्त्र. सोमे. इद आ ऊर्णुत ।

અધ્વર્યુહો, ઉરણ પોતાના નવ્વાણું ભૂજદંડ ઉગારીને અગ્નિપર ચાલીને આવ્યો હોઇને તેના રાક્ષસનો જેણે નાશ કરી નાંખ્યો જેણે અર્બુદ રાક્ષસને પણ નીચે પછાડીને ઠાર મારી નાંખ્યો તે ઇંદ્રને અમારા સોમરસનો, આસ્વાદ લેવા સારૂ આગ્રહે પ્રાર્થના કરો. ૪

અધ્વર્યુહો, જેણે અશ્નનો નિઃપાત કીધો, જેણે અતિશય લોભી એવા શુષ્ણ, તેમજ વ્યસ, વિપ્રુ, નમુચી અને રૂધિક્રા ઇત્યાદિ દાનવોનો પણ નાશ કરી નાંખ્યો તે ઇંદ્રને સોમરસનું પેય અર્પણ કરો. ૫

અધ્વર્યુહો, જેણે શંબરના સો વિશાળ કિલ્લા, વિદ્યુત્પાતાથી ભાંગી નાંખીએ, તે પ્રમાણે ફોડીને તેનો વિધ્વંસ કીધો જેણે વર્ચીના એક લાખ સૈનિકોને જમીન દોસ્ત કરી નાંખ્યો તે ઇંદ્રમાટે સોમરસ લઇને આવો. ૬ (૧૩)

અધ્વર્યુહો જેણે લાખો શત્રુનો વધ કરીને પૃથ્વીની સપાટી પરથી તેમને અસ્તાવ્યસ્ત પણે વિખેરી નાંખ્યા, જેણે પોતાના ભક્ત જે કુત્સ, આયુ અને અતિથિગ્વ એમના લઢવૈયા શત્રુનો રણમાં મારી નાંખ્યા તે ઇંદ્ર માટે સોમરસ લઇને આવો. ૭

શૂર અધ્વર્યુહો તેની આજ્ઞા તમને શિરસાટે માન્યજ છે તો તમારી જે જે મનશા હશે તે તે તમારાથી ઇંદ્રપાસેથીજ પ્રાપ્ત કરી લેવામાં આવશે. તો પોતાના બાહુબળે સ્વચ્છ પિલીને કાઢેલો પવિત્ર સોમરસ, હે યજ્ઞનિષ્ઠ ભક્તો ! તે પુણ્યશ્લોક ઇંદ્રને અર્પણ કરો. ૮

---

४ अध्वर्यवः, नव नवतिं च बाहून् चख्वांसं उरणं यो जघान, यः अर्बुदं नीचा अव बबाधे तम् इंद्रं सोमस्य भृथे हिनोत ।

५ अध्वर्यवः, यो अश्नं सु जघान. यः अशुषं शुष्णम्, यः व्यंसम्, यः पिप्रुं नमुचिम् च, यो रुधिक्रां (जघान) तस्मै इंद्राय अन्धसः जुहोत ।

६ अध्वर्यवः, यः शम्बरस्य शतं पूर्वीः पुरः अश्मनेव बिभेद । य इन्द्रः वर्चिनः शतम् सहस्रम् (योधान्) अपावपत् अस्मै इंद्राय सोमं भरत ।

७ अध्वर्यवः, यः शतं सहस्रं (अरीन्) जघन्वान् भूम्याः उपस्थे इ.. अवपत् । यः कुत्सस्य आयोः अतिथिग्वस्य च वीरान् (प्रतीन्) न्यवृणक्, अस्मै सोमं भरत ।

८ नरः अध्वर्यवः, (अस्य) श्रुष्टी यद् नतः (यूयं) यत् कामयध्वे तद् इंद्रे नशथ । हे यज्वन्, नमस्ति.. ..म् धाम ... इंद्राय भरत, जुहोत ।

અધ્વર્યુ હો, તેની આજ્ઞા પ્રમાણે કરો વનમાં એટલે અરણ્યમાં સુધ્ધાં જે અત્યંત પવિત્ર માન્યો જાય છે એવા સોમરસ પાણીમાં ઘોળીને ઈંદ્રને અર્પણ કરવા માટે લઈ આવો. તે (ઈંદ્ર) નિત્ય તૃપ્તજ છે પરંતુ તમે સ્વહસ્તે કાઢેલા રસની તેને લાલસા છે તો તે ઈંદ્રને આ હર્ષકર સોમરસ અર્પણ કરો. ૯

અધ્વર્યુ હો ગાયનુ પયસ્થાન દુધે ભરાઇ જાએ તે પ્રમાણે ભરીને તે ઔદાર્યશાલી ઈંદ્રને તૃપ્ત કરો. મને એટલું માલુમ છે, ના, મારી એવી પક્કી ખાતરી છે કે પુજનીય ઈંદ્ર સોમ અર્પણ કરનારા ભક્તની પક્કી ઓળખાણ રાખે છે. ૧૦

અધ્વર્યુ હો જે દિવ્ય ઐશ્વર્યની અને તેમજ આ ભૂલોકમાંની લૌકિક સંપત્તિનો રાજા છે તે ઈંદ્રને એકાદા વિજયી વીરપર ધાન્ય વૃષ્ટિ કરીને તેને સંતુષ્ટ કરીએ તે પ્રમાણે સોમરસની ધારાએ પૂર્ણપણે સંતુષ્ટ કરો અને આજ તમારૂં કર્તવ્ય છે એમ સમજો. ૧૧

હે દિવ્યનિધિ ઈંદ્ર, તું પોતાનુ કૃપા ધન અમને આપવાનું તે એમ યોજી મુક કે તે અત્યંત નામાંકિત એવી તેની પ્રખ્યાતિ ઉત્તરોત્તર તું જ કરીશ. તારાપાસે સારી સારી એવી કેટલી પણ સંપતિ ભરેલી છે. (ત્યારે તેના પ્રીત્યર્થે) અમે અમારા શૌર્યસંપન્ન વીરોસહ યજ્ઞસભામાં તારા મહદ્યશ ગાતાં રહીએ એમ કર. १२ (१४)

સૂક્ત ૧૫

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

હવે આ શ્રેષ્ઠ, તમો ઈંદ્રના આવાજ શ્રેષ્ઠ ચરિત્રો, આ સત્ય સ્વરૂપ ઈંદ્રના સત્યમયજ ચારિત્રોનું હું વર્ણન કરૂં છું, "ત્રિકદ્રુક" ઉત્સવમાં ઈંદ્રે સોમ પ્રાશન કીધું અને તે હર્ષવેગમાં તેણે અહિ રાક્ષસનો શિરચ્છેદ કરી નાંખ્યો. १

---

९. हे अध्वर्यवः, अस्मै श्रुष्टि कर्तन, वनेपि निपुनम् (सोम) वने (समिद्ध) उन्नयध्वम्। जुषाणोपि व इत्य अभिवारसे, (तः) मदिर सोम इन्द्राय जुहोत।

१० हे अध्वर्यव, यथा गो. ऊध पय (प्र पूर्णः) ईम् भोजन् इदम् सोमेभि. पृणत। अहम् एतद् वेद, (एतद्) न निश्चता, (यद्) यजनः दित्साम् भूय. चिकेत।

११ अध्वर्यवः यो दिव्यस्य वस्व, यः पार्थिवस्य क्षम्यस्यापि राजा। ऊर्दर (वीर) यवेन न तम् इदं सोमेभि पृणत, तद्व अप व. अस्तु।

१२ अस्मै इद तः (ते) राय. अस्मभ्य दानाय समर्थयस्व यत् अनु दूर चित्रम् धनस्य, बहु ते वसव्यम् (अस्ति) इन्द्र. (वयम्) विश्व (ते) बृहत (यशः) वदेम।

१ नु भ्र. महा मह वस्य. करणानि सत्या करणानि प्र व वोचम्। सः इद. त्रिकद्रुकेषु अस्य सुतस्य अपिबत्, मदे अस्य अहिम् जघान।

જેમાં કોઈ ઠેકાણે કોઈ પણ આધાર મળતો નથી એવા આકાશમાં તેણે મોટા મોટા નક્ષત્રો અઢળ મુકી દીધા. અંતરાળ ને વાતાવરણ પ્રદેશ આ ( વાયુએ ) ભરી નાંખ્યા અને તેનાં પૃથ્વીને સંભાળીને ધરી તેની મર્યાદા વિસ્તીર્ણ કીધી આ સર્વ વાતો ઇંદ્રે સોમરસના હર્ષભરમાં કીધી. ૨

ઘરની જગા આંકી દેવી તે પ્રમાણે પૂર્વ ( પશ્ચિમ ) ઇત્યાદિ દિશાની સીમા તેણેજ કરાવી. સ્વર્ગીય નદીઓના મૂળના દ્વારો પોતાના વજ્રથી તોડી મોકળા કીધા અને દૂરજ દૂર માર્ગે તે વહેતીઓ જાય એટલા માટે સહજ લીલાથી તેમને બંધ ને મૂક્ત કીધી એ સર્વ પરાક્રમ ઇંદ્રે સોમરસના હર્ષભરમાં કીધી. ૩

દભીતિ આ ભક્તને પકડીને લઈ જનારા દુષ્ટોને તેણે ઘેરો ઘાલ્યો તેમના હથિયાર ઝુંટાવી લઇને એક સળગતાં ચુલ્લામાં તે સર્વ બાળી નાંખ્યા અને દભીને ધેનુ, અશ્વ અને રથ એનાથી પરિપૂર્ણ એવી સંપતિ આપી આ સર્વે વાતો ઇંદ્રે સોમના હર્ષભરમાં કીધી. ૪

ઘો ઘો ગર્જના કરતાં વહેનારા ( સંસારરૂપ ) પ્રચંડ વહેળાનો વેગ તેણે એકદમ દાબી-રાખીને, જેને તેમાં તરીને જતાં આવડતું ન હોતું તેને સુખરૂપ પેલેપાર ઉતારી દીધા અને (નદી) તરીને ગયા પછી તેમને ઉત્કૃષ્ટ ધનનો લાભ થયો. એવા આ સર્વ ચમત્કાર ઇન્દ્રે સોમરસના આનંદમાં કીધાં. ૫ (૧૫)

પોતાના પ્રભાવે તેણે સમુદ્રના ઉદકનો પ્રવાહ ઉપર વહેતો જાય એમ કીધું, પોતાના વજ્રથી ઉષાના રથના ચુરા કરી નાંખ્યા. અને ભારે ઝપાટાથી કૂચ કરનાર પોતાનો, સેન્યા-પાસે ( પ્રતિપક્ષીની ) સુસ્ત સૈન્યાને તદન ખલાસ ઉડાડી મુકી આ સર્વ કૃત્યો ઇન્દ્રે સોમરસના હર્ષ ભરમાં કીધાં. ૬

---

२ अवंशे ( आकाशे ) बृहन्त द्याम् अस्त भायत, रोदसी च अतरिक्ष ( वायुना ) आ अपृणत । ( तस्मिंश्च ) ८. पृथिवीम् धारयत् पप्रथत् च, ( एता ) ता सोमस्य मदे इंद्रः चकार ।

३ सद्मेव प्राचः ( सः ) प्राचः ( दिशः ) वि मिमाय, वज्रेण नदीनाम् खानि अतृणत् । ( ताश्च ) दीर्घैः पथिभिः वृथा असृजत ( एता ) ता इंद्रः सोमस्य मदे चकार ।

४ सः दभीतेः प्रवोढ्न् परिगत्य ( तेषां ) विश्वम् आयुधम् इद्धे अग्नौ अधाक् । ( दभीतिं च ) गोभिः अश्वैः समसृजत ( एता ) ता इंद्रः सोमस्य मदे चकार ।

५ सः ईं महीम् धुनिम् एतोः अरम्णात, स च अस्नातॄन् स्वस्ति अपारयत् । ते च उत्स्नाय रयिम् अभि प्रतस्थुः, ( एता ) ता इंद्रः सोमस्य मदे चकार ।

६ सः महिना सिन्धुम् उदञ्चम् अरिणात् । वज्रेण उषसः अनः स पिपेष । जवनीभिः ( सेनाभिः ) भजवत ( सेना ) विध्यन, ( एता ) ता इंद्रः सोमस्य मदे चकार ।

તેં તરૂણ કુમારિકાઓ સંતાઈ બેઠીઓ હતી તે ઠેકાણું પરાવૃજ ઋષિને (ઈંદ્રની કૃપાથી) જણાવ્યું કે તરતજ તેં ત્યાં પ્રકટ થઈને તેમના સામે ઉભો રહ્યો ત્યારે તે પાંગળો હોઈને સુદ્ધાં (ઈંદ્રકૃપાએ) ઉત્તમ રીતે ચાલવા લાગ્યો, અને આંધળો હતો પણ તેને ઉત્તમ નજર આવી. આવા આ સર્વ ચમત્કાર ઈંદ્રે સોમરસના હર્ષભરમાં કીધાં. ૭

અંગિરસની સ્તુતિ વડે પ્રસન્ન થઈને તેણે વલ રાક્ષસને વિદારણ કરીને મારી નાંખ્યો અને પર્વતના મોટા મોટા દુર્ગ હલાવી મુકીને તેણે ભારે ચતુરાઈથી ઉભા કીધેલાં કીલ્લા-કોટ પણ વદન ઉધ્વસ્ત કરી નાંખી આ સર્વ મહાકૃત્યો ઈંદ્રે સોમરસના હર્ષભરમાં કીધી. ૮

તેં ચુમુરી અને ધુનિ આ રાક્ષસોને પકડી લઈને નીચે લોટાવીને માર્યા અને અધાર્મિક દુષ્ટોનો વધ કરીને દભીતિનું રક્ષણ કીધું. તારી કૃપાનો આધાર મળ્યો માટે તેને તે પ્રસંગે અક્ષય્ય વસ્તુનો લાભ થયો પરંતુ આ સર્વ સત્કૃત્યો ઈંદ્રે સોમના હર્ષભરમાં કીધી. ૯

હવે હે ઈંદ્ર, તારી તે પ્રખ્યાત ને ઔદાર્યશીલ એવી (ભક્તો પ્રત્યેની) દયાર્દ્રબુદ્ધિ, આજ પ્રેમભાવ તારા ભક્તોને મનોરથ-દુગ્ધ આપીને તૃપ્ત કરો. તે પ્રમાણે અમને સર્વ ભક્તજનોને (એવુંજ દુગ્ધ) આપ. તુંજ અમારૂં ભાગ્ય છે અમને વિસારીશ મા અને અમે અમારા શૌર્ય સંપન્ન વીરો સહિત (યજ્ઞ) સભામાં તારા મહદ્યશ ગાતાં રહીએ એમ કર. ૧૦ (૧૬)

સૂક્ત ૧૬.

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

(હે જનો) પ્રજ્વલિત અગ્નિ મધ્યે (ઈંદ્રના પ્રીત્યર્થે) હવિ (અર્પણ કરીએ) તે પ્રમાણે તમારા સારૂ હું આ અપૂર્વ સ્તવન, મહજ્જનોમધ્યે અત્યંત શ્રેષ્ઠ એવા તે (ઈંદ્ર) ના ચરણમા અર્પણ કરીએ છીએ. (સર્વ જગતને) ક્ષીણતા લાવનાર પરંતુ પોતે જે કદી પણ ક્ષીણ થતો નથી, ને જેનું વૃદ્ધિંગત થયેલું સામર્થ્ય અનાદિ કાળથી જેવો ને તેવોજ હોઈને જે સર્વદા તારૂણ્યાવસ્થામાંજ હોય છે તે ઈંદ્રની (અમારાપર) કૃપા થવા માટે અમે તેના કાલાવાલા કરીએ છીએ. ૧

---

७ सः परावृक् कनीनां अपगोहं विद्वान् (तेषां पुरः) आविः भवन् उदतिष्ठत्। श्रोणः (सः) प्रतिष्ठात्, अनक् व्यचष्ट (एता) ता इन्द्रः सोमस्य मदे चकार।

८ अङ्गिरोभिः गृणानः वलम् भिनत्, पर्वतस्य दृंहितानि वि ऐरयत्। एषाम् कृत्रिमाणि रोधांसि रिणक्, (एता) ता इन्द्रः सोमस्य मदे चकार।

९ चुमुरिं धुनिं च स्वप्नेन अभ्युप्य दस्युम् जघन्थ, दभीतिम् प्र आवः। रम्भी चित् अत्र हिरण्यम् विविदे, (एता) ता इन्द्रः सोमस्य मदे चकार।

१० हे इन्द्र नूनं ते सा मघोनी दक्षिणा (अनुग्रहमतिः) जरित्रे वरं प्रति दुहीयत्, (तथैव) स्तोतृभ्यो शिक्ष. भगः मा अति धक्. भगः नः. (अतः) सुवीराः (वयं त) बृहद्वदतः विदथे वदेम।

१ समिधाने अग्नौ हविः इव, वः सतां ज्येष्ठतमाय (इन्द्राय) सुष्टुतिम् प्र भरे। जरयन्तम् अजुर्यम्, सनात् उक्षितम् युवानं इन्द्रं अवसे हवामहे।

જે પરમ મોટા ઇંદ્ર સિવાય કોઇજ હોઈ શકતું નથી તેનાજ આગળ યચ્ચાવત પરાક્રમ એકવૂટ થયેલું છે, તે ભગવાન પોતાના ઉદરમા સોમરસ, શરીરમાં અપાર સામર્થ્યતેજ, હાથમા વજ્ર અને મસ્તકમા દિવ્ય વિજ્ઞાન ધરાવતો હોય છે. ૨

ઇંદ્ર તારા ઈશ્વરી મહિમાનો અંત (ભૂમી ને સ્વર્ગ આ) બંન્ને લોકને સુધ્ધાં લાગ્યો નહિ. સમુદ્ર કિંવા પર્વત એમનાથી પણ તારા રથનો આડ ખીલ કરાતી નથી અને તારા (આ સામર્થ્ય) ની બરોબરી તો કોઇને પણ કરતા આવડનાર નથી. (આ વાત) તું અતિવેગવાન ઘોડા જોડેલા પોતાના રથમા બેસીને (એકદમ) અસંખ્ય યોજન દોડતો જાય છે તે વેળાએ (સહજ અનુભવમા આવે છે). ૩

પરમ પૂજ્ય ધૈર્યની કેવળ મૂર્તિ અને ભક્ત સહાયાર્થ સદૈવ સજ્જ એવા આ વીર નાયકના ચરણોમાંજ સર્વ લોક પોતાની (ભક્તિયુક્ત) ઉપાસના અર્પણ કરતા હોય છે, તો, (મિત્ર) તેને હવિ અર્પણ કરીને તેનુ યજન કર. હે ઈંદ્ર, તું વીર્યશાળી ને અત્યંત જ્ઞાની છે ત્યારે જેના રશ્મિસમૂહમા વિલક્ષણ વીર્ય છે એવા પોતાના તેજોમય મુખે તું અમારા સોમરસનુ પ્રાશન કર. ૪

વીરશ્રી ઉત્પન્ન કરનાર અને મધુર એવા આ સોમરસનું પાત્ર ભરી જઇને અંદરનો રસ ઉભરાઇને વહેવા લાગ્યો. વીરોએ અર્પણ કરેલાજ હવિર્ભાગનો જે સ્વીકાર કરે છે તે વીર શ્રેષ્ઠ ઇંદ્ર આ રસ પ્રાશન કરે તે માટેજ ઋત્વિજ પાત્રમા રેડી મૂકે છે. અધ્વર્યુ સરસ, જોરદાર સોમવલ્લી કચરવાનો પાષાણ પણ સરસ મજબુત અને ખુદ સોમરસજ શૌર્યપ્રદ પછી તો આ વીર શ્રેષ્ઠ (ઇંદ્ર) માટે ઋત્વિજે ગાળીને તૈયાર કરવો (એમા નવાઈ શી ?) ૫ (૧૭)

તારૂં વજ્ર વીર્યશાળી, તારો રથ પણ વીર્યશાળી, તારા ઘોડા વીર્યશાળી અને તારા આયુધ પણ વીર્યશાળીજ છે. હે વીર શ્રેષ્ઠ, વીરોનેજ જે વીરશ્રી ઉત્પન્ન થાય છે તેનો પણ સ્વામી તુંજ છે તો હે ઇંદ્ર, વીર્યગુણનું સર્વસ્વ આ સોમરસ તે પ્રાશન કરીને સંતુષ્ટ થા. ૬

---

२ यस्मात् बृहत ई इन्द्रात् ऋते किं चन (विद्यते), अस्मिन् इन्द्रे अधि विश्वा वीर्या सम्भृता (सन्ति। एतादृशः स) जठरे सोम, तन्वी महः सहः, हस्ते वज्रं, शीर्षणि च क्रतु भरति।

३ इन्द्र ते इन्द्रिय क्षोणीभ्यां न परिभ्वे, ते रथो पि समुद्रैः पर्वतैः (परिभ्वे) न, यत् आशुभिः (हरिभिः) पुरु योजना पतसि, (तदा) ते वज्रम् चथन न अन्वश्नोति (इति विनायासं ज्ञायते)।

४ अरम यजताय, धृष्णवे सश्चत वृषभाय विश्वे हि क्रतु भरन्ति। (तद् मित्र तम्) हविषा यजस्व, हे इन्द्र त्वं वृषा विदुष्टर वृषभेण (अस्मे) भानुना सोम पिब।

५ वृष्ण मध्व कोश ऊर्मिः, वृषभान्नाय वृषभाय पातवे पवते। वृषणा अध्वर्यू, वृषभासः अद्रय, वृषणम् सोमम् वृषभाय सुष्वति।

६ त वज्र. वृषा, उत ते रथो वृषा, हरी वृषणा, आयुधानि (अपि) वृषभाणि। हे वृषभ, वृष्णः मदस्य त्वं ईशिष, इन्द्र वृषभस्य सोमस्य तृष्णुहि।

તું સ્તવનપ્રિય અને જાણે કે યુદ્ધરૂપ સમુદ્ર તરી જવાની નૌકા, ત્યારે ધૈર્ય ધરીને સોમ અર્પણ કરતી વેળાએ પ્રાર્થના સ્તોત્રોની સહાયતાવડે હું તારા કને આવું છું તો ઇન્દ્ર આ અમારી પ્રાર્થના સાંભળશે શું ? આ ઇન્દ્ર અનુપમ સંપત્તિનો જાણે કે અક્ષય્ય ઝરો છે પરંતુ તે પણ સોમરસથી તદ્દન ભીંજાઈ જાય એમ અમે કરીએ છીએ ७

ખીડમાં ચરીને તુંદ થયેલી ધેનુ પોતાના વાછરડાનું રક્ષણ કરે છે તેપ્રમાણે આ જે સંકટ હવે અમારા આગળજ લાવી મુકેલું છે તે અમારાપર પડ્યા પહેલા તું અમારા તરફ ફર અને હે અમિત પ્રજ્ઞ ઇન્દ્ર, વીર પુરૂષનો પોતાની પત્નીથી મેળાપ થાય તેપ્રમાણે તારી દયાર્દ્રબુદ્ધિથી અમારો સમાગમ જલદી થવા દે. ८

હવે હે ઇન્દ્ર, તારી તે પ્રખ્યાત ને ઐાદાર્યશીળ એવી (ભક્તો પ્રત્યેની) અનુગ્રહ બુધ્ધિ એજ પ્રેમાળ ધેનુ, તારા ભક્તોને મનોરથ દુગ્ધ આપીને તૃપ્ત કરો અમને સર્વ ભક્તજનોને પણ ( આવુંજ દુગ્ધ ) દે. તુંજ અમારૂં ભાગ્ય છે તો અમને વિસારીશ મા, અને અમે પોતાના ઘર વીરોસહવર્તમાન ( યજ્ઞ ) સભામાં તારા યશ ગાતા રહીએ એમ કર. ९ (१८).

સૂક્ત ૧૭

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

અંગિરસપ્રમાણે ( તમેપણ ) આ ( ઇન્દ્ર )ના પ્રીત્યર્થ એક નામાંકિત નવું સ્તોત્ર ખરા સુરે ગાઓ. પુરાતન કાળપ્રમાણે હવે પણ ( ઇન્દ્ર )નો ડરોડો સરખો ગાજે છે ( કારણ કે પ્રકાશરૂપ ) ધેનુનો એકદર સમુહ ભૂતળપર કિલ્લાકોટ બાંધી તદ્દન ગોંધી નાખ્યો હતો તે તેણે સોમરસના હર્ષભરમાં તે ( તટબંદી ) ધકેલી નાખી ને છુટો કીધો. १

સોમરસ પ્રથમ પ્રાશન કરવાનો જે (ઇન્દ્ર)નોજ અધિકાર ને પોતાના બળની અજમાયશ બતાવતા બતાવતાં જેણે ખુદ મોટાપણાનેજ વ્યાપી નાખ્યું. યુદ્ધમધ્યે ને પોતાને ખુદને ( તેજના કવચથીજ ) જે આચ્છાદિત કરે છે તેણેજ આ સર્વ નક્ષત્ર ગોળ પોતાના મસ્તકપર ધારણ કીધું છે તો આવા તે ઇન્દ્રનો જયજયકાર થાએ। २

---

७ समने नाव न त्वा वचस्युव दाधृषि (अह) ते ब्रह्मणा सवनेषु प्र यामि । स. अस्यन वचस निबो धपत् कुविन्, इद्र वसुन उत्स न (सोमेन) सिचामहे ।

८ यवसस्य पिप्युषी धेनुः वत्स न, सबाधात् पुरा न अभि आ ववृत्स्व । शतक्रो, वर्पण पत्नीभि न, त सुमतीभि सकृन् सु स नसीमहि ।

९ इद्र नून ते सा मघोनी दक्षिणा (अनुग्रहमति.) जरित्र वर प्रति दुहीयत । (तमेव वर) स्तोतृभ्यो शिक्ष, मा अति धक् भगो न , (वत ) सुवीरा (वय ते) वहद् यश विदथे वदेम ।

१ यत् अस्य शुष्मा. प्रनथा उदीरते, यद्य परोवृत्ता विश्वा गोत्रा ददितानि स सोमस्य मद ऐरयत्, तद अगिरस्वत् नसम नव्य अर्चत ।

२ यो द प्रथमाय धायसे (भवति) य ओजो मिमान महिमान आतिरत् । य शुर पृत्सु तन्व परिव्यत, शीर्षणि च महित्त धा प्रत्यमुचत स भृतु ।

ઇંદ્ર, તારૂં તદન પ્રાચીન અને મોટું એવું પરાક્રમ આ કે ? પહેલાં શબ્દોથીજ તેં પોતાનો દરોડો ચલાવી દેખાડયો. પીત તેજોરૂપ અશ્વ જોડેલા પોતાના રથમાં તું આરૂઢ થઈને શત્રુના વીરોની રેવડી દાણાદાર કરી નાંખી. ત્યારે તે કંઇ મળીને ને કેટલાક એકલા એકલા એવા ( જ્યાં ત્યાં ) નાશી ગયા. ૩

અને પોતાના અતુલ પ્રતાપવડે તે યચ્ચાવત ભુવનનો પુરાતન પણ તારૂણ્યશાળી એવો પ્રભુ હોઇને તે ( તે સર્વેનાંએ ) વ્યાપીને ફરી વધારે વધેલોજ છે. તે જગન્નાયકને આ સ્વપ્રકાશ ગોળ નિર્માણ કરીને તેનાયોગે અંતરાળ ભરી મૂકયું અને ( પ્રકાશથી ) પાંગળ થયેલા અંધકારને એક ઠેકાણે શિવી નાંખીને ગોળો કરીને મૂકી દીધો. ૪

આગળ નમીને પડવાના વિચારમાં આવેલા પવતોને તેણે પોતાના પ્રતાપથી પક્કા અઢળ કીધાં, અને નીચે ( ભૂમીપર ) વરસવું એ કર્મ જલનું એવું તેણે ઠરાવી નાંખ્યું સર્વ પ્રાણિમાત્રનું પોષણ કરનાર આ પૃથ્વીને તેનોજ આધાર છે ને તેણે પોતાની ઇશ્વરી કરણીથી નક્ષત્રોને નીચે પડવા નહીં દેતાં સંભાળીને ધરી છે. ૫ (૧૯)

જગત્પિતા ઇંદ્ર જે વજ્રને, સર્વ પ્રાણિના જ્ઞાન ( સામર્થ્ય ) કરતાં પણ શ્રેષ્ઠ એવુંજ નિર્માણ કરેલું છે. ને જેના યોગે આ ઇંદ્ર ભયંકર સિંહનાદ કરીને ક્રિવિરાક્ષસને ઠાર કરીને જમીનપર સુવાડી દીધો તે વજ્રજ માત્ર આ ( ઇંદ્ર ) ના ભુજદંડને પૂર્ણરીતે શોભે છે. ૬

પિતૃગૃહે ઉપવર થનારી કન્યા જે પ્રમાણે ( તારા પાસે ) સૌભાગ્ય માંગે છે તે પ્રમાણે હું પણ ( સર્વ જીવનો ) જે એકજ સમાર્ધક આશ્રય તે ઠેકાણે તારાકને છેડો પાથરીને સદ્ભાગ્ય માગું છું. અમારામધ્યે બુદ્ધિપ્રકાશ ઉત્પન્ન કર. તું, આપવાનું તે આપે છે જ પણ જેના યોગે તું પોતે આનંદમગ્ન હોય છે તે જ ભાગ્ય અમારા માટે લઈ આવીને અમને આપી દે. ૭

---

३ अध तत् महत् वीर्यं प्रथम अकृणोः यत् अपि ब्रह्मणा (एव) अस्य शुष्म ऐरयः। (ततः) रथेष्ठेन हर्यश्वेन त्वया विच्युताः जीरयः सध्यक् पृथक् च प्र सिस्रते।

४ अध यो मज्मना विश्वा भुवना अभि प्रवयाः ईशानकृत् अभ्यवर्धत। आत् सः वन्हिः रोदसी ज्योतिषा अतनोत्, दुधिता तमांसि सीव्यन् समव्ययत्।

५ स प्राचीनान् पर्वतान् ओजसा दृंहत्, अपा अपः अधराचीनम् (च) अकृणोत्। विश्वधायसं पृथिवीं अधारयत्, मायया च द्याम् अवस्रसः अस्तभ्नात्।

६ यम् पिता (इन्द्रः) विश्वस्मात् आ जनुषः वेदसः परि अकृणोत्, येन च तुविष्वणिः क्रिविं हत्वी क्षयद्यै पृथिव्याम् नि अशृणक्, सः (वज्रः) अस्मै बाहुभ्याम् अरम्।

७ पित्रोः सचा अमाजूः सती (त्वत्तः) समानात् सदसः आ (भाग्य इयते तद्वत्) अहमपि त्वां भगम् इये। प्रकेत कृधि, उपमाहि, (यत् च) येन तन्वः मामहः तम् भाग आ भर ददि च।

હે ઇંદ્ર તું ઉદારાત્મા, અમે તારાંજ કાલાવાલા કરૂં; તુંજ કર્તવ્ય બુદ્ધિને સાત્વિક સામર્થ્ય દેતો હોય છે પોતાની અદ્દભુત લીલાએ અમને સહાય કર, અને હે વીર શ્રેષ્ટ ઇંદ્ર અમને અત્યંત ઉચ્ચ એવા આનંદમાં રાખ. ૮

હવે હે ઇંદ્ર તારી તે પ્રખ્યાત ને ઔદાર્યશીળ એવી (ભકતો પ્રત્યેની) અનુગ્રહબુદ્ધિ, તેજ પ્રેમાળ ધેનુ તારા ભક્તોને મનોરથ દુગ્ધ આપીને તૃપ્ત કરો. અમને સર્વે ભક્તજનોને પણ (એવુંજ દુગ્ધ) દે. તુંજ અમારૂં ભાગ્ય છે તો અમને વીસારીશ મા. અને અમે પોતાના શૂર વીરો સહવર્ત્તમાન (યજ્ઞ) સભામાં તારા યશ ગાતા રહીએ એમ કર. ૯ (૨૦)

## સૂક્ત ૧૮.

॥ ऋषि–गृत्समद । देवता–इन्द्र ॥

આ જુઓ, (યજ્ઞરૂપી) રથ પ્રાત:કાલમાં જોડીને તદન તૈયાર છે. આ રથ અભીષ્ટ દાતા હોઇને, તેને ઘોડા ચાર (તેમને) ચાબુક ત્રણ અને લગામ સાત છે. રથને દશ દ્વાર હોઇને, ત મનુષ્યોનું કલ્યાણજ કરતો હોય છે ને સ્વર્ગીય પ્રકાશનો પણ લાભ કરી આપે છે એવા આ રથને (અગ્નિમધ્યે) ઉત્કંઠા પૂર્વક અર્પણ કરેલ આહુતીને અંત:કરણ પૂર્વક કરેલી સ્તવનો આના દ્વારેજ જલદી મળે છે. ૧

આ (ઇંદ્ર) ની પ્રીત્યર્થ (કરાવવાના યજ્ઞ સારૂ) સકૃદર્શન કરીએ તો આ (અગ્નિજ) યોગ્ય દીસે છે. બીજીવાર વિચાર કીધો તો પણ (તે કાર્યને) તેજ ઇષ્ટ લાગે છે. ફરીને ત્રીજીવાર (વોચાર કીધો) તો પણ તેજ. કારણ કે મનુષ્ય માત્રનો યજ્ઞ-સંપાદક આ અગ્નિજ છે. (પણ આની રીતજ જુદી) સૂક્ષ્મ રૂપે ઉદરમાં હોય છે એકના અને પ્રકટ કરે છે તે બીજુંજ ને આ અભિજાત વીર જેના સાથે હમેશાં હોય છે તે પણ એવા બીજાજ હોય છે. ૨

હવે ઇંદ્ર (અહીં) આવે માટે ઉત્કૃષ્ટ સુરમાં ગાયેલાં અપૂર્વ સ્તોત્રોથી તેના રથને તે પીતવર્ણ ઘોડાની જોડી મેં આ જોડીજ (છે) જુઓ. આ ઇંદ્ર અમારા ત્યાં અથાગકવિ તારી સેવામાં તત્પર છે તો હવે બીજો કોઇ ભક્તજન તને રોકી ન રાખે એટલે થયું. ૩

---

८ इंद्र त्वां भोजम् वय हुवेम, इद्र त्वम् अपासि वाजान् च ददिः । चित्रया उती नः अविड्ढि, हे वृषन् इद्र, नः वस्यस. कृधि ।

९ हे इद्र नून ते सा मघोनी दक्षिणा ( अनुग्रहमतिः ) जरित्रे वर प्रति दुहीयत् । ( तमेव वर ) स्तोतृभ्यो शिक्ष, मा अतिधक्, भगो न. ( असि, अतः ) सुवीराः वय ते बहृत् ( यश ) विदथ वदेम ।

१ (अय यज्ञरूपो) नवो रथ प्रातः अयोजि, स च सग्निः चतुर्युग, सप्तरश्मि., दशारित्र., मनुष्यः स्वर्षाः च । स च इष्टिभिः मतिभिः रह्यो भूत् ।

२ अस्म प्रथम सः अर, सः द्वितीय, उतो तृतीय सः मानुष. होता। अन्यस्याः गर्भ, अन्ये जनत ऊ, सः जेन्य वृषा अन्येभिः सचते ।

३ नु कम् इद्रस्य आर्य सूक्तेन नवेन वचसा रथे ( अस्य ) हरी योजम् । ( इद्र ) अत्र बहवो विप्राः ( परिचरन्ति त्वाम अतः ) अन्ये यजमानासः मो षु त्वाम् नि रीरमन् ।

ઇંદ્ર તને અમે બોલાવીએ છીએ તો તું ( રથને ) બે ઘોડા જોડીને આવ ચાર ( ઘોડા ) જોડીને આવ અગર છ ઘોડા જોડીને આવ. અથવા ઇચ્છા હોય તો આઠ કિંવા દશ સુધ્ધા જોડીને આ સોમરસ પ્રાશન કરવાને આવ. હે પરમ પવિત્ર દેવ, આ રસ ( ત રાજ સારૂ ) ગાળયો છે તેનો તું અન્હેર કરીશના. ૪

તું વીસ ત્રીસ અથવા ચાળીસ અશ્વ જોડીને પણ અમારાકને ( ભૂલોકમાં ) આ . હે ઇંદ્ર તું પોતાના ઉત્કૃષ્ટ રથને જોઇએ તો પચાસ સાઠ કિંવા સીત્તેર સુધ્ધાં ઘોડા જોડ પરંતુ સોમપાન કરવાને આવજેજ. ૫ (૨૧)

( અથવા આવશ્યકતા હોય તો ) એંસી નેવું કિંવા સો ઘોડા જોડેલા પણ રથમા બેસીને અમારાકને ( ભૂલોકમાં ) આવ ( અમારી ભક્તિથી ) તું હર્ષભરિત થાઓ માટે આ જો સોમરસ અમે તદન ભક્તિપુર સર "શુનહોત્ર" નામક પાત્રમાં રેડી મૂકયો છે ૬

ઇંદ્ર મારીજ પ્રાર્થનાતરફ આવ ( કૃપા કર અને ) પોતાના સર્વ ઘોડા રથના ઘોસરે જોડ જો કે ( ભક્તોને ) તને બીજા પુષ્કળ ઠેકાણે બોલાવેલો હોય તો પણ હે શૂર પ્રથમ આ અમારા સોમસવનમાંજ તું ( રસપ્રાશનથી ) હૃષ્ટચિત થાઓ. ૭

મારો ઇંદ્રથી જે આત્યંતિક પ્રેમ છે તેમા કદી વ્યત્યય ન આવો તેની દયાર્દ્ર બુદ્ધિ આજ ઘેનુ મારા મનોરથ પૂર્ણ કરો. તેના ભુજદંડ આજ અમારૂં ઉત્કૃષ્ટ કરચ ત્યારે તેના જોરપર પ્રત્યેક યુધ્ધમાં અમે વિજયી થઇએ એમ બનો. ૮

---

४ इन्द्र हूयमान (त्व) सोमपेय द्वाभ्या हरिभ्या आ याहि चतुर्भि रायाहि, षड्भि अष्टाभि दशभिर्वा याहि । हे सुमख अय ते सुत, मा मृध क ।

५ हे इन्द्र विंशत्या, त्रिंशता चत्वारिंशता वा हरिभि युक्त न अर्वाङ् आ याहि । (अथ वा) पंचाशता सुरथेभि (अश्वेभि) आ याहि, षष्ट्या सप्तत्या (वा) आ याहि ।

६ अशीत्या नवत्या वा अर्वाङ् आ याहि, शतेन हरिभि उह्यमान आ याहि । हे इन्द्र अय हि सोम ते मदाय, शुनहोत्रेषु त्वाया परिषिक्तो (भवति) ।

७ हे इन्द्र (त्व) मम ब्रह्म अच्छ याहि (त) विश्वा हरी रथस्य धुरि धिष्व । पुरुत्रा विहव्यो बभूथ हि । तदपि हे शूर अस्मिन् सवने मादयस्व ।

८ इन्द्रेण या मे सख्य (तत्) न वि यौषत्, अस्य दक्षिणा (अनुग्रह बुद्धिः) अस्मभ्यं दुहीत अस्य मनमो उप ज्येष्ठ वरूथ प्राय प्राय जिगीवास. स्याम ।

" હવે હે ઇંદ્ર તારી તે પ્રખ્યાત અને ઔદાર્યશીળ એવી (ભક્તો પ્રત્યેની) અનુગ્રહ બુદ્ધિ તેજ પ્રેમાળ ધેનુ તારા ભક્તોને મનોરથ દુગ્ધ આપીને તૃપ્ત કરો અમને સર્વે ભક્ત જનોને પણ (એવુજ દુગ્ધ) આપ તુજ અમારૂ ભાગ્ય છે તો અમને બીસારીશ મા અને અમે પોતાના શૂરવીરો સહવર્ત્તમાન (યજ્ઞ) સભામા તારા મહદ્યશ ગાતા રહીએ એમ કર. ૯ (૨૨)

સૂક્ત ૧૯.

॥ ऋषि-गृत्समद । देवता इन्द्र ॥

બુધ્ધિમાન ભક્તનુ અત્યુત્તમ સુખજ એવા આ સોમવલ્લીના મધુર પદાર્થનો સ્વીકાર અને ભક્તને વિશેષ આનંદ થાય માટેજ થાય છે કારણ કે જેનો મહિમા પુરાતન કાળથી અતિશય વધેલોજ છે એવા ઇંદ્રને અને તેની પ્રાર્થનામા સદૈવ નિમગ્ન રહેનાર ભક્તજનોને સુધા તે રસાસ્વાદમા મધુરતા લાગે છે　　१

આ મધુર રસ પીને અત્યંત આનંદિત થયેલા ઇંદ્ર વજ્ર હાથમા લઇને અહિ રાક્ષસના ટીક ! ઉડાડી મૂક્યા કારણ કે ઉભરાઈ જનારા દિવ્યોદકનો પ્રવાહનો તેણેજ ચારે તરફથી મજબૂત ચલાવ્યો હતો દિવ્ય નદીઓનો તે સુખમય પ્રવાહ (છુટો થતવાર) પક્ષી પોતાના માળાતરફ દોડે છે તે પ્રમાણે (આ પૃથ્વીતરફ) દોડતોજ આવ્યો　　२

અહીનો નાશ કરનાર અને શ્રેષ્ઠ એવા ઇંદ્રે તે દિવ્ય જળધારા સમુદ્ર (ને જઈ મળવા માટે) ત્યાંજ મોકલી દીધી સૂર્યને ઉત્પન્ન કરીને (પ્રકાશરૂપ) ધેનુ હસ્તગત કરી લીધી અને સાધન નિર્માણ કરીને (પ્રાણીમાત્રે) દિવસ કરવાનો સર્વ વ્યાપાર ઠરાવી દીધો　　३

આ ઇંદ્ર, હવિ અર્પણ કરનારા ભક્ત જનને અપાર અને અપ્રતિમ લાભ કરી દીધો છે ને વૃત્રનો વધ તેણેજ કીધો ત્યારે સૂર્યનો પ્રકાશ હું મેળવનાર એવી જેને ઇચ્છા છે તે તે લોકોએ સહાયસારૂ તાબડતોબ તદન લીન થઇને જેનો આશ્રય લેવો એવો કોઈ પણ હોય તો તે (ઇંદ્ર) જ છે　　४

---

९ हे इन्द्र नूनं ते सा मघोनी दक्षिणा (अनुग्रहमति) जरित्रे वरं प्रति दुहीयत् । (तमेव वरं) स्तोतृभ्य शिक्ष, मा अति धक् भगो न (असि, अत) सुवीरा (वय त) बृहत् (यज्ञ) विदथे वदेम ।

१ नवीषिण सुवानस्य प्रयस अस्य अधस मद य अपायि । प्रदिवि वावृधान इन्द्र ब्रह्मण्वन्त नर च यस्मिन् ओक दध ।

२ अस्य मन्थ मन्दान वज्रहस्त इन्द्र अर्णोवृतम् अहिम् वि वृश्चत् । यत् वय स्वसराणि अच्छ न, नदीनाम् प्रयासि च (तम्) प्र चक्रमन्त ।

३ स अहिहा माहिन इन्द्र अपा अर्ण समुद्रम् अच्छ प्रेरयत् । सूर्यम् अजनयत, गाथ विदत्, अह्नाम् वयुनानि अक्तुना साधत् ।

४ इन्द्र अप्रतीनि पुरूणि दाशुषे मनवे दाशत्, स च वृत्र हन्ति । (अत) सूर्यस्य सातौ पस्पृधानेभ्य, य सद्य अतसाय्यो भूत् (स इन्द्र एव) ।

मित्रो अग्निर्भवति यत्समिद्धो मित्रो होता वरुणो जातवेदाः ।
मित्रो अध्वर्युरिषिरो दमूना मित्रः सिन्धूनामुत पर्वतानाम् ॥ ४ ॥
पाति प्रियं रिपो अग्रं पदं वेः पाति यह्वश्चरणं सूर्यस्य ।
पाति नाभा सप्तशीर्षाणमग्निः पाति देवानामुपमादमृष्वः ॥ ५ ॥ २४ ॥
ऋभुश्चक्र ईड्यं चारु नाम विश्वानि देवो वयुनानि विद्वान् ।
ससस्य चर्म घृतवत्पदं वेस्तदिदग्नी रक्षत्यप्रयुच्छन् ॥ ६ ॥
आ योनिमग्निर्घृतवन्तमस्थात्पृथुप्रगाणमुशन्तमुशानः ।
दीद्यानः शुचिर्ऋष्वः पावकः पुनः पुनर्मातरा नव्यसी कः ॥ ७ ॥
सद्यो जात ओषधीभिर्ववक्षे यदी वर्धन्ति प्रस्वो घृतेन ।
आप इव प्रवता शुम्भमाना उरुष्यदग्निः पित्रोरुपस्थे ॥ ८ ॥

---

मित्रः । अग्निः । भवति । यत् । सम्ऽइद्धः । मित्रः । होता । वरुणः । जातऽवेदाः ।
मित्रः । अध्वर्युः । इषिरः । दमूनाः । मित्रः । सिन्धूनां । उत । पर्वतानां ॥ ४ ॥
पाति । प्रियं । रिपः । अग्रं । पदं । वेः । पाति । यह्वः । चरणं । सूर्यस्य । पाति ।
नाभा । सप्तऽशीर्षाणं । अग्निः । पाति । देवानां । उपऽमादं । ऋष्वः ॥ ५ ॥ २४ ॥
ऋभुः । चक्रे । ईड्यं । चारु । नाम । विश्वानि । देवः । वयुनानि । विद्वान् । ससस्य ।
चर्म । घृतऽवत् । पदं । वेः । तत् । इत् । अग्निः । रक्षति । अप्रऽयुच्छन् ॥ ६ ॥
आ । योनिं । अग्निः । घृतऽवन्तं । अस्थात् । पृथुऽप्रगाणं । उशन्तं । उशानः ।
दीद्यानः । शुचिः । ऋष्वः । पावकः । पुनःऽपुनः । मातरा । नव्यसी इति ।
करिति कः ॥ ७ ॥ सद्यः । जातः । ओषधीभिः । ववक्षे । यदि । वर्धन्ति । प्रऽस्वः ।
घृतेन । आपःऽइव । प्रऽवता । शुम्भमानाः । उरुष्यत् । अग्निः । पित्रोः । उपऽस्थे ॥ ८ ॥

उदु॑ ष्टुतः स॒मिधा॑ य॒ह्वो अ॑द्यौ॒द्वर्ष्म॑न्दि॒वो अधि॒ नाभा॑ पृथि॒व्याः ।
मि॒त्रो अ॒ग्निरीड्यो॑ मात॒रिश्वा दू॒तो व॑क्षद्य॒जथा॑य दे॒वान् ॥ ९ ॥
उद॑स्तम्भीत्स॒मिधा॒ नाक॑मृ॒ष्वो॒३॑ग्निर्भव॑न्नुत्त॒मो रो॑च॒नाना॑म् ।
यदी॒ भृगु॑भ्यः॒ परि॑ मात॒रिश्वा॒ गुहा॒ सन्तं॑ हव्य॒वाहं॑ समी॒धे ॥ १० ॥
इळा॑मग्ने पुरु॒दंसं॑ स॒निं गोः श॑श्वत्त॒मं हव॑मानाय साध ।
स्यान्नः॑ सू॒नुस्तन॑यो विजा॒वाग्ने॒ सा ते॑ सुम॒तिर्भू॑त्व॒स्मे ॥ ११ ॥ २५ ॥

॥ ६ ॥ ऋषि–विश्वामित्रः । देवता–इन्द्र । छन्द–त्रिष्टुप् ॥

॥ ६ ॥ प्र का॑रवो मन॒ना व॒च्यमा॑ना देव॒द्रीचीं॑ नयत देव॒यन्तः॑ ।
द॒क्षि॒णा॒वाड्वा॒जिनी॒ प्राच्ये॑ति ह॒विर्भर॑न्त्य॒ग्नये॑ घृ॒ताची॑ ॥ १ ॥
आ रोद॑सी अपृणा॒ जाय॑मान उ॒त प्र रि॑क्था॒ अध॒ नु प्र॑यज्यो ।
दि॒वश्चि॑दग्ने महि॒ना पृ॑थि॒व्या व॒च्यन्तां॑ ते॒ वह्न॑यः स॒प्तजि॑ह्वाः ॥ २ ॥

---

उत् । ऊं इति॑ । स्तु॒तः । स॒मऽइधा॑ । य॒ह्वः । अ॒द्यौ॒त् । वर्ष्म॑न् । दि॒वः । अधि॑ । नाभा॑ । पृ॒थि॒व्याः । मि॒त्रः । अ॒ग्निः । ईड्यः॑ । मा॒त॒रिश्वा॑ । आ । दू॒तः । व॒क्ष॒त् । य॒जथा॑य दे॒वान् ॥ ९ ॥ उत् । अ॒स्त॒म्भी॒त् । स॒मऽइधा॑ । नाक॑म् । ऋ॒ष्वः । अ॒ग्निः । भव॑न् । उ॒त्ऽत॒मः । रो॒च॒नाना॑म् । यदि॑ । भृगु॑ऽभ्यः । परि॑ । मा॒त॒रिश्वा॑ । गुहा॑ । सन्त॑म् । ह॒व्य॒ऽवाह॑म् । स॒म्ऽई॒धे ॥ १० ॥ इळा॑म् । अ॒ग्ने॒ । पु॒रु॒ऽदंस॑म् । स॒निम् । गोः । श॒श्व॒त्ऽत॒मम् । हव॑मानाय । सा॒ध॒ । स्यात् । नः॒ । सू॒नुः । तन॑यः । वि॒जाऽवा॑ । अग्ने॑ । सा । ते॒ । सु॒ऽम॒तिः । भू॒तु॒ । अ॒स्मे इति॑ ॥ ११ ॥ २५ ॥

प्र । का॒र॒वः॒ । म॒न॒ना । व॒च्यमा॑नाः । दे॒व॒द्रीची॑म् । न॒य॒त॒ । दे॒व॒ऽयन्तः॑ । द॒क्षि॒णा॒ऽवाट् । वा॒जिनी॑ । प्राची॑ । ए॒ति॒ । ह॒विः । भर॑न्ती । अ॒ग्नये॑ । घृ॒ताची॑ ॥ १ ॥ आ । रोद॑सी॒ इति॑ । अ॒पृ॒णाः॒ । जाय॑मानः । उ॒त । प्र । रि॒क्थाः॒ । अध॑ । नु । प्र॒य॒ज्यो॒ इति॑ प्रऽयज्यो । दि॒वः । चि॒त् । अ॒ग्ने॒ । म॒हि॒ना । पृ॒थि॒व्याः । व॒च्यन्ता॑म् । ते॒ । वह्न॑यः । स॒प्तऽजि॑ह्वाः ॥ २ ॥

द्यौश्च॑ त्वा पृथि॒वी य॒ज्ञिया॑सो॒ नि होता॑रं सादयन्ते॒ दमा॑य ।
यदी॑ वि॒शो मानु॑षीर्देवय॒न्तीः प्रय॑स्वती॒रीळ॑ते शु॒क्रम॒र्चिः ॥ ३ ॥
म॒हान्त्स॒धस्थे॑ ध्रु॒व आ निष॑त्तो॒ऽन्तर्द्यावा॒ माहि॑ने॒ हर्य॑माणः ।
आस्क्रे॑ स॒पत्नी॑ अ॒जरे॒ अमृ॑क्ते सब॒र्दुघे॑ उरुगा॒यस्य॑ धे॒नू ॥ ४ ॥
व्र॒ता ते॑ अग्ने मह॒तो म॒हानि॒ तव॒ क्रत्वा॒ रोद॑सी॒ आ त॑तन्थ ।
त्वं दू॒तो अ॑भवो॒ जाय॑मान॒स्त्वं ने॒ता वृ॑षभ चर्षणी॒नाम् ॥ ५ ॥ २६ ॥
ऋ॒तस्य॑ वा के॒शिना॑ यो॒ग्याभि॑र्घृत॒स्नुवा॒ रोहि॑ता धु॒रि धि॑ष्व ।
अथा॑ वह दे॒वान्दे॑व॒ विश्वा॑न्त्स्वध्व॒रा कृ॑णुहि जातवेदः ॥ ६ ॥
दि॒वश्चि॑दा ते रुचयन्त रो॒का उ॒षो वि॑भा॒तीरनु॑ भासि पू॒र्वीः ।
अ॒पो यद॑ग्न उ॒शध॒ग्वने॑षु॒ होतु॑र्म॒न्द्रस्य॑ प॒नय॑न्त दे॒वाः ॥ ७ ॥

---

द्यौः । च॒ । त्वा॒ । पृ॒थि॒वी । य॒ज्ञिया॑सः । नि । होता॑रं । सा॒द॒यं॒ते॒ । दमा॑य । यदि॑ ।
विशः॑ । मानु॑षीः । दे॒व॒ऽयंतीः॑ । प्रय॑स्वतीः । ईळ॑ते । शु॒क्रं । अ॒र्चिः ॥ ३ ॥
म॒हान् । स॒ध॒ऽस्थे॑ । ध्रु॒वः । आ । निऽस॑त्तः । अं॒तः । द्यावा॑ । माहि॑ने॒ इति॑ । हर्य॑माणः ।
आस्क्रे॒ इति॑ । स॒पत्नी॒ इति॑ स॒ऽपत्नी॑ । अ॒जरे॒ इति॑ । अमृ॑क्ते॒ इति॑ । स॒ब॒र्दुघे॒ इति॑
स॒बः॒ऽदुघे॑ । उ॒रु॒ऽगा॒यस्य॑ । धे॒नू इति॑ ॥ ४ ॥ व्र॒ता । ते॒ । अ॒ग्ने॒ । म॒ह॒तः । म॒हानि॑ ।
तव॑ । क्रत्वा॑ । रोद॑सी॒ इति॑ । आ । त॒तं॒थ॒ । त्वं । दू॒तः । अ॒भ॒वः॒ । जाय॑मानः । त्वं ।
ने॒ता । वृ॒ष॒भ॒ । च॒र्ष॒णी॒नां ॥ ५ ॥ २६ ॥ ऋ॒तस्य॑ । वा॒ । के॒शिना॑ । यो॒ग्याभिः॑ ।
घृ॒त॒ऽस्नुवा॑ । रोहि॑ता । धु॒रि । धि॒ष्व॒ । अथ॑ । आ । व॒ह॒ । दे॒वान् । दे॒व॒ । विश्वा॑न् ।
सु॒ऽअ॒ध्व॒रा । कृ॒णु॒हि॒ । जा॒त॒ऽवे॒दः॒ ॥ ६ ॥ दि॒वः । चि॒त् । आ । ते॒ । रु॒च॒यं॒त॒ ।
रो॒काः । उ॒षः । वि॒ऽभा॒तीः । अनु॑ । भा॒सि॒ । पू॒र्वीः । अ॒पः । यत् । अ॒ग्ने॒ । उ॒शध॑क् ।
वने॑षु । होतुः॑ । म॒न्द्रस्य॑ । प॒नयं॑त । दे॒वाः ॥ ७ ॥

उरौ वा ये अन्तरिक्षे मदन्ति दिवो वा ये रोचने सन्ति देवाः ।
ऊमा वा ये सुहवासो यजत्रा आयेमिरे रथ्यो अग्ने अश्वाः ॥ ८ ॥
ऐभिरग्ने सरथं याह्यर्वाङ् नानारथं वा विभवो ह्यश्वाः ।
पत्नीवतस्त्रिंशतं त्रींश्च देवाननुष्वधमा वह मादयस्व ॥ ९ ॥
स होता यस्य रोदसी चिदुर्वी यज्ञंयज्ञमभि वृधे गृणीतः ।
प्राची अध्वरेव तस्थतुः सुमेके ऋतावरी ऋतजातस्य सत्ये ॥ १० ॥
इळामग्ने पुरुदंसं सनिं गोः शश्वत्तमं हवमानाय साध ।
स्यान्नः सूनुस्तनयो विजावाग्ने सा ते सुमतिर्भूत्वस्मे ॥ ११ ॥ २७ ॥ ८ ॥ २

---

उरौ । वा । ये । अंतरिक्षे । मदंति । दिवः । वा । ये । रोचने । संति । देवाः ।
ऊमाः । वा । ये । सुऽहवासः । यजत्राः । आऽयेमिरे । रथ्यः । अग्ने ।
अश्वाः ॥ ८ ॥ आ । एभिः । अग्ने । सऽरथं । याहि । अर्वाङ् । नानाऽरथं । वा ।
विऽभवः । हि । अश्वाः । पत्नीऽवतः । त्रिंशतं । त्रीन् । च । देवान् । अनुऽस्वधं ।
आ । वह । मादयस्व ॥ ९ ॥ सः । होता । यस्य । रोदसी इति । चित् ।
उर्वी इति । यज्ञंऽयज्ञं । अभि । वृधे । गृणीतः । प्राची इति । अध्वराऽइव । तस्थतुः ।
सुमेके इति सुऽमेके । ऋतवरी इत्यृतऽवरी । ऋतऽजातस्य । सत्ये इति ॥ १० ॥
इळां । अग्ने । पुरुऽदंसं । सनिं । गोः । शश्वत्ऽतमं । हवमानाय । साध । स्यात् ।
नः । सूनुः । तनयः विजाऽवा । अग्ने । सा । ते । सुऽमतिः । भूतु । अस्मे इति
॥ ११ ॥ २७ ॥ ८ ॥ २ ॥

॥ इति द्वितीयाष्टकेऽष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૮.

---

## સૂક્ત ૩૭

॥ ऋषि–गृत्समद । देवता–द्रविणोद ॥

( દ્રવિણોદ અગ્નિદેવ ) હોતાના પાત્રમાથી તુ તૃપ્ત થાય ત્યાં સુધી સોમરસ પ્રાશન કરીને હર્ષભરિત થા હે અધ્વર્યું, ભરપુર અર્પણ કરેલા રસ ફક્ત તેને અત્યંત ગમે છે ત્યારે આ અગ્નિને અર્પણ કરવાસારૂ સોમરસ લઇને આવો. આ મધુર રસમાં તારી અતિ આસક્તિ હોઇને તુ અત્યત ઉદાર છે, ત્યારે ભક્તોને સામર્થ્યરૂપ સપતિ અર્પણ કરનારા હે અગ્નિદેવ, તું સર્વ પ્રસગે આવીને હોતાના પાત્રમાથી સોમરસ પ્રાશન કર. १

જેને હુ પ્રથમ બોલાવતો હતો તેનેજ હજુ પણ હાક મારૂ છું જેના કાલાવાલાં કરવાં એવો કોઈ પણ હોય તો તે આજ અત્યુદાર પ્રભુ છે તેજ સર્વેનો માલિક, તો ( ભક્તોને ) સામર્થ્યરૂપ સપતિ અર્પણ કરનારા હે અગ્નિદેવ તુ સર્વે પ્રસગે ( આવીને ) અધ્વર્યુ એ તને અર્પણ કરેલો આ મધુર સોમરસ હોતાના પાત્રમાથી પ્રાશન કર. ૨

જેના યોગે તું સર્વ ઠેકાણે ગમન કરે છે તે તારો જ્વાળારૂપ અશ્વ ( રસ પ્રાશન કરીને ) પુષ્ટ થાઓ સર્વવૃક્ષ વનસ્પતિ ઇત્યાદિનો પણ તુ પ્રભુ છે, તો હે ભગવતા ( ભક્તોની ) કોઇપણ પ્રકારે હાનિ ન થવા દેતા ( તેમનુ સામર્થ્ય ) તુ દૃઢ કર. હે ધૈર્યસાગર હે સામર્થ્ય સપત્તિદાતા, અગ્નિદેવા, તું અહી આ આવી અમને પ્રોત્સાહન દે, અને સર્વ યજ્ઞ પ્રસગે નેષ્ટા નામક ઋત્વિજના પાત્રમાથી તુ સોમરસ પ્રાશન કર. ૩

---

१ होत्रात् अनु जोषम् ( सोमस्य ) अन्धसः मन्दस्व, हे अध्वर्यवः स अग्नि पूर्णाम् आसिचन् यच्छ । ( अत्र ) तस्मै एत (अपः) भरत, स ददि तद्वशः हि, तत् हे द्रविणोद त्वम् ऋतुभि होत्रात् सोम पिब ।

२ यम् उ पूर्वं अहुवे तम् इद हुवे, स नाम पत्यते स इत् ददि हव्य । अध्वर्युभि सोम्यं मधु प्रहितम् ( तत् ) हे द्रविणोद, त्वम् ऋतुभि पोत्रात् सोम पिब ।

३ मेदि तु ते वह्नयः येभि ईयसे, हे वनस्पते ( अग्रे ) अरिष्यन् त्वम् ( भक्तान् ) वीळयस्व, हे धृष्णो द्रविणोद, त्वम् आगत्य अभिगूर्य, ऋतुभि नेष्ट्रात् सोम पिब ।

અગ્નિએ સોમરસ હોતાના પાત્રમાંથી પ્રાશન કીધુ 'પોતા'ના ઋત્વિજના પાત્રમાંથી પણ રસનું સેવન કરીને તે હર્ષભરિત થયો. અને તેજપ્રમાણે નેષ્ટાના પાત્રમાંથી અર્પણ કરેલો રૂચિર ( ભક્તિ ) રસ પણ પ્રાશન કરીને તે તૃપ્ત થયો છે. હવે ચોથું જે યજ્ઞપાત્ર છે તે નિષ્કલંક અને અમર છે, દાનશૂર યજમાન રસ અર્પણ કરે છે તે તેમાંથીજ, તો આ સામર્થ્ય સંપત્તિદાતા, અગ્નિદેવ આ ચોથા પાત્રવડે રસ પ્રાશન કરો. ૪

તમારો રથ તમારા સરખા શુર વીરોનેજ બેસવાને યોગ્ય છે તો તે તમારો અત્યંત વેગથી જનારો રથ આજ અમારા તરફ આવવા માટે જોડીને ત્વરાથી નીકળો, તે અહીં આવી પહોંચ્યા પછી ઘોડા છોડો તમારા મધુર રસથી અમારો હવિર્ભાગ આર્દ્ર કરો, આનંદે અહીં આવો, અને હે સાત્વિક ધનના નિધી, આ સોમરસ ગ્રહણ કરો. ૫

હે અગ્નિ, આ સમિધનો સ્વીકાર કરીને સંતુષ્ટ થા, અમારી આહુતિવડે પ્રસન્ન થા, આ લોકને હિતકારક ને ઉદાત્ત પ્રાર્થના સ્તોત્રોવડે પ્રમુદિત થા, અને સ્તવનવડે પણ હૃષ્ટચિત થા હે દિવ્ય સંપત્તિના નિધી અગ્નિદેવ, તુ પ્રેમાળ અંતઃકરણવડે પોતાની અખિલ ( શક્તિ વડે આવીને ) સર્વ મોટમોટી ને પ્રેમાળ એવી દિવ્ય વિભુતીને યથાકાળે સોમરસના હવિર્ભાગનો આસ્વાદ લેવા દે ૬ (१)

## સૂક્ત ૩૮.

॥ ऋषि–गृत्समद । देवता–सविता ॥

આ જુઓ, દેદીપ્યમાન સવિતા ( જગતનું ) પ્રવર્તન ને નિયમન કરનાર આ પવિત્ર દેવ પ્રાણિમાત્રને પ્રેરણા કરવાસારૂ ઉદય પામ્યો છે આ તેનો વ્યવસાય અવ્યાહત ચાલેલો છે દિવ્ય વિભુતી પાસે જે ( અલૌકિક ) રત્નોનો ભંડાર છે તે આજ દેવેજ ત્યાં રાખેલો હોઇને યજ્ઞકર્મપ્રિય યજમાનને નિરૂપમ સુખનો ભાગીદાર તેણેજ કરેલ છે. १

---

४ स होत्रात् अपात् उत पोत्रात् अमत, उत नेष्ट्रात् हित प्रय अजुषत । तुरीय पात्र अमृक्त अमृत च ( भवति ), ( तद् ) द्रविणोदा ( तस्मात् तुरीयात् ) द्राविणोदस रस पिबतु ।

५ युवयाः यस्य नृवाहण रथ तय अर्वाञ्च युञ्जाथाम् ( ततः ) वाम् इह विमोचनम् अस्तु । न. हवींषि मधुना पृङ्क्तम् कम् आगतम् हि, अथ द वाजिनी वसू सोम पिबतम् ।

६ हे अग्ने इमां समिध जोषि, आहुतिम् जोषि, ब्रह्म जोषि सुष्टुतिम् जोषि, । हे वसो, विश्वेभि ( सह वाग्भिः आगत्य ) मह उशत विश्वान् देवान् त्वम् उशान् ऋतुना हवि. पायय ।

१ स्य देव सविता वह्नि, सवसाय तदपा उदु अस्थात् । स नून देवेभ्यो रत्नम् वि दधाति हि, अथ भोति हात्रम् स्वस्ती आ अभजत् ।

ગતનું કલ્યાણ કરવાસારૂ આ દેવ સદૈવ ઉભોજ છે. સર્વત્ર પસરનાર રશ્મિસમૂહ એજ
ના હાથ. તે પોતાનો બાહુ સર્વ વિશ્વની સહાયસાર્ વારંવાર તે આગળ કરે છે. તેની
આજ્ઞાથીજ ઉદકના અંગમાં સર્વ અણુમાત્ર હતો ન હતો કરવાનુંસામર્થ્ય આવેલું છે, અને
તેની આજ્ઞાથીજ ) વાયુએ અંતરિક્ષમાં સંચાર કરીને વિહાર કરે છે. २

પોતાના અત્યંત વેગવાન અશ્વોને રથમાં જોડીને ગયો હોય ત્યારે તેમને એકદમ છૂટા
કરે છે, પરંતુ તેમ કરીનેજ, ઝપાટાથી માર્ગે ચાલનાર પવાશમાં પોતાનો પ્રવાશ રોકીને તે
વિશ્રાંતિ લેવડાવે છે, અને સર્પ પ્રમાણે ફુફાટા કરતા આગળ વધી જનારા વીરોના આવેશને
પણ તે કાબુમાં ધરે છે. રાત્ર સુધાં સવિતાદેવની આજ્ઞાથીજ આગળ વધે છે. ३

અંધકારરૂપી અતિ વિસ્તીર્ણ આવરણ વણીને તે તૈયાર કરનારી રાત્રીએ ( જુઓ
પોતાનો ) પડદો ઉપાડીને ( તે આ વિશ્વપર ) પુન પસારી દીધો, કે તરત જ્ઞાની ભક્તે પ્રભુ
પોતાનું ઉપાસના કર્મ વચમાંજ બંધ રાખ્યુ, પરંતુ ( થોડીકજ વારમાં ) પોતાની નિદ્રા
ત્યાગી દઇને તે ઉપાસનામાં તત્પર થયો, તેજ, ( કે ) જેને વિશ્રાંતિનો કદી લવલેશ, પણ
માલમ નથી ને જેણે જુદી જુદી ઋતુઓના કાળ એકજવાર ઠરાવી નાંખ્યા છે તે પરમ
દેદિપ્યમાન સવિતા પુન ઉદય પામ્યો ४

( સાયંકાળે ) આ ગુહાગ્નીનો ઓજસ્વી પ્રકાશ યજમાનોના એકલા ઘરમધ્યે કેવળ પસરે
છે એમ નથી, તો યચ્ચાવત્ સચેતન પ્રાણીના અંતરંગમાં પણ જઇ પસરે છે. તેને લીધે
( અગ્ની ) ની ઇચ્છાનુરૂપ સર્વ પ્રેરક દેવે આપેલ સર્વથી મોટો એવો જે ( સુખનો ) ભંડાર
છે તે ( ઉષા ) માતા પોતાના ભક્તરૂપ પુત્રસારૂ જતન કરી રાખે છે. ५ (२)

---

२ सः देवः विश्वस्य श्रुष्टये ऊर्ध्व हि, पृथुपाणि. सः बाहवा प्र सिसर्ति । अस्य व्रते आ आपः चित् नेमुग्राः, अय वातः चित् परिज्मन् रमते ।

३ आशुभिः चित् यान् सः ( तान् ) वि मुचाति, ( पर ) नूनम् अतमानत् चित् एतोः अरीरमत् । अह्यर्षूणां चित् अविष्याम् नि अयान्. सवितुः व्रतम् अनु मोकी आ अगात् ।

४ वितत ( तम ) वयन्ती ( तमिस्रा ) तत् पुनः समव्यत् धीर शक्म मध्या कर्तो नि अधात् । (शय् रात् निद्रां ) सहाय उदस्थात्, ऋतून् वि अदर्धः स आ अगात् ।

५ दुर्यः प्रभव अग्ने. शोक. ( न केवल ) नाना ओकासि किंतु विश्वम् आयुः वि तिष्ठते । ( अतः ) अग्नेः केतुम् अनु सवित्रा इषितम् ज्येष्ठम् भाग माता सूनवे आ अभात् ।

વિજયશ્રી માટે આતુર થયેલો વીર દુર સમર ભૂમિમાં હોય તો પણ, ( છાવણી તરફ ) પાછો ફરે છે, ( એટલુંજ શું પણ ) દિવસભર અહિં તહિં ફરનાર પ્રાણિમાત્રનું સર્વ લક્ષ ઘર તરફ ખેંચાઇ જાય છે, એકંદર અપૂર્ણ રહેલાં કામ અધવચજ મૂકીને વિશ્રાંતિ લે છે. પરંતુ આ સર્વ તે જગત્ પ્રેરક ઇશ્વરની આજ્ઞા પ્રમાણેજ થાય છે. ૬

અંતરિક્ષમાં ઉદકનો જે સમૂહ તેં રાખી મૂકયો છે તે સમૂહ, નિર્જળ ને વાલુકામય પ્રદેશમાંથી અહિં તહિં દોડનારા પશુને ( પર્જન્ય કાળે ) પ્રાપ્ત થાય છે. અરણ્યમાંના વૃક્ષોનો સમુદાય પણ તે પક્ષીઓને રહેવાસારૂ આપ્યો છે. એ પ્રમાણે સવ પ્રેરક ને દેદીપ્યમાન સવિતાની આજ્ઞા કોઇ પણ તોડતું નથી ( એજ ખરૂં ). ૭

સર્વ ઠેકાણે પ્રવાસ કરવામાં સગવડતાવાળું એવું જે ઠેકાણું એટલે સમુદ્ર, તે સમુદ્રને અને અંતરિક્ષ પ્રદેશને સૂર્યાસ્ત થતાંજ વરૂણ ( રૂપે ) આ મોટા ઝપાટાસર અવ્યાહત વ્યાપી નાંખે છે. ( એવી વેળાએ ) એકંદર પક્ષી પોતપોતાના માળામાં પેસેછે ને પશુ પોતપોતાના નિવાસસ્થળે જઇને સ્વસ્થ પડે છે. ( સારાંશ ) જગત્ પ્રેરક સવિતાએ પ્રત્યેક જીવમાત્રને વિશ્રાંતિ માટે જુદા જુદા સ્થળ નીમી આપ્યા છે. ૮

જેના કાર્યને ઇંદ્ર, અથવા વરૂણ, મિત્ર, અર્યમા કિંવા રૂદ્ર ( આ તેના સ્વરૂપ સુદ્ધાં ) વિઘાત કરતા નથી, પછી દુરાત્માને ધર્મહીન લોક કયાંથી કરનાર ? માટે હું આ જગત પ્રેરક ને દેદિપ્યમાન એવા સવિતા દેવનું નમસ્કારપુર્વક ગૌરવ કરીને સર્વેના કલ્યાણસારૂ તેની આજીજી કરૂં છું. ૯

---

६ विघ्रितः जिगीषु समाववर्ति, विश्वेषा चरतां कामः अमा अभूत् । शश्वान् लोकः विकृतं अपः हित्वी आ अगात्, पर सर्वम् एतत् सवितु दैव्यस्य व्रतम् अनु ।

७ अप्य भाग त्वया अप्सु हित धन्वा अनु मृगयस. आ वि तस्थुः । त्वम् वनानि विभ्य. (अददः), अस्य सवितु. देवस्य तानि व्रतानि नकि मिनन्ति ।

८ (ग.) वरुण यात् याप्य अप्यं योनिम् निमिषि अनिशित जर्भुराण. (अभवत्) । विश्वः मार्ताण्डः पशुष व्रज आ गात्, सविता जन्मानि व्यथः वि आ अर. ।

९ यस्य व्रत (अत्र कर्मात्मकः) इद्रः न, वरुणः न, मित्रः न, अर्यमा रुद्र. च न मिनन्ति । आरातयोपि नहि (किमु वक्तव्यम्), त सवितारं देव इह स्वस्ति नमोभि हुवे ।

મહદ્ભાગ્ય, એકાગ્રબુદ્ધિ અને પ્રતિભા એ સ્વપરાક્રમથી મેળવવા સારૂ અમે ઉત્સુક થયાં છીએ, તો સર્વજનસ્તુત્ય ને દિવ્ય શક્તિના પ્રભુ સવિતા અમારાપર કૃપાદૃષ્ટિ રાખો, અમને અત્યુત્કૃષ્ટ ધનનો લાભ થયો અથવા અમને ઐશ્વર્યનો ઉપભોગ મળ્યો તથાપિ અમે આ જગત્પ્રેરક દેવના પ્રિય ભક્ત થઇએ એટલે બસ. ૧૮

હે દેવ, તેં અર્પણ કરેલો સ્પૃહણીય પ્રસાદ અમને (સર્વ ઠેકાણેથી એટલે) આકાશમાંથી, ઉદકમાંથી ને પૃથ્વી પાસેથી સુધ્ધાં પ્રાપ્ત થાઓ. હે જગતપ્રેરક દેવ, સ્તોતૃજનનું તેના લીધે કલ્યાણજ થાય છે, અને તારૂં અખંડ સ્તવન કરનારા કવીને પણ એક પ્રાણપ્રિય બંધુનો લાભ થવા સરખું થાય છે. ૧૯ (૩)

સૂક્ત ૩૯.

॥ ऋषि–गृत्समद । देवता–अश्विन ॥

(સોમવલ્લીનો રસ પીલી કાઢવો આ) એકજ કાર્યસારૂ જે પ્રમાણે સોમ પાષાણનો અવાજ થાય છે તે પ્રમાણે તમે પણ ઉભયતાં એકદમ (ભક્તોની) પ્રશંસા કરો છો. ગૃધ્ર પ્રમાણે ભૂખે ટળવળેલું પક્ષી જેમ (ફળેથીપુર) વૃક્ષકને દોડી જાય છે તેમ પ્રેમ સમુદ્રને ભરતી ચઢેલા ભક્તકને તમે પણ કેટલીએ ત્વરાથી દોડતાં જાઓ છો. યજ્ઞ મંડપમાં દેવ-સ્તવન કરનાર બ્રહ્મા નામના ઋત્વિજ બે હોય તે પ્રમાણે તમે શોભો છો, કિંવા લોકહિત તત્પર એવા બંન્ને મધ્યસ્થ હોય તે પ્રમાણે તમે ભક્તોના મધ્યસ્થ છો, અને સર્વજનો તમારી કાલાવાલાં કરે તેમાં તમે યોગ્ય છો. ૧

તમો બંન્ને પણ યુદ્ધ કુશળ વીર પ્રમાણે શૂર વીર હોઇને (ભક્તકને) પ્રાત કાળેજ જાઓ છો અને તમો બંન્નેની જોડી જન્મ રહિત માટે તમે તમારી પોતાનીજ ઇચ્છા પ્રમાણે ચાલો છો. લાવણ્યમયી, સ્ત્રીઓ પોતે દર દાગીનાથી શણગારેલાં રમણીય દેખાય છે તે પ્રમાણે તમારી રસાળ વાણી પણ અલંકૃતજ હોય છે અને એકાદું દંપત્ય ઉપાસના કર્મમાં પ્રવીણ હોય છે તે પ્રમાણે તમો બંન્નોને પણ ઈશ્વરી કર્તૃત્વા વિષયે અંતરજ્ઞાન છે એ વાત તો જગત્ પ્રસિધ્ધજ છે. ૨

१० वयं भग धियं पुरंधिं च वाजयन्तः, तत्र नराशंसः मास्पतिः नः अव्याः। वामस्य आये, रयीणां सगेऽपि सवितुर्देवस्य प्रियाः (भक्ताः) स्याम।

११ हे सवितः यत् स्तोतृभ्यः शम्, उरुशंसाय जरित्रे आपये भवाति, तद् त्वया दत्तम् काम्यम् राधः, असम्यम् दिवः अद्भ्यः पृथिव्याश्च आ गात।

१ युवां ग्रावाणेव तदिदर्थे (भक्तम्) जरेथे, गृध्रेव (अशनयार्दितौ पक्षिणौ) वृक्षं (उप ड्यंते तथा युवां) निधिमन्त अच्छ आ पततः। विदथे उक्थशासा ब्रह्माणेव अथवा जन्या दूतेव स्तः, युवामेव पुरुत्रा हव्या (भवथः)।

२ रथ्या वीरेव प्रातर्यावाणा, अजा इव (युवां) यमा वरम् आसचेथे। तन्वा शुभमाने मेने इव युवयो मेने शुभमाने भवथः, दपतीव युवां क्रतुविदौत जनेषु (प्रसिद्धौ)।

(બીજના ચંદ્રની) શૃંગો જેમ અગાારા તરફ વળે છે તે પ્રમાણે તમે પ્રથમ અમારાકને આવો. પુરવેગે તાડતાડ દોડનાર ખરી (તમને હોય) તે પ્રમાણે ત્વરાથી અમારાકને આવો. હે તેજોમય વિભુતી, હે પરાક્રમી દેવ, તમો બંન્ને ચક્રવાક પક્ષિપ્રમાણે કિંવા પ્રબળ યોધ્ધ પ્રમાણે દરરોજ પ્રાતઃકાળે અમારા તરફ આગમન કરો. ૩

નૌકા જેમ પેલેપાર પહોંચાડે છે તે પ્રમાણે અમને દુઃખનો પાર ઉતારો, બંન્ને બ જુના ધોંસરા બંન્ને (પૈડાનાં) આડા (એ સર્વ સાબુત હોય એવા રથ) પ્રમાણે અમને (સંકટની) પાર લઇ જાઓ. તમારી કોઇપણ પ્રકારે કદી હાનિ થવ નો સંભવજ નથી ત્યારે નિમક હલાલ કુતરા પ્રમાણે (જાગતા રહીને) અમારો બચાવ કરો અને (શારિરીક ને માનસિક) દુબળાથી અમારૂં બખતર પ્રમાણે રક્ષણ કરો. ૪

તમે વાયુ પ્રમાણે કદીપણ ક્ષીણ ન થનાર છો. નદીઓ પ્રમાણે તમારી પણ ગતિ અતિ શીઘ્ર હોઇને જોવાની રહિતવાળા નેત્રો પ્રમાણે તમારી જોડી અખંડિત છે. તો તમે (કૃપા કરીને) અમારાકને આવો. શરીરને જેમ હાથ પગ તેમ તમે અમારી પરાકાષ્ટાનાં સુખકારક તો અત્યંત અભિલાષણીય એવી જે સંપતિ છે ત્યાંજ અમને લઇ જાઓ. ૫ (૪)

અમારા મોઢાના હોઠ અમારા સારૂ (જેમ મધુર બોલે છે) તે પ્રમાણે તમે પણ અમારા સાથે મધુર વચનો બોલો, ને અમે આનંદથી આયુષ્ય ગાળીએ તે માટે (માતાના) બે સ્તન પ્રમાણે અમને (આનંદરૂપ દુગ્ધ) પાઓ. શરીરને જેમ નાક તે પ્રમાણે અમારૂં રક્ષણ કરવામાં તમે અગ્રેસર છો તો અમારાજ કાન જેમ અમારા શબ્દો સાંભળે તે પ્રમાણે અમારા કાલાવાલા ઉત્તમ રીતે તમે સાંભળી લો. ૬

---

३ (शशि) शृंगेव प्रथमा नः अर्वाक् आ गन्तम्, शफाविव तरोभिः जर्भुराणा आगत । हे उस्रा हे शका, चक्रवाकाविव, अथवा रथ्याविव प्रतिवस्तोः अर्वाञ्चा यातम् ।

४ नावेव नः पारयतं, (अनमस्य रथस्य) युगेव, नभ्येव, उपधीव, प्रधीव नः पारयतम् । अरिषण्या युवां श्वानेव नः तनूनां पातम्, भृगलेव अस्मान् विस्रसः पातम् ।

५ युवां वातेव ऋजुर्या, नद्येव रीतिः, चक्षुषा अक्षी इव अर्वाक् आ यातम् ॥ हस्ताविव तन्वे शंभविष्ठा युवां, पदेव नः वस्यः अच्छ नयतम् ।

६ ओष्ठाविव मधु वदन्ता (भवतः) स्तनाविव जीवसे नः पिप्यतम् । नासेव नः तन्वः रक्षितारा (भवतः), कर्णाविव च अस्मे सुश्रुता भूतम् ।

તમેજ-અમારા હાથ હો તે પ્રમાણે અમને ઉત્કૃષ્ટ પ્રતીનું સામર્થ્ય આપો, વાળેલા સુકાનપાન પ્રમાણે અમારા પાતકો ઉડાડી પાર કરો. હે અશ્વીદેવ અમારી સ્તવન વાણી તમારામાં જડેલો છે. તો પથરીપર છરાને તેજ કરવો તે પ્રમાણે તે સ્તવન વાણીને તીક્ષ્ણતા લાવીને તેમને કાર્યક્ષમ બનાવો. ૭

હે અશ્વીદેવ, તમારો મહિમા વધારનારી, તમને અતિ આનંદ ઉત્પન્ન કરનાર પ્રાર્થના સ્તોત્રો અને સુયુસ કીર્તન તે અમે ગૃત્સમદે કર્યા છે, તો હે વીર, તે સ્તોત્રોવડે પ્રસન્ન થઈને અહીં આવો ને અમને અમારા શુરા મિત્રોસહવર્તમાન યજ્ઞ સભામાં તમારો મહદ્યશ ગાવા દો. ૮ (૫)

## સૂક્ત ૪૦.

॥ ऋषि-गृत्समद । देवता-सोमापूषण ॥

હે સોમા, હે સૃષ્ટિ પોષક દેવ, દિવ્ય ઐશ્વર્યના જનક તમે, આકાશના જનક તમે અને આ પૃથ્વીના પણ વળી જનક તમેજ છો. સર્વ ભુવનોના પ્રતિપાળક એવાજ તમે (એકદમ) પ્રગટ થયાં અને અમરતાનું સર્વસ્વ તમે છો એવો પડ દેવતાઓએ પુરાવો આપ્યો છે. ૧

આ બંન્નો દેવ પ્રગટ થતાંની ક્ષણે સર્વ દેવતાઓને સમાધાનજ લાગ્યું. કારણ કે કોઈને પણ ન ગમનાર એવો (જે દુઃખ ને અજ્ઞાન એનો) અંધકાર તેનો તેમણે તદ્દન નાશ કરી નાંખ્યો. સોમ અને પૂષા રૂપ ધેનુની ઉમર જો કે પુરી થઈ ન હોતી તો પણ તેમના ઠેકાણે સોમ અને પૂષા એમના કાર્ય સારૂ ઈદ્રિ શુભ્ર પ્રકાશરૂપ પક્વ દુગ્ધ ઉત્પન્ન કીધું ૨

---

७ न हस्तेव न शक्तिम् अभि सदद्री (भवत), क्षामेव न रजांसि क्षमजतम्। हे अश्विना, इमा गिर. युष्मयन्ती क्ष्मान्नेण स्वधितिम् इव सम् शिशितम्।

८ हे अश्विना यानि एनानि वा वर्धनानि, ब्रह्म (वा) स्तोम वा गृत्समदास अक्रन्। हे नरा तानि जुजुषाणा यात (येन) सुवीरा वय विदथे बृहत् वदेम।

१ हे सोमा पूषणा, युवा रयीणा जनना, दिवो जनना, पृथिव्याश्च जनना (भवथ)। युवां जातौ एव विश्वस्य भुवनस्य गोपौ, देवा अपि युवा अमृतस्य नाभिम् अकृण्वन्।

२ इमौ देवौ जायमानौ (दृष्ट्वा, देवा.) जुषन्त, यत: इमौ अजुष्टा तमांसि गूहताम्। आभ्यां सोमापूषभ्याम्, इन्द्र. आमास्वपि उस्रियासु अन्त पक्व (प्रकाश दुग्धम्) जनत्।

હે સોમા, હે પોષક દેવ, આવડું રજો લોક પણ તેનું મોજમાપ સહજ લે એવા પ્રકારનો તમારો રથ હોઇને તેને સાત પૈડાં છે. સંપુર્ણ વિશ્વ સુધ્ધાં તેનું આકલન કરી શકતું નથી, જોઇએ તે ઠામે તેને સંચાર કરતાં આવડે છે, અને સંકલ્પ કરતાંના બરોબર તે જોડાઈ જાય છે તો હે વીર શ્રેષ્ટ દેવો, કિરણરૂપ પાંચ લગામોનો તમારો તે રથ તમે હવે પુરપાટ છોડો. ૩

તમો બંન્નો પૈકી એકનું નિવાસ સ્થાન ઉચ્ચ એવા આકાશ લોકમાં હોઇને બીજાનું વાસ્તવ્ય પૃથ્વી અને અંતરાળ પ્રદેશ એ બંન્ને મધ્યે છે, તો સર્વેનેજ જે પ્રિય લાગે છે તે સર્વ સામર્થ્ય જેમાં એકઠું થાય છે એવો જે ઐશ્વર્યનો ઉત્કર્ષ તે હે ઉભયતાં દેવ અમને પ્રાપ્ત કરી આપી અમારા ( વંશ ) માં કુલદીપક પુરૂષ ઉત્પન્ન કરો. ૪

તમો પૈકી એકે સર્વ ભુવનો પ્રગટ કીધાં અને બીજો સર્વ વિશ્વનું નિરીક્ષણ કરતો કરતો સંચાર કરે છે. તો હે સોમા, હે પૂષા મારી ધ્યાનોપાસનાતરફ, કૃપા દૃષ્ટી વડે જુઓ એટલે તમો બંન્નોની કૃપાવડે અમે ( દુર્જનોની ) એકંદર સૈન્યાનો તદન નાશ કરી નાંખીએ. ૫

યચ્ચાવત વિશ્વનું આક્રમણ કરનાર, આ સર્વ પોષક પૂષા દેવ અમારા એકાગ્ર ધ્યાનને પ્રેરણા કરો; ને દિવ્ય ઐશ્વર્યનો પ્રભુ સોમ એ અમને તે શ્રેષ્ટ ઐશ્વર્ય પ્રાપ્ત કરી આપો. સર્વાંગ પરિપૂર્ણ એવી અચ્છીન્નત અમારૂં રક્ષણ કરો અને અમારા શૂરા મિત્રોસહવતમાન યજ્ઞ સભામધ્યે ( દેવનો ) મહદ્યશનું વર્ણન કરતા રહીને એમ કરો. ૬ (૬)

---

३ हे सोमापूषणा, हे वृषणा, युवयो., रजस: विमानम्, सप्तचक्र, अविश्वमिन्वम्, विषूवृतम्, मनसा युज्यमानम् तम् पञ्चरश्मिं, रथम् जिन्वथः ।

४ युवयोः अन्यः उच्चा दिवि सदनम् चक्रे, अन्य पृथिव्याम् अन्तरिक्षे च अधि (चक्रे)। तौ युवा अस्मभ्य पुरुवारम् पुरुक्षुम् रायस्पोष ( धत्ताम् ), अस्मे नाभिम् च दिष्य तम् ।

५ युवयोः अन्यः विश्वानि भुवनानि जजानं, अन्य विश्व अभिचक्षण एति । हे सोमापूषणौ मे धियम् अवतम् येन युवभ्याम् विश्वाः पृतना. जयेम ।

६ विश्वमिन्वः पूषा धियं जिन्वतु, रयिपतिः सोम. रयिं दधातु । अनर्वा अदिति देवी अवतु, येन सुवीराः वय बृहत् वदेम ।

## સૂક્ત ૪૧.

॥ ऋषि-गृत्समद । देवता-वायु ॥

હે વાયુદેવ તારા જે હજારો અત્યંત વેગવાન્ રથ છે તેમને નિયુત નામના ઘોડા જોડીને સોમરસનો આસ્વાદ લેવા સારૂ અમારા કને આવ. ૧

હે વાયુદેવ, ( લક્ષાવધી ગાઉ દોડનાર ) તારા નિયુત નામના ઘોડા જોડીને તું આવજ; જો, આ તને અર્પણ કીધો છે. અને સોમરસ અર્પણ કરનારા ભક્તના ઘેર તું જાય છે જ. ૨.

આ શુભ્ર તેજસ્વી રસમાં આજ દહિં દુધ મિશ્ર કીધાં છે, તો હે ઇંદ્ર, હે વાયુ, વીરનાયક, તમારા 'નિયુત' ઘોડા જોડી ( યજ્ઞ મંડપમાં ) આવો ને સોમરસનો આસ્વાદ લો. ૩

હે મિત્રવરૂણ, હે સનાતન ધર્મનો ઉત્કર્ષ કરનારા દેવો, તમારા સારૂ આ સોમરસ ગળીને તૈયાર કીધો છે. તો હવે તો તમે મારી હાક સાંભળો. ૪

( ઇંદ્ર વાયુ ) આ દેવતાના રાજા ખરા પરંતુ દ્વેષ, મત્સર ઇત્યાદિ વિકારોની સ્પર્શ પણ તેમના ચિંતને કદી થતો નથી. અને અઢળ, અત્યુચ્ચ ને અસંખ્ય સ્થભો વડે જે સુશોભિત છે એવા પોતાના રાજમંદિરમાં તે વાસ કરે છે. ૫ (૭)

---

१ हे वायो ये ते सहस्रिणः रथास तेभि नियुत्वान् सोमपीतये आ गहि ।

२ हे वायो त्वं नियुत्वान् आ गहि, अयं ते शुक्रः रस अयामि । यतः त्वम् सुन्वतो गृहे गन्तासि एव ।

३ हे इन्द्रवायू, हे नरा, शुक्रा नियुत्वत (नियुज्य) आयातम्, शुक्रस्य गवाशिरः सोमस्य चाय पिबतम् ।

४ हे मित्रावरुणा, हे ऋता वृधा, अयं सोम. वां (अर्थे) सुत, तदिह मनेह हवं श्रुतम् ।

५ रा गच्छतौ अनभिद्रुहा, ध्रुवे उत्तमे सहस्रस्थूणे सदसि आसाते ।

. તે વિશ્વના સમ્રાટ છે તો પણ (ભકતોની) ઘૃતાહુતિનું પ્રેમથી સેવન કરે છે. જે જે ઉદાર છે તે મધ્યે સુદ્ધા આ આદિત્ય અત્યંત શ્રેષ્ટ હોઇને, જે ભકત તદન નિર્મળ મનનો હશે તેનીજ પાસે તેઓ નિરંતર રહે છે. ૬

હે સત્ય સ્વરૂપ અશ્વિદેવ, તમે પોતાના પ્રકાશયુકત ને વ્યાપક સામર્થ્ય સહિત ત્વરાએ અહિ આવો. હે રૂદ્રરૂપ દેવ આ અમારૂં યજ્ઞગૃહ તમારા સરખા વીરોએ રક્ષણ કરવાને સંપુર્ણ યોગ્ય એવુંજ છે. ૭

. હે પરાક્રમસંપન્ન અશ્વીદેવ, બહારથી (ઉઘાડી રીતે) અથવા અંદરથી (ગુપ્ત પણે) શત્રુત્વ કરનાર કોઈ પણ (દેવ) નિંદક માનવને જે ઐશ્વર્ય છીનવી લેતાં આવ કનાર નહિં. ૮

અને હે ધ્યાન ગમ્યઅશ્વીદેવ જે અત્યંત સ્પૃહણીય એવું સુખ આપે છે. તે અનુપમ સૌદર્યની કાંતિ જેમા સ્પષ્ટ દેખાય છે એવા પ્રકારનું ઐશ્વર્ય અમારા સારૂ લઇને આવો. ૯

કેટલું પણ ભયકર ને ધૈર્ય હડાવનાર સંકટ આવે (પણ) ઇંદ્ર તે ઉપકારી પાલ્યુજ એમ સમજવુ કારણ કે તે સર્વદ્રષ્ટા સર્વવ્યાપક ને અઢળ છે. १० (८)

(तौ) दाशुषवती आदित्या अनवह्वरम् एव (भर्ता) सचेथे।
६ ता सम्राजा घृतासुती...
... पोच।

...श्वना, गोमद् ... भुवना... जग... यु यातम्, दे स्रा नः वर्तिः सुपाणमेन।

...ना जयम। ... मर्त्ये रिपु आदधर्षद्।
...न नाधि अन्तर ...
... रयिपनि. सो...

...अ युवो नर शिवतम... स्पाम् परिवोभिरम् रयिं न आ वोन्दम्।

...धर्प बर व दि दिपा, विचर्पणि, च।

આવો આ ઈંદ્ર અમારાપર કૃપા કરો, એટલે પછી પાતક અમારી પુંઠે (કેટલું એ લાગ્યું તો પણ) અમને સ્પર્શ કરવાને તેની છાતી ચાલનાર નથી અને આગળ પણ અમારૂં સર્વતોપરિ કલ્યાણજ થશે. ૧૧

ઈંદ્ર આ અમને સર્વ બાજુએથી નિર્ભય કરો. (સજ્જનોના) શત્રુને સર્વ સાક્ષી દેવ, પાદાક્રાંત કરનાર તેજ છે. ૧૨

હે સકળ દેવ, અહીં આવો, અમારી આજીજી સાંભળી લો અને અહીં આ કુશાસનપર આરોહણ કરો. ૧૩

હે સકળ દેવ, આ કડક પરંતુ ઘણોજ મધુર આનંદવર્ધક ને સર્વેને અત્યંત પ્રિય એવો સોમરસ શુન હોત્રાના યજ્ઞ ગૃહમાં તમારાસારૂ સિદ્ધ કીધો છે, તે આ સોમરસ તમે ગ્રહણ કરો. ૧૪

હે સકળ દેવ, તમો સર્વેમાં વરિષ્ટ ઈંદ્ર છે (તેજ) સર્વપોષક અને અત્યંત ઉદાર એવો પૂષા (તમારા મધ્યે) છે. તમારા મધ્યે મરૂત પણ છેજ તો તમે સર્વે દેવો મારી હાંક મનમાં લાવો. ૧૫ (૯)

હે શ્રેષ્ટ માતા, હે શ્રેષ્ટ નદી, હે શ્રેષ્ટ દેવી સરસ્વતિ, અમે લગભગ ખૂણામાં પડ્યા સરખાં થયાં છીએ, તો હે માતા, તું અમારી પ્રખ્યાતિ કર. ૧૬

---

११ इन्द्रश्च नः सुळयाति, (तेन) अघं पश्चात् नः न नशत् अरर च पुरः भद्रं भवाति (एव) नः ।

१२ इन्द्रः सर्वाभ्यः आशाभ्यः परि अस्माकं अभयं करतु, स हि शत्रून् जेता विचर्षणिः च ।

१३ हे विश्वेदवासः आगत, मे इमं हवं शृणुत । इदम् बर्हिः आ निषीदत ।

१४ अयं सोमः तीव्रोपि मधुमान् मत्सरश्च, एतं काम्यं (अन्धः) अस्मासु शुनहोत्रेषु (प्रथमाः यूयं) पिबत ।

१५ हे इन्द्रज्येष्ठा, मरुद्गणाः, पूषरातयः विश्वे देवासः मे हवम् श्रुत ।

१६ हे अम्बितमे, नदितमे, देवितमे, सरस्वति, अप्रशस्ताः इव स्मसि, हे अम्ब नः प्रशस्तिम् कृधि ।

. તે વિશ્વના સમ્રાટ છે તો પણ (ભક્તોની) ઘૃતાહુતિનું પ્રેમથી સેવન કરે છે. જે જે ઉદાર છે તે મધ્યે સુદ્ધાં આ આદિત્ય અત્યંત શ્રેષ્ટ હોઇને;જે ભક્ત વદન નિર્મળ મનનો હશે તેનીજ પાસે તેઓ નિરંતર રહે છે. ૬

હે સત્ય સ્વરૂપ અશ્વિદેવ, તમે પોતાના પ્રકાશયુક્ત ને વ્યાપક સામર્થ્ય સહિત ત્વરાએ અહિં આવો. હે રૂદ્રરૂપ દેવ આ અમારૂં યજ્ઞગૃહ તમારા સરખા વીરોએ રક્ષણ કરવાને સંપુર્ણ યોગ્ય એવુંજ છે. ૭

. હે પરાક્રમસંપન્ન અશ્વીદેવ, બહારથી (ઉઘાડી રીતે) અથવા અંદરથી (ગુપ્ત પણે) શત્રુત્વ કરનાર કોઈ પણ (દેવ) નિંદક માનવને જે ઐશ્વર્ય છીનવી લેતાં આવડનાર નહિં. ૮

અને હે ધ્યાન ગમ્યઅશ્વીદેવ જે અત્યંત સ્પૃહણીય એવું સુખ આપે છે ને અનુપમ સૌંદર્યની કાંતિ જેમાં સ્પષ્ટ દેખાય છે એવા પ્રકારનું ઐશ્વર્ય અમારા સારૂ લઇને આવો. ૯

કેટલું પણ ભયંકર ને ધૈર્ય હઠાવનાર સંકટ આવે (પણ) ઇંદ્ર તે ઉથલાવી પાડ્યુંજ એમ સમજવું કારણ કે તે સર્વદ્રષ્ટા સર્વવ્યાપક ને અઢળ છે. ૧૦ (૮)

---

६ ता सम्राजा घृतासुती, (तौ) दानुनस्पती आदित्या अनवह्वरम् एव (भक्तं) सचेथे ।

७ हे नृसत्या अश्विना, गोमत् अश्ववत् सु यातम्, हे रुद्रा नः वर्तिः नृपाय्यमेव ।

८ हे वृषण्वसू यत् न परः नापि अन्तरः दुध्रयः मर्त्यः रिपुः आदधर्षत् ।

९ हे धिष्ण्या अश्विना ता युवां तत् चित्रतमम् वरिवोविदम् रयिं न आ वोळ्हम् ।

१० इन्द्रः अग महद्भिः सन अयम् अप चु च्यवत्, यतः स हि स्थिरः विचर्षणिः च ।

એવો આ ઈંદ્ર અમારાપર કૃપા કરો, એટલે પછી પાતક અમારી પુંઠે (કેટલું એ લાગ્યું તો પણ) અમને સ્પર્શ કરવાને તેની છાતી ચાલનાર નથી અને આગળ પણ અમારૂં સર્વતોપરિ કલ્યાણજ થશે. ૧૧

ઈંદ્ર આ અમને સર્વ બાજુએથી નિર્ભય કરો. (સજ્જનોના) શત્રુને સર્વ સાક્ષી દેવ, પાદાક્રાંત કરનાર તેજ છે. ૧૨

હે સકળ દેવ, અહીં આવો, અમારી આજીજી સાંભળી લો અને અહીં આ કુશાસનપર આરોહણ કરો. ૧૩

હે સકળ દેવ, આ કડક પરંતુ ઘણોજ મધુર આનંદવર્ધક ને સર્વેને અત્યંત પ્રિય એવો સોમરસ શુન હોત્રાના યજ્ઞ ગૃહમાં તમારાસારૂ સિદ્ધ કીધો છે, તે આ સોમરસ તમે ગ્રહણ કરો. ૧૪

હે સકળ દેવ, તમો સર્વેમાં વરિષ્ટ ઈંદ્ર છે (તેજ) સર્વપોષક અને અત્યંત ઉદાર એવો પૂષા (તમારા મધ્યે) છે. તમારા મધ્યે મરૂત પણ છેજ તો તમે સર્વે દેવો મારી હાંક મનમાં લાવો. ૧૫ (૯)

હે શ્રેષ્ટ માતા, હે શ્રેષ્ટ નદી, હે શ્રેષ્ટ દેવી સરસ્વતિ, અમે લગભગ ખૂણામાં પડ્યા સરખાં થયાં છીએ, તો હે માતા, તું અમારી પ્રખ્યાતિ કર. ૧૬

---

११ इन्द्रश्च नः मृळयाति, (तेन) अघं पश्चात् नः न नशत्, अपरं च पुरः भद्रं भवाति (एव) न।

१२ इन्द्रः सर्वाभ्यः आशाभ्यः परि अस्माकं अभयं करत्, स हि शत्रून् जेता विचर्षणिः च।

१३ हे विश्वेदेवासः आगत, मे इमं हवं शृणुत। इदम् बर्हिः आ निषीदत।

१४ अयं सोमः तीव्रोऽपि मधुमान् मदकरश्च, एतं शुन्ध्य (अन्ध.) अस्माकं शुनहोत्रेषु (प्रकाशाः यूय) पिबत।

१५ हे इन्द्रज्येष्ठा, मरुद्गणाः, पूषरातयः विश्वे देवासः मे हवम् शृणुत।

१६ हे अम्बितमे, नदितमे, देवितमे, सरस्वति, अप्रशस्ता इव स्मसि, हे अम्ब नः प्रशस्तिम् कृधि।

હે સરસ્વતિ તું શ્રેષ્ટ દેવી (ની ઈચ્છા) પર સર્વેનાંજ આયુષ્ય અવલંબેલા છે, તો અમ શુન હોત્રનાં ઘેર આવીને તું સંતુષ્ટ થા અને અમને પુત્રપૌત્ર અને આશ્રિત જન એ આપવાની કૃપા કર. १७

હે સત્વ સામર્થ્ય સંપન્ન, હે સત્ય ધર્મ સ્વરૂપ સરસ્વતિ, દેવોને ગમનાર ને મન પુર્વક બોલેલાં એવા જે આ સ્તોત્રને અમે ગૃત્સમદે તને અર્પણ કીધાં છે તે સ્તોત્રો, તે પ્રાર્થના, તું મનમાં લાવીને પ્રસન્ન થા. १८

યજ્ઞની ઉન્નતિ કરનાર તમો બંન્નો અહીંઆ અવશ્ય આવો એવી, દેવોને હવિ પહોંચાડનાર જે અગ્નિદેવ, તેની પ્રાર્થના અમે કરીએ છીએ. १९

અમારો હેતુ સાધ્ય કરી દેનાર ને સ્વર્ગપર્યંત જઇ ભીડનારો એવો આ અમારો યજ્ઞ દ્યાવા પૃથ્વિ આ દેવોને સમર્પણ કરો. २०

જેના મનમાં દ્વેષ ઇત્યાદિ વિકાર કદી પણ વસતાં નથી એવા હે સર્વ યજ્ઞાર્હદેવ, આજ અહીં સોમરસ પ્રાશન કરવાસારૂ તમારા તદન સન્નિધ આવી બેસો. २१ (१०)

---

१७ हे सरस्वति, विश्वा आयुंषि त्वे (एव) श्रिता, (अतः) हे देवि शुनहोत्रेषु मत्स्व, प्रजाम् च नः दिदिड्ढि ।

१८ हे वाजिनीवति, ऋतावरि, सरस्वति, गृत्समदाः या इमा देवेषु प्रिया ब्रह्म मन्म च ते जुह्वति (ता ब्रह्माणि) जुषस्व ।

१९ यज्ञस्य शम्भुवा युवाम् प्र इताम् युवाम् हव्यवाहनम् अग्निं च इत् आवृणीमहे ।

२० द्यावा पृथिवी इम शिवम् दिविस्पृशम् यज्ञम् देवेषु यच्छताम् ।

२१ हे अद्रुहा, हे यज्ञिया देवाः अद्य सोमपीतये, वाम् उपस्थम् आ सादन्तु ।

## સૂક્ત ૪૨.

॥ ऋषि-गृत्समद । देवता-कपिंजल ॥

વારંવાર સુસ્વર અવાજ કાઢીને તમો કેવડી ઉતમ જાતિના પક્ષી છો એ ઉપરનું ઉપર કહેવા સારૂજ ( કે શું ) આ કપિંજલ પક્ષી, સુકાનવડે નૌકા બેધડક વ્યવસ્થિત હંકારવી તે પ્રમાણે પોતાનો મધુર કંઠ વદન ઉઘાડો મુકી દે છે. તો હે પક્ષિશ્રેષ્ટા તું અમને મંગળ શુકન કર. ગુપ્ત કિંવા ઉઘાડો એવું કોઈ પણ સંકટ તારાપર કદીએ આવનાર નથી. ૧

સિંચાણો કિંવા ગરૂડપક્ષી એ તારો ઘાત ન કરો. ધનુષ્યબાણ હાથમાં ધરેલા તિરંદાજ પારધિથી સુધ્ધાં તને યતિકંચિત ધક્કો લાગો નહિ. તું પિતૃ દિશાની તરફ પુનઃપુનઃ શબ્દો કરીને અમને મંગળ ને કલ્યાણપ્રદ એવા સુવર્તમાનનું કથન કર. ૨

હે કપિંજલ પક્ષિ, તું મંગળ ને કલ્યાણપ્રદ સુવર્તમાન લાવે છે તો ( ભકતજનોના ) ઘરની જમણી બાજુએ પોતાના શબ્દો કર. ચોર અને ઘોર પાતકી એમનું ઉપરીપણું અમારાપર કદી પણ ન થાઓ. અને અમે અમારા શૂર વીરો સહવર્તમાન યજ્ઞ સભા મધ્યેં ( દેવોના ) મહયશ ગાતાં રહીએ એમ થાઓ. ૩ (૧૧)

---

१ (अयं कपिंजलः) कनिक्रदत् स्व जनुष प्रब्रुवाणः अरितेव नाव, वाचम् इयर्ति । हे शकुने, सुमंगलः भवासि, क्वचित् विश्वया अभिभा त्वा मा विदत् ।

२ श्येनः त्वा मा उत् वधीत्, मा सुपर्णः घोरः अस्ता इषुमान् च त्वा मा विदत् । पित्र्यां प्रदिशम् अनु कनि क्रदत् त्वम् सुमंगलः भद्रवादी इह वद ।

३ हे शकुन्ते, त्वं (अस्माकं) गृहाणां दक्षिणतः सुमंगलः भद्रवादी अव क्रन्द । स्तेनः नः मा ईशत, अघशंसोऽपि मा, येन सुवीराः सन्तः विदथे बृहत् वदेम ।

सूक्त ४३.

॥ ऋषि–गृत्समद । देवता–कपिंजल ॥

કપિંજલ પક્ષિ એજ કોઈ કવિ, તારુણ્યનો આલાપ કાઢીને યોગ્ય કાળે દક્ષિણ દિશા તરફ સુસ્વર ગાન કરતાં હોય છે. સામ ગાયનમાં પ્રવીણ એવા ગવૈયા પ્રમાણે તે બંન્ને પ્રકારની ધ્વનિ કાઢે છે. ગાયત્ર અને ત્રૈષ્ટુભ આ બંન્ને પ્રકારની બહારની લીટીઓ તે માટે છે. ૧

હે કપિંજલ, સામ ગાયનમાં પ્રવીણ એવા ઉદ્ગાતા પ્રમાણે તું સામ ગાયન ગાએ છે. બ્રહ્મપુત્ર એ નામના ઋત્વિજ પ્રમાણે સવનને પ્રસંગે તું (દેવોના) ગુણસંકીર્તન કરે છે. તારી બાલ્યાવસ્થા હોઇને પણ (એકાદો) વીર્યશાલી યોધ્ધો જે પ્રમાણે પરાક્રમ બતાવે છે તે પ્રમાણે હે પક્ષિ સર્વ બાજુથી અમારાસારૂ મંગળ શબ્દ કર. હે પક્ષિ તું સર્વ બાજુથી શુભપ્રદ અને મધુર એવો આલાપ કાઢ. ૨

હે પક્ષિ, તું બોલે ત્યારે કલ્યાણસૂચક એવોજ સાદ કાઢ, સ્તબ્ધ બેઠેલો હોય ત્યારે અમારૂં શુભચિંતન કરતો જા અને ઉડતો હોય ત્યારે કર્કરિ એ વાજીંત્રપ્રમાણે મંજુળ ધ્વનિ કર, અને અમારા શુરવીર મિત્રો સહવર્તમાન યજ્ઞ સભામાં (દેવોનો) મહયશ ગાતાં રહીએ એવી પ્રાર્થના કર. ૩ (૧૨) (૪) (૨)

---

१ शकुनयः एव कारवः ऋतुथा वयः वदन्त, प्रदक्षिणित् अभि गृणन्ति। (अयं) सामगा इव उभौ वाचौ वदति, गायत्रं त्रैष्टुभं च अनु राजति।

२ हे शकुने त्वं उद्गातेव साम गायसि, ब्रह्मपुत्रः इव सवनेषु शंससि। शिशुमती अपीत्य अपि त्वं वृषा वाजीव सर्वतः नः भद्रम् आ वद, हे शकुने विश्वतः नः पुण्यम् आ वद।

३ हे शकुने त्वम् आवदन् (नः) भद्रम् आ वद तूष्णीम् आसीनः नः सुमतिम् चिकिद्धि। यत् उत्पतन् वदसि यथा कर्करिः (तथा मंजु वद आघाटण यत्) सुवीराः वयं विदथे बृहत् वदेम।

॥ इति चतुर्थोऽनुवाकः । द्वितीयं मंडलं समाप्तम् ॥



# મંડલ ૩.

## અનુવાક ૧.

### સૂક્ત ૧.

॥ ऋषि-विश्वामित्र । देवता-अग्नि ॥

હે અગ્નિ, આ યજ્ઞ મંદિરમાં યજન કરવા સારૂ તેં મનેજ પુરોહિત કર્યો છે, તો હવે આ સોમયાગમાં જોઈતું ( સર્વ ) કતૃત્વ મારા અંગમાં લાવ. ( આ જો, ) દેવલોકપર્યંત પણ તારો પ્રકાશ જઈ અટક્યો છે અને મેં પણ સોમરસ કાઢવાના પાષાણ એકત્ર મેળવી શ્રમ જાતે લીધો છે, તો હે અગ્નિ, તું હવે તો પ્રસન્ન થા. ૧

અમે આ યજ્ઞ બહુતેક પૂર્ણ કીધોજ છે હવે સ્તોત્રસંકીર્તન મનોયુક્ત થવા દો. પ્રણિપાત-પુર્વક સમિધા અર્પણ કરીને ( ઋત્વિજેપણ ) અગ્નિની ઉપાસના કીધીજ છે આ ઉપાસના માર્ગ જ્ઞાની ઋષિમંડળને ( દેવે ) ઠેઠ સ્વર્ગલોકથી ( આવીને ) શીખવ્યો અને ( ભક્તોને ) બાહુકરાક્તિ ને સામર્થ્ય પ્રાપ્ત થાય માટે આ યજ્ઞમાર્ગ આબાદ દશામાં આણ્યો. ૨

અગ્નિ આ ઘણો પ્રજ્ઞાવાન હોઇને સર્વ પવિત્ર કાર્યોમાં તેનો આધાર હોય છે. સ્વર્ગ ને પૃથિવી ઉત્પન્ન થઈ તે દહાડાથી તેના રક્ષણકર્તા તેજ હોઇને ( સર્વ વિશ્વનું ) કલ્યાણ તેને પોતાના હાથમાં રાખ્યું છે. એવો આ જોવાલાયક અગ્નિ ( દિવ્ય ) ઉદકમાં પોતાની ભગિની ( તુલ્ય એવા સ્વર્ગની નદીઓ )ના કાર્યમાં નિમગ્ન હતો ત્યારે તેને દેવોએ આપણો એવો કરી લીધો. ૩

---

१ हे अग्ने, (यद् त्वम्) विदथे यजध्यै (मां) वह्निम् चकर्थ (तद्) सोमस्य तवसं मां वक्षि । (देवाः ते) देवान् अच्छ दीद्यत्, अद्रिं युञ्जे, शमाये, (तद्) हे अग्ने जुषस्व ।

२ यज्ञं प्राञ्चम् चकृम. (तद्) गीः वर्धताम्. (ऋत्विजोऽपि) अग्निम् समिद्भिः नमसा च दुवस्यन् । (उपदेष्टारो देवाः) दिवः कवीनां विदथा शशासुः (तथा च) गृत्साय तवसे चित् गातुम् ईषुः ।

३ मेधिरः पूतदक्षः दिवः पृथिव्याः जनुषा सुबन्धुः (एतादृशो) अग्निः मयः दधे । (तथैतम्) दर्शतम् अग्निम् अप्सु अन्तः स्वसॄणाम् अपसि (वर्तमानं) देवाः अविन्दन् ।

તે મહાભાગ, શુભ્રવર્ણ, પરંતુ પોતાના મોટપણના દમામમાં આરક્ત વર્ણ થનારો અગ્નિ પ્રગટ થતાંજ તેને સાત મહા નદીઓએ વધાર્યો. નુતન જન્મેલા બાળકને જઇએ તેપ્રમાણે તે વિશ્વસંચારી દેવ અગ્નિને દોડનોજ ગયો પરંતુ તેના આવિર્ભાવ તરફ દેખીને તેણે મોંમાં આંગળીઓ ઘાલી. ૪

તે પોતાના શુભ્રવર્ણ તેજવડે સર્વ અંતરિક્ષ લોક કેવું તદન ઓતપ્રોત ભરી નાંખે છે અને પોતાની પવિત્ર ( દિવ્ય ) પ્રતિભાવડે ભક્તની ઉપાસનાને ( ને કવીની કાવ્ય સ્ફુર્તિને ) પાવન કરે છે. પ્રકાશરૂપ વસ્ત્ર પરિધાન કરનાર ને સર્વ વિશ્વનું આયુષ્યજ એવો આ અગ્નિદેવ પોતાની વિશાળ અને સર્વોત્કૃષ્ટ એવો પરાક્રમશ્રીનું દર્શન ( ભકતોને ) ક્રમે ક્રમે કરાવે છે. ૫

જે કદીપણ કંઇ ખાતા નથી, તથાપિ તેમને કોઇ બીવડાવીને કહે તો તે પણ શકય નથી; જે કોઇ પણ વસ્ત્ર પહેરતા નથી તથાપિ તે એટલે નગ્ન હોય છે એમ પણ નથી, જે પુરાતન હોઇને પણ અત્યંત તરૂણ છે એવી તે આકાશ કન્યકા, મહાનદીઓ, તેમાં અગ્નિએ પ્રવેશ કીધો, ત્યારે એકજ સ્થાનમાંથી ઉત્પન્ન થયેલી તે સાત નદીઓએ મળીને એકજ ગર્ભ ધારણ કીધો. ૬

ધૃત પ્રમાણે, ઓજસ્વી એવી ઉદક વૃષ્ટિ જ્યાં થાય છે, અથવા મધુર જળની ધાર જ્યાંથી ફુટે છે, તે ઠેકાણા પર્યંત ( એટલે સ્વર્ગલોક પર્યંત ) સુદ્ધાં આ અગ્નિના એકત્ર મળેલાં નાના પ્રકારના કિરણોનો કલાપ જઈ પસર્યો છે ( દુગ્ધથી ) જેનું પયસ્થાન તડાતુંબ ભરી રહેલું છે એવી ધેનુઓ ત્યાં હોય છે, અને આ અદભુત કર્મકારી અગ્નિના મોટા માતપિતાએ ત્યાંજ હોય છે. ૭

હે સામર્થ્યપુત્ર અગ્નિદેવ, તારૂં સંવધન થતું હોય ત્યારે તું શુભ્રતેજસ્ક, ભયાનક પરંતુ આશ્ચર્યકારક એવી કાંતિ ધારણ કરી સુપ્રકાશિત થયો. ( માટે ) જે જે ઠેકાણે ( ભકતોના ) પ્રતિભાસંપન્ન કાવ્યોથી આ વીરશ્રેષ્ટ ( અગ્નિ ) પ્રમુદિત થયો તે તે ઠેકાણે ધૃત પ્રમાણે ઓજસ્વી ને અમૃત પ્રમાણે મધુર એવી જળ ધારાનું વરસવું ચાલુ થાય છે. ૮

---

४ तम् सुभग, ( आदौ ) श्वेतम् ( परन्तु ) महित्वा अरुष जज्ञानम् तम् सप्त यह्वी अवर्धयन्। अश्वाः देवाः जात शिशु न अग्निम् अभ्यायुः ( पर च ते ) अग्निम् जनिमन् वपुष्यन्।

५ शुक्रेभि अंगै रज आततन्वान, पवित्रैः कविभिः क्रतु पुनान, शोचिर्वसानः, ( सर्वेषाम् ) आयुः च सः अग्नि स्वस्य अपाम् बृहतीः अनूनाः श्रियः परि मिमीते।

६ अनदती अपि अदभ्याः, अवसाना अपि अनग्नाः दिवः यह्वीः वव्राज अत्र सयोनी युवतय सप्त वाणीः एकम् गर्भम् दधिरे।

७ अस्य विश्वरूपा गरदता, घृतस्य योनौ मधूनां स्रवथे संकीर्णाः। अत्र ( दिव्या ) पिन्वमाना धेनव, दस्मस्य ( अग्नेः ) ऊर्मीचौ मही मातरा च अस्थुः।

८ हे सहसः सूनो बभ्राणः त्वम् शुक्र रन्धया वपूंषि दधानः वि अद्यौत्। इषा घ यत्र कान्येन वावृधे तत्र घृतस्य मधुनः च धारा श्चोतन्ति।

મનુષ્યનો પિતા જે દ્યુ તેનાં વક્ષસ્થળ મેઘાચ્છાદિત થાય છે તે અગ્નિએ પ્રગટ થતાંજ શોધી કાઢયું અને જળધારાની પ્રચંડ વૃષ્ટિ કરી મેઘગર્જનારૂપ આકાશવાણીને નીચે ભૂલોકમાં મોકલી દીધી. અગ્નિએ પોતાના જગત્ કલ્યાણકારો મિત્રોસાથે અદૃશ્યપણે સંચાર કરતો હોય છે ત્યારે તે કોઇને પણ જડતો નથી. પરંતુ સ્વર્લોકમાંની મહાનદીઓ સાથે વિહાર કરતો હોય ત્યારે માત્ર તે કદી પણ ગુપ્ત હોતો નથી. ૯

જગત્ પાળક અને જગત્ સ્રષ્ટા જે ઇશ્વર તેનો ( સૃષ્ટિરૂપ ) ગર્ભ અગ્નિએજ વધાર્યો અને (ઇશ્વરી શક્તિ ) જો કે અસંખ્ય છે તો પણ તેમના બન્ને સ્થનોમાંનું દુધ આ અગ્નિ એકલોજ પીએ છે. તો હે અગ્નિદેવ, જે આ બન્નેજણી પરસ્પર શોકયો હોઇને પણ પ્રેમાળ, પરોપકારી ને પ્રેમાળ એવી બેનો છે. તેમનું તું અમારા વીર્યશાળી અને શુધ્ધ ચૈતન્ય એવા યજમાનોમાટે સંરક્ષણ કર. ૧૦ (૧૪)

અમર્યાદ અને નિરાલંબ એવા આકાશમાં અગ્નિ નાનાથી મોટો થયો ને યશોમંડિત અને અપાર એવી આપો દેવીએજ તેને ઉછેર્યો માટે તે પરસ્પરની બેનને આપ્ત જે આપો-દેવી, તેનાં પારણામાં એટલે સત્યધર્મના ઉદ્‌ગમ સ્થાનમાં આ શાંતચિત્ત અગ્નિ સૂઇ રહ્યો. ૧૧

મોટાં મોટાં સૈન્યો એકમેકની સામે થઇને ઝુંજતા હોય ત્યારે, આ અત્યંત દર્શનીય ને તેજનો જાણે વરસાદજ વરસાવનાર એવો અગ્નિ એકાદા ભયંકર વીર પ્રમાણે ( ભક્તોની ) સહાય કરે છે. અગ્નિ એ આપો દેવીના ઉદરમાં બીજરૂપે રહે છે, પરંતુ તેજ વીરશ્રેષ્ઠ ને અવિરત સંચારી દેવ જગતના પિતા છે, ને ઉષઃકામનો શુભ્ર પ્રકાશ પણ તેણેજ ઉત્પન્ન કીધો છે. ૧૨

જે આ મનોહર અગ્નિ નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે ને જે આપોદેવીના ઉદરમાં સૂક્ષ્મરૂપે ગ્હેલો છે, તે આ અગ્નિને, વનસ્પતિમાં અત્યંત રમણીય અને ભાગ્યશાળીણી એવી જે અરણિ તેણે પ્રગટ કીધી અને તે પ્રગટ થતાંની સાથે દેવોએ પણ મનઃપુર્વક તેની પાસે જઇને તે સર્વતા પરિસ્તુત્ય અને પરાક્રમો અગ્નિની ઉપાસના કીધી. ૧૩

---

९ पितु चित् ( मेघाच्छादितं ) ऊधः जनुषा विवेद, अस्य च धाराः वि असृजत्, येनाथ वि असृजत्, । ( यदि ) शिवेभिः सखिभिः गुहा चरन्तम् ( कोपि न विवेद, परं ) दिवः यह्वीभिः चरति गुहा न बभूव ।

१० ( अयम् ) जगतः पितुः जनितुश्च ( विश्वात्मकं ) गर्भं बभ्रे, एकोपि सन् पीप्यानाः पूर्वीः ( शक्तीः ) अधयत् । हे अग्ने अस्मै वृष्णे शुचये ( यजमानाय, अस्य ) सुबन्धू मनुष्ये सपत्नी नि पाहि ।

११ उरौ अनिबाधे ( आकाशे ) महान् सः ववृधे, तम् अग्निम् यशसः पूर्वीः आपः ( अपि ) सं वर्धयामासुः । जामीनाम् स्वसॄणां उपसि ( नाम ) ऋतस्य योनौ ( अयं ) दमूनाः अग्निः अशयत् ।

१२ महीनां समिथे ( अयम् ) दिदृक्षेयः भार्जीकः अक्रः वव्रिः न । यः अपां गर्भः सन्नपि नृतमः यह्वः ( सः ) अग्निः जनिता, उस्रियाः स जजान ।

१३ विरूपं अपां दर्शतं गर्भं अग्निम्, ओषधीनां वना सुभगा च ( अरणिः ) जजान । जातम् तम् देवासः चित् मनसा स जग्मुः हि, स पनिष्ठ तवसं दुवस्यन् च ।

પોતાની તેજની ( પર્જન્ય પ્રમાણે ) ચારે તરફ વૃષ્ટિ કરનાર અગ્નિનીજ સેવામાં સર્વ નામાંકિત રશ્મિસમુહ તૈયાર થયો, તે રશ્મિસમૂહ એવો દેદીપ્યમાન કે જાણે કે ઝગઝગીત શુભ્ર વિદ્યુલ્લતાજ. આ ઉજ્વળ રશ્મિસમુહ અપાર અને અમર્યાદ એવા આકાશમાં અમૃતરૂપ દુગ્ધનું દોહન કરીને, ગુપ્તપણે વધ્યા પ્રમાણે એકદમ વિકસિત થયેલા અગ્નિની સેવામાં તત્પર થયો. ૧૪

તુજ પ્રીત્યર્થ યજ્ઞ કરનાર હું ઉપાસક તને હવિ અર્પણ કરીને તારૂં સ્તવન કરૂં છું. અત્યંત ઉત્સુકતાએ તારો પ્રેમ અને તારી દયાર્દ્ર બુધ્ધિ તેનીજ ભિક્ષા હું તારી પાસે માંગું છું. તો હે દેવા, તું પોતાની દિવ્ય વિભુતિ સહિત અમ સ્તોતૃ જનોપર તારો કૃપાનુગ્રહ કર, અને પોતાના દુર્નિવાર તેજોબળવડે અમારૂં સંરક્ષણ કર. ૧૫ (૧૫)

હે સન્માર્ગ દર્શક અગ્નિદેવા, અમે તારા સેવકો સર્વ પ્રકારના ઐશ્વર્યના ભાગ થાય અને કીર્તિપ્રદ એવાં જે જે સત્કૃત્યો વીર્યશાળી પણે સાધ્ય કરતાં આવડે છે એવા સત્કૃત્યોની લાલસાએ આગળ વધીને દેવદ્વેષી શત્રુઓની સેન્યાને ધુળધાણી કરી ઉડાવી દઇએ એમ કર ૧૬

હે અગ્નિ, તું દેવતાની ભવ્ય ધ્વજા છે તું આનંદમગ્ન હોઇને ( ભક્તોની ) સર્વ કાવ્યમય વૃત્તિ તું પ્રથમજ લાવે છે. તું પ્રશાંત ચિત્ત છે, અમ સરખા માનવોને ( આ જગતમાં ) બેસવાને સ્વતંત્ર જગ્યા તેંજ આપી છે, અને દેવોનું ( યજ્ઞ ) કાર્ય પેલેપાર કરીને રથારૂઢ થઇને તેમની વામેનેવામે તું જતો હોય છે. ૧૭

---

१४ भाऋजीकम् अग्निम् विद्युत न शुभ्राः वृदन्त मानव सचन्त इत्। (ते) उर्वे अपारे अमृत दुहाना. गूहेन त्वं सदसि अ त. (अपथेन) वृद्धम् अग्निम् (सचन्त)

१५ अहं यजमान त्वा हविर्भि. ईळे, (ते) मक्षि च सुमतिम् च निकामोदम्। (तद्) देवैः (आगत्य) जरित्रे अव स मिमीहि, दम्येभि अनीकै. च नः रक्ष।

१६ हे सुप्रणीते अग्ने (वयं) तव उपेतार. विश्वानि धन्या दधाना', सुरेतसा श्रवसा तुञ्जमानाः अदेवान् पृतनायून् अभिष्याम।

१७ हे अग्ने त्वम् देवानां केतु आ अभव', त्वं विश्वानि काव्यानि विद्वान (असि)। दमूनाः त्वं मर्तान् वर्ति अवासयः, रथिरः च (यज्ञ) साधन् देवान् अनु यासि।

મર્ત્ય ભકતનો આ અમર રાજા અગ્નિ યજ્ઞ સભામાંનો સર્વ કાર્યભાગ પુરો કરીને પોતાના સ્વગૃહે સ્વસ્થ બેઠેલો છે. જેની અંગકાંતિ ઘૃત પ્રમાણે ઉજ્વળ ને ( ભકતોના ) યચ્ચાવત સ્તોત્રો, કાંવ્યો; જેને પ્રથમજ કળેછે એવા આ અગ્નિનો પ્રકાશ ( જુઓ હવે કેવો ) આઘે દૂર પર્યંત પ્રસર્યો છે. ૧૮

તું પોતાના કલ્યાણપ્રદ એવા સ્નેહી પ્રેમે અમારાકને આવ. તું અત્યંત બળવાન માટે પોતાના બળિષ્ટ એવા સામર્થ્યસહ દોડનોજ અમારા તરફ આવ. સર્વ દુઃખમાંથી અમને પાર પાડીશ એવું શ્રેષ્ટ ઐશ્વર્ય અમને આપ, અને જેની જ્યાં ત્યાં સ્તુતિજ સાંભળવામાં આવે છે, ને જે હમેશાં યશસ્વીજ થાય છે એવું તારૂં સદ્ભાગ્ય અમને આપ. ૧૯

હે અગ્નિદેવ તારા પુરાંતન અવતારનું અને તારા ( હમેશાં થનારા ) નુતન અવતારનું જે જે વર્ણન મેં કીધું છે તે સનાતન દેવ, જે તું તે તારી પ્રીત્યર્થેજ કીધું છે. સર્વ વસ્તુમાત્રનું જ્ઞાન તને છે, કારણ કે પ્રત્યેક પ્રાણિના અંતઃકરણમાં જન્મોજન્મ તારીજ સ્થાપના થઇ છે. ૨૦

સકળ વસ્તુજાત જાણવામાં ને જેની સ્થાપના પ્રત્યેક જીવના હૃદયમાં થયેલી છે એવા અગ્નિને કૌશિક-કુળોત્પન્ન ઋષીએ સતત પ્રજ્વલિતજ રાખેલો છે. તો તે પરમ વંદ્ય અગ્નિના કૃપાછત્ર નીચે, તેના મંગળમય સૌજન્યના આશ્રયતળે અમે રહીએ એમ થાઓ. ૨૧

---

१८ (अय) मर्त्यानां अमृतो राजा विदथानि साधन् दुरोणे नि षसाद। घृत प्रतीकः सः विश्वानि काम्यानि विद्वान् अग्निः उर्विया वि अद्यौत्।

१९ त्व शिवेभिः सख्येभिः तः आगहि, महान् त्व महीभिः ऊतिभिः सरण्यन् (आगहि)। सम् तरन्तं बहुल रयिम् अस्मे (कृधि) सुवाच यशसं च भागम् नः कृधि।

२० हे अग्ने एता ते सनानि जनिम नूतनानि च जनिम ते पुर्व्याय (एव) प्रवोचम्।-इमा महान्ति सवना ते वृष्णे कृता (यतः) जातवेदाः त्वम् जन्मन् जन्मन् निहितः।

२१ जातवेदाः त्वम् जन्मन् जन्मन् निहितः विश्वा मित्रेभि अज्स्रः इध्यते। तस्य यज्ञियस्य सुमतौ, तस्य भद्रे सौमनसेच वयं अपि स्याम।

હે પ્રતાપશાળી અગ્નિ, હે પરમપ્રજ્ઞ દેવા, તું ઉદાર અંતઃકરણે આ અમારો યજ્ઞ દેવો પર્યંત પ્રવિષ્ટ કર. હે યજ્ઞસંપાદકા, તું અમને ઉત્કૃષ્ટ પ્રતીનો ચિતોત્સાહ આપે છે તો હે અગ્નિદેવ, શ્રેષ્ટ એવું સામર્થ્યધનનું કૃપા કરીને તું આ યજ્ઞના યોગે અમને દાન કર. '' ૨૨

હે અગ્નિદેવ, ધનધાન્ય દાલી ભુમિ અને અદભુત કૃત્ય લીન થયેલા, એવા, દિવ્યદાનની બક્ષિસ, મનોભાવથી તારી આજીજી કરનાર ભકતને સદૈવ સાધ્ય થાય એમ કર, અમારા પુત્રપોત્રએ અમારો વંશ વિસ્તાર કરનાર બનીને, હે અગ્નિદેવ, તારી જે અનુપમ કૃપા તે અમને પ્રાપ્ત થાય એમ કર ૨૩ (૧૬)

## સુક્ત ૨.

॥ ऋषि-विश्वामित्र । देवता-अग्नि ॥

અગ્નિ એ વિશ્વાનર એટલે સર્વજનોનો હિતકર્તા છે, સત્યધર્મની અભિવૃધ્ધિજ તેજ કરે છે, તો આ વિશ્વાનર અગ્નિસારૂ આપણે પવિત્ર ઘૃતાહુતિ સિદ્ધ કરીએ છીએ, તે પ્રમાણેજ ધ્યાનયોગ્ય એવું એક સ્તોત્ર પણ ગોઠવી રાખીએ. ( કારણ કે ) એકાદો યંત્ર કુશળ મનુષ્ય રથ ઝપાટાબંધ ચલાવે છે તે પ્રમાણે, ( દેવ અને માનવ એવા ) બંન્નેનોએ યજ્ઞ સંપાદક જે અગ્નિ તેના અમારા યજમાન અને ઋત્વિજ ( એ યજ્ઞમંદિર તરફ ) આવવાસારૂ ત્વરા કરે છે. ૧

પ્રગટ થતાંજ તેણે આકાશ ને પૃથ્વિ આ બંન્નોને પોતાની ઉજ્વળ કાંતિવડે સુપ્રકાશિત કીધાં ને જગતનાં જે માતપિતા તેમના આ પુત્રને ખરેખર ધન્ય છે એમ સર્વ પાસેથી કહેવડાવી લીધું. આ, હવિર્ભાગ જેનો તેને દેનારા અગ્નિને વૃદ્ધપણું કહેતાં કહીજ આવતું નથી. તે પ્રેમાળ અપરાજીત અને ભકત જનોનો પરોણો છે, પ્રકાશરૂપ સંપત્તિ તો તેની પાસે અપાર છે. ૨

---

२२ हे सहसावन् सुकतो, रराण. त्व इम नो यज्ञम् देवत्रा धेहि । हे होतः, बृहतीः इषः नः यसि, (तस्मात्) हे अग्ने महि द्रविणम् न. आ यजस्व ।

२३ हे अग्ने त्वा हवमानाय दश्व, गोः सनिम् च शश्वत् तम साध । अग्ने नः तनय. सूनुश्च विजावा स्यात्, ते सा सुमतिश्च अस्मे भूतु ।

१ वैश्वानराय ऋतावृधे अग्नये, घृत घृत न, धिषणां जनामसि कुशिनः रथ न, (त) द्विता होतार मनुषः वापतः च धिया समृण्वति ।

२ सः जनुषा उभे रोदसी रोचयन, मात्रोः चः स ईण्य पुत्रः अभवत् । (अयम्) हव्यवाट् अग्निः अजरः स च चनोहितः दूळभः विशां अतिथिः विभा वसुधा

પોતાના યશસ્વી ચાતુર્યના બળપર ને એકાગ્ર ધ્યાનના યોગે, દેવે અગ્નિને આ નાનાવિધ જગમાં પ્રગટ કીધો. અમને પણ સત્વ સામર્થ્યના લાભની ઉત્કંઠ ઇચ્છા છે, તો એકાદા પરાક્રમ વીરની પ્રશંસા કરવી તે પ્રમાણે પોતાના અતિ ઉજ્વળ તેજથી પ્રકાશનારા આ શ્રેષ્ટ અગ્નિનો સ્તુતિ હું કરૂં છું. ૩.

કશાનો પણ ખપ ન લાગવા દેનાર એવા આ આનંદમય અગ્નિનું જે એક અત્યંત ઉત્કૃષ્ટ અને પરમ સ્તુત્ય સત્વસામર્થ્ય છે તે પ્રાપ્ત કરી લેવાની અમને ભક્ત જનોને ઉત્કંઠ લાલસા હોય છે, તો અમ ભૃગુકુળોત્પન્નનો કૃપાળુ દાતા, કવિનું પ્રતિભા સામર્થ્ય, ને પોતાના લોકોત્તર દિવ્ય તેજવડે પ્રકાશમાન થનાર જે આ અગ્નિ તેનીજ પ્રાર્થના અમે ખોળા પાથરીને કરીએ છીએ. ૪

સત્વાઢ્ય એવીજ જેની સર્વત્ર પ્રખ્યાતિ છે, તે અગ્નિની સ્થાપના ભક્તજનો સોમરસમાંના દર્ભાગ્ર કાઢી નાંખીને પોતાની સામેજ વેદીપર કીધી અને આહુતિ દેવાસારૂ પળી ઉપર ઉચકીને (ને આહુતિ દઈને) આ અત્યંત દીપ્તિમાન, અખિલ દેવનો પ્રભુ અને યજ્ઞરૂપ ઉપાસનાનું ધ્યેય સાધ્ય કરી દેનાર રૂદ્રસ્વરૂપ અગ્નિ તેની તેણે સેવા કીધી. ૫ (૧૭)

તારો પ્રકાશજ પ્રથમ સર્વેને પવિત્ર કરે છે, તો હે યજ્ઞ સંપાદક, દર્ભાગ્રો કાઢી સોમરસ તૈયાર કરી નાખીને ભક્તજન યજ્ઞમધ્યે તારા નિવાસસ્થાને (વેદીપર) તારૂં અર્ચન કરે છે. હે અગ્નિ સેવા કરીને તારો આપ્ત પ્રેમ સંપાદન કરવાની ઇચ્છા ધરનાર ભક્તજન ભકિતપુર્વક તારી ઉપાસના કરતાં હોય છે, તો હે દેવ તેમને સામર્થ્ય સંપત્તિનું દાન કર. ૬

---

३ तत्त्व: दक्षस्य क्रत्वा देवास: तं अग्निम् चित्तिभि: (अस्मिन्) विधर्मणि (जगति) जनयन्त (अत:) वाजम् सनिष्यन् अह अत्र न, (इम) भानुना ज्योतिषा रुरुचानम् महाम् अग्निम् उप ब्रुवे ।

४ (अस्य) मन्दस्य यत् अद्वयं वरेण्यम् ऋग्मियम् (यद्) वाज: (तद्) सनिष्यन्त: वयम्, (इम) भृगुणां रातिम् उशिजम् कवि क्रतुम् दिव्येन शोचिषा राजन्त अग्निम् (तद्) आ वृणीमहे ।

५ वाजश्रवस अग्निम् वृक्त बर्हिष: जना: इह पुर: सुम्नाय दधिरे । यतस्रुचय ते इमं सुदृशम् विश्व देव्यम् यज्ञानां अपसां साधन् इदिम् रुद्रम् अग्निम् (पर्यचरन्) ।

६ हे पावकशोचे होत:, वृक्तबर्हिष: नर: यज्ञेषु तव क्षय परि (त्वाम् अर्चन्ति), हे अग्ने दुव: आप्यं इच्छमानास: ते त्वाम् उपासते, (तद्) तेभ्य: द्रविणम् धेहि ।

અગ્નિ એ પ્રકટ થતાની સાથે ઉપાસના કર્મ તત્પર ઋત્વિજે તેની વેદીપર સ્થાપના કીધી, અને તેમ કરતાજ, તેણે અંતરાળ પ્રદેશને અત્યુચ્ચ સ્વર્ગલોક એવા બન્નેને પોતાના પ્રકાશવડે ઓતપ્રોત ભરી નાખ્યા એકાદા શુરવીર ચાલાક યોદ્ધાને વિજયશ્રી જીતી લાવવા સારૂ (સમરભૂમિમા લઈ જવો) તે પ્રમાણે જુઓ આ મહાપ્રજ્ઞ અગ્નિને (ભક્તજન) યજ્ઞ સંપાદનાર્થે લઈ જાય છે ૭

આ દેવોને હવિર્ભાગ પહોચાડે છે, યજ્ઞયાગની યથામાગ સિદ્ધી કરી આપે છે, તેને સાષ્ટાંગ પ્રણિપાત કરો બીજકુળ ઘરના માણસ પ્રમાણે આ પ્રેમાળ અને સર્વ વસ્તુજાત જાણનારો છે, ત્યારે આ અગ્નિની ભક્તિવડે ઉપાસના કરો શ્રેષ્ટ જે સનાતન ધર્મ તેના સંરક્ષણ સારૂ અગ્નિએ રથપર આરૂઢ થઈને તદન સજ્જ હોય છે ને માટેજ આ સર્વસાક્ષી ભગવાન દેવત એઓનો આગેવાન બન્યો છે ૮

સર્વ જગતની ફેરી કરનારોને અખંડગતિ એવો જે શ્રેષ્ટ અગ્નિ તેની ત્રણ અમર ને તેજપુંજ વિભુતિએ ઉત્કટ ભક્તિમન એવા ઉપાસકોને પાવન કીધા, તે ત્રણે પૈકી સર્વેનુ પોષણ કરનાર એવી એક વિભુતિ ભક્તોએ આ મૃત્યુ લોકમા રાખી લીધી અને બાકીની બન્ને આ (મૃત્યુલોકની) સાથેજ નિમાણ થયેલુ જે સ્વર્ગલોક ત્યા નિકળી ગઈ ૯

એકાદુ ખડગ તદન તિક્ષ્ણ ધાર લાવવાસારૂ સરાણપર ચઢાવીએ તે પ્રમાણે સર્વે જનનો નૃપતિ જે અગ્નિ તેના અંગે અમો માનવી ઋત્વિજની ઇર્ષાએ અતિ તિવ્રપણું આવ્યુ છે તે કારણથી પૃથ્વીપરના પ્રદેશ ઉંચાડો કિંવા નીચા હો તે સર્વ (આ અગ્નિએ) વ્યાપી નાખીને અખિલ ભુવનના અંતર્ભાગમા તેણે પોતાના તેજનુ બીજ રોપી દીધુ ૧૦ (૧૮)

અત્યંત જ્ઞાની વીરશ્રેષ્ટ એવો આ અગ્નિ પૃથ્વીની ચિત્રવિચિત્ર ગુફાઓમા મોટી ભયંકર ગર્જના કરનાર સિંહપ્રમાણે જોરથી વૃદ્ધિગત થાય છે સર્વજનપ્રિય ને પોતાના અખૂટ તેજમા ભરેલો રહેનાર આ અમર પ્રભુ પોતાના ભક્તના મનોરથની અને [illegible] પ્રાપ્તિ નિસંશય કરી આપે છે ૧૧

---

७ यत् जातम् एनं अपस (ऋत्विज) अधारयन् (तदा स) रोदसी महत् स्वश्च आ पृणत। अत्य (वीर) व जताय न, स कवि चनोहित अग्नि अध्वराय वाजसातये परिणीयते।

८ (इमम्) हव्यदाति स्वध्वरं अग्निम् नमस्यत दम्य जातवेदसम् दुवस्यत। (अत) बृहत ऋतस्य रथी (अय) विचर्षणि अग्नि देवानां पुरोहित अभवत।

९ पविजनम यद्रस्य अग्न त्रिरु अमृतव समिध उशिज अपुनन्। तासाम् एकाम् भुजम् मत्य अदधु अपरे) द्वे जामि उलोक उप इयतु।

१० स्वधिति तत्म न विशा विश्पति कविम् लीन् अग्निम् मानुषी दशः तम कृण्वन्। (अत) स द्रुत निषट वपिपर याति। स च एषु भुवनषु गर्भ दीधरत्।

११ स प्रज्ञ इसार पृथ (पृथिव्या) चित्रषु जठरषु नामदन् सिंह न जिन्वत। स च पृथुपाजा अमर्त्य [illegible] वसु रना च दाद्व व दयमान (भवति)।

સર્વજનપ્રિય વૈશ્વાનર અગ્નિ અનાદિ કાળથીજ દ્યુલોકના શિખરપર આરોહણ કરીને બેઠો છે, અને ( ભક્તોએ ) વખતોવખત કરેલાં મનોહર અને માનનીય સ્તોત્રોવડે તેના દિવ્ય વૈભવની મહત્તાની ગાઈજ છે માટે પૂર્વે જેમ આ ( ભક્તોને દિવ્ય ) ધન પ્રાપ્ત કરી આપતો હશે, તેપ્રમાણે હમણાં પણ યાદ રાખીને દીન જનોને દિવ્ય ધનનો લાભ આપતી વેળા તે પ્રથમનાજ પ્રશસ્ત માર્ગનું અવલંબ કરે છે. ૧૨

જે સધ્ધર્મપ્રિય, પરમપૂજ્ય, મહાજ્ઞાની હોઇને અત્યંત સ્તુત્ય અને દ્યુલોકનિવાસી છે, જેની માતરિશ્વે ભૂમીપર સ્થાપના કીધી, જેની ગતિ અદ્ભુત ને જેના કિરણરૂપ કેશ પીતવર્ણના છે એવા તે ઉજ્વળ–કાંતિમાન અગ્નિની પ્રાર્થના અપૂર્વ આનંદ થાય તે સારૂ અમે તેની આગળ ખોળા પાથરણાં કરીએ છીએ. ૧૩

જે પરમપવિત્ર ને દિવ્ય લોકદર્શી હોઇને આકાશલોકની ધ્વજા શોભે છે, તેજોમય એવા દ્યુલોકમાં જેનો નિવાસ, જે ઉષાને જાગૃત કરનાર અને દ્યુલોકનું જાણે શ્રેષ્ઠ મસ્તકજ એવો અનિવાર્ય ને સત્વવીર અગ્નિ મનોરથ–પ્રાપ્તિના માર્ગમાં ( ભક્તોને ) પ્રોત્સાહન દે છે માટે તેને પ્રણિપાત કરીને તેની પ્રાર્થના અમે અત્યંત લીન થઇને કરીએ છીએ. ૧૪

જે આનંદમય, પરમપવિત્ર અને નિષ્કપટ છે જે પ્રશાંતચિત, પરમસ્તુત્ય ને સર્વસાક્ષી એવો યજ્ઞ–હોતા છે, એકાદા અદ્ભુત રથપ્રમાણે પોતાની મનોહર કાંતિને લીધે જે દર્શનીય થયો છે અને જે લોકોનો હિત–કર્તા છે, એવા અગ્નિપાસે અમે સદૈવ લીન થઇને દિવ્ય ઐશ્વર્યની યાચના કરીએ છીએ. (૧૫) (૧૯)

---

१२ वैश्वानरः प्रत्नथा दिवः पृष्ठम् नाकम् सुन्ममभिः मन्दमानः आ रुरुहत् । स जागृविः जचवे पूर्ववत् ( सुष्टिरूपं ) धन जनयन् समान अज्मं परि एति ।

१३ ऋतावानं, यज्ञिय, विप्रं उक्थ्यम्, दिवि क्षयम् यम् एनम् मातरिश्वा (भुवि) आ दधे । तम् चित्रयाम हरिकेशम् सुदितिम् अग्निम् नव्यने सुविताय ईमहे ।

१४ शुचिम् स्वर्दृशम्, दिवः केतु, रोचनस्थां उषर्बुधम् दिवः मूर्धानम् अप्रतिष्कुतम् वाजिनम् वम् अग्निम् यामन् इषिर न वद्न् नमसा ईमहे ।

१५ मन्द्र शुचिन् अद्वयाविनम् दमूनस उक्थ्यम् विश्वचर्षणिम्, चित्रं रथं न ( चित्रम् ), वपुषाय दर्शतम् मनुर्हितम् होतारम् सदमिन् राय ईमहे ।

## सूक्त ३.

॥ ऋषि-विश्वामित्र । देवता-अग्नि ॥

સર્વજનપ્રિય ને પોતાના અખૂટ તેજના દમમાં મગ્ન રહેનાર, એવા અગ્નિની ઉપાસના જ્ઞાની ભક્તજન સ્તોત્ર રત્નોવડે કરતો હોય છે, તે તેનાં જે શાશ્વત સ્થાનો છે તે ઠેકાણે જવા સારૂજ છે. પોતે અગ્નિ એ અમર હોઇને પણ ( યજ્ઞ મધ્યે ભક્તો સારૂ ) દેવતાંને પ્રસન્ન રાખે છે, ત્યારે અર્થાંતજ ધર્મને લાંછન લાવવા સરખું વર્તન કદીપણ કોઇએ કરવું નહિં. ૧

અદ્ભુત ચમત્કાર કરનાર આ અગ્નિ ( ભકતોનો ) પ્રતિનિધિ થઇને દ્યુલોક અને પૃથ્વિ એમના અંતર્ભાગે સ્વચ્છ સંચાર કરે છે. સર્વ ભક્તોનો તે યજ્ઞ સંપાદક ને પ્રમુખ આચાર્ય થઇને બેઠેલોજ છે અને દેવોનું વિસ્તીર્ણ નિવાસસ્થાન એવું આકાશ અગ્નિએ જે તેજો ગોળવડે અત્યંત સુશોભિત કરી મૂક્યું તે દેવોની કીધેલી વિનંતીપરથી છે, ( કારણ કે ભક્તોએ કરેલાં ) સ્તવન અને ધ્યાન એજ તેની સંપત્તિ છે. ૨

યજ્ઞનો ઉજ્વળ ધ્વજ અને ધર્મ સભાની ઉત્કર્ષનું મૂળ કારણ માટે અગ્નિની મહતા, જ્ઞાની ભક્તજન એકાગ્રચિત્ત કરીને વર્ણન કરતા હોય છે જે અગ્નિને ( ધર્મનિષ્ટ લોક ) પોતાના સર્વ સ્તવનો અને ઉપાસના અર્પણ કરે છે, તેજ આ અગ્નિ પાસેથી ઉદાત્ત સુખની પ્રાપ્તિ કરી લેવાની યજમાનને પણ લાલસા હોય છે. ૩

જે યજ્ઞનો પિતા છે, મહાજ્ઞાની એવા ઋષિ જેને પરમાત્મા કહે છે, અને જે સ્તોત્ર ગાયન કરનાર ઋત્વિજની ભક્તિનું માપ ને ધર્મજ્ઞાનનું નિદર્શનજ છે, એવા સર્વજનપ્રિય અગ્નિએ આ પ્રચંડ દ્યાવા પૃથ્વિને વ્યાપી નાંખ્યા છે, અને માટેજ તેના કિરણસ્પર્શવડેજ કવીનો ઉત્કર્ષ થાય છે. ૪

પોતે આલ્હાદકારક હોઇને જેનો રથ પણ આલ્હાદકારક છે, જેની પ્રત્યેક આજ્ઞા સુવર્ણ પ્રમાણે મૂલ્યવાન હોય છે, જે સર્વજન પ્રિય, આકાશોદકમાં રહીને સ્વર્લોકમાં પ્રકાશની પ્રાપ્તિ કરી આપે છે; સર્વવસ્તુના અંતરંગનું જ્ઞાન જેને છે, ને ( ભક્તોસારૂ ) ત્વરાએ દોડનાર અને ધૈર્યબળવાળા છે, તે આ તીવ્ર ગતિમાન્ ને મનોહર કાંતિવડે સુશોભિત એવા અગ્નિની પોતે દેવોએજ પૃથ્વીપર સ્થાપના કીધી. ૫ (૨૦)

---

१ पृथुपाजसे वैश्वानराय विप्र. धरुणेषु गातवे, रत्ना विध त । अमृत अग्निर्हि देवान् दुवस्यति, अध न कोपि सनता धर्माणि दूदुषत् ।

२ दस्म. अग्निः दूतः सन् रोदसी अन्त ईयते, स च मनुष होता पुरोहितश्च सन् निषत्त. । देवेभिः इषितः अग्निः तेषां बृहन्तम् क्षयम् द्युभिः परि भूषति ( यत सः ) धियावसुः ।

३ यज्ञानां केतुं विदथस्य साधनम् अग्निम् विप्रासः चित्तिभिः मदयन्त । ( ऋत्वा ) यस्मिन् अधि अर्पांसि गिरश्च सन्दधुः तास्मन् यजमान सुम्नानि आ चके ।

४ यज्ञस्य पिता, विपश्चिताम् असुरः. वाघतान् विमानं वयुन च, ( एतादृश ) पुरुप्रियः अग्निः भूरिरेतसा रोदसी आ विवेश, ( अतः अस्य ) धामभिः कवयः स्तवते ।

५ चन्द्रम्, चन्द्ररथ, हरिव्रतम्, अ . . . म, स्वर्विदम् ( अन्त स्थाणि ) विगाढं, तूर्णिम्, तविषीभिः आवृतम् भूर्णिम्, ( एतादृशम् ) सुश्रियम् वैश्वानरम् देवासः दद दधुः ।

તું તારા તીવ્ર આયુધોથી ધર્મહીન અનાર્યોનો નાશ કર. ભકતોના અંતઃકરણમાં તારૂણ્યની રગ તેના પોતાના હિત માટે તુંજ મૂકે છે. હે દિવ્ય પ્રતાપ પુત્ર, સ્વર્ગીય શક્તીનું તું પોષણ કરે છે. હે ઉત્તમ વીર અગ્નિ, સત્વ સામર્થ્યની પ્રાપ્તી માટે ચાલેલા ઝગડામાં અમારૂં રક્ષણ કર. ૬

અમે સામગાયનોથી તારી સ્તુતિ કરીએ છીએ અને હે જગતને પાવન કરનાર મંગલ ધામ, હવિ અર્પણ કરીને પણ અમે તારી સેવા કરીએ છીએ. માટે સર્વ જગતને જે પ્રીય લાગે તેવું (દિવ્ય) ઐશ્વર્ય અમને આપ. સર્વ પ્રકારની સામર્થ્ય સંપત્તિ પણ અમને આપ. ૭

અમારા યાગનો તુ સ્વીકાર કર, હે પ્રતાપ બળ આપનાર અગ્નિ ત્રણ ઠેકાણે (તારી આગળ) રાખેલા આ હવિઓનો તું સ્વીકાર કર. અમે દેવોની નજરમાં પૂણ્યશીળ થઇએ એમ કર અને તારા ત્રણ છેડાવાળા બખતરથી અમારી પ્રદક્ષિણા કર. ૮

અત્યંત અસહ્ય જે જે દુઃખોમાંથી અને તે સર્વ સંકટોમાંથી વહાણમાં બેસીને સમુદ્ર તરી જાય તેમ અમને પાર પાડ. હે અગ્નિ, અત્રિ ઋષિએ જેમ વિનંતીપૂર્વક તારૂં સ્તવન કર્યું તેમ અમે પણ કરીએ છીએ માટે અમારા શરીરનો પણ સંરક્ષક તુંજ થા. ૯

જે તારી સ્તુતિમાં તદન લીન થાય છે એવા મનથી હું તારૂં ચિંતન કરીને, તને (મરણ રહિત ભગવાનને) વારંવાર હાંક મારૂં છુ માટે હે સર્વજ્ઞ જાતવેદ, અમને (અમારા કાર્યમા) યશ આપ; અને હે અગ્નિ, મારા ચાકરો તેમજ હું અમરપણાનો ઉપભોગ લઇએ તેમ કર. ૧૦

હે સર્વજ્ઞ, જે પુણ્યશીલ મહાત્માને તુ દુઃખમુક્ત અને આનંદમગ્ન કરે છે તે (બુદ્ધિરૂપ) અશ્વ, પુત્ર પૌત્ર, વીર સૈનિક, (જ્ઞાન) ધેનુ ઇત્યાદિ સંપત્તિ જેમા ભરપુર છે તેવા ઐશ્વર્યનો ઉપભોગ કલ્યાણ માટે લેછે. ૧૧

---

६ दस्यूं वधेन प्रहि चातयस्व, हे सहसः पुत्र स्वायै तन्वे वयः कृण्वानः त्वम् यत् देवान् पिपर्षि, हे नृतम अग्ने सः त्वम् वाजे अस्मान् पाहि ।

७ हे अग्ने वयं ते उक्थैः विधेम, हे भद्रशोचे पावक वयम् हव्यैः विधेम । अस्मै विश्ववारम् रयिम् समिन्व अस्मै विश्वानि द्रविणानि धेहि ।

८ हे अग्ने अस्माकम् अध्वरं जुषस्व हे सहसः सूत त्रिषधस्थम् हव्यं जुषस्व । वयं देवेषु सुकृतः स्याम, त्रिवरूथेन शर्मणा नः पाहि ।

९ जातवेदः विश्वानि दुर्गहा दुरितानि नावा सिन्धुं न अतिपर्षि, हे अग्ने अत्रिवत् नमसा गृणानः त्वम् अस्माक तनूनां अविता बोधि ।

१० यः अहम् मर्त्यः स अमर्त्यम् त्वा कीरिणा हृदा मन्यमानः जोहवीमि जातवेदः अस्मासु यशः धेहि अग्ने प्रजाभिः अमृतत्वम् अश्याम् ।

११ जातवेद अग्ने यस्मै सुकृते त्वम् उ लोक स्योनम् कृणवे, सः आश्विनं पुत्रिणम् वीरवंतम् गोमंत रयिम् स्वस्ति नशते ।

જે દિવ્યનિધિ કહેવાય છે, તે અગ્નિજ છે. અમારી પાસે પ્રકાશ ધેનુ, પુરવેગથી ચાલનાર, અશ્વ, અને ઉત્તમ કુળવાન, નૃપનાયક, પણ આવે છે તેમનાજ ગુણોનું હું વર્ણન કરૂં છું. માટે હે દેવ, અમને સ્તોતૃજનોને ઉત્સાહ બળ આપ. ૨

અગ્નિ યજમાનને શૂર યોદ્ધા (મેળવી) આપે છે. કારણ કે અગ્નિ સર્વદ્રષ્ટ છે ભરપુર ઐશ્વર્ય અગ્નિજ આપે છે, અને પ્રસન્ન થતાંજ ભક્તોને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી આપે છે, માટે હે દેવ, અમને સ્તોતૃજનોને પણ તું ઉત્સાહ બળ આપ. ૩

હે અગ્નિદેવ; તને, પ્રભા સંપન્ન, ઘડપણ રહીત ભગવાનને અમે હવે પ્રદીપ્ત કરીએ છીએ એટલે આ ભાગ્યશાળી સમિધ આકાશ મંડળમાં તારો પ્રકાશ ફેલાવી દેશે માટે અમને (તારા સ્તોતૃવર્ગને) તું ઉત્સાહ બળ આપ. ૪

હે ઉજ્વળ કાંતીના પ્રભુ, હે અગ્નિ, હે આહ્લાદપ્રદ સ્વરૂપી હે અદ્ભુત ચરિત્રવાન, હે જગત્પતિ, હવિ લઈ જનાર હે દેવ, શુભ્ર તેજસ્વી એવો તું, તે તારી પ્રીત્યર્થ આ હવિર્ભાગ ઋગમંત્રથી અર્પણ થાય છે, માટે તારા સ્તોતૃવર્ગને બળ આપ. ૫

(જુદા જુદા) અગ્નિસ્વરૂપમાં પ્રગટ થનાર આ ત્રણ અગ્નિ, સર્વ ઇચ્છિત ધનનો ઉત્કર્ષ મેળવી આપે છે. આનંદનો ઉભરો તે લાવે છે અને આનંદની સ્ફુરતિ પણ તેજ આપે છે, ભક્તને તે એક સરખી પ્રેરણા કરે છે, માટે હે દેવ તું પણ અમને (સ્તોતૃજનોને) ઉત્સાહ બળ આપ. ૬

---

२ यः वसुः सः अग्निः यं धेनवः, यं रघुद्रुवः अर्वंतः, यं सुजातासः सूरयः आयन्ति तं घं गृणेः (वद) हे देव इष स्तोतृभ्यः आभर।

३ अग्निः हि विश्वचर्षणिः वीरं वाजिनम् ददाति। अग्निः राये स्वाभुवं ददाति, सः प्रीतः वार्यम् याति, इषं स्तोतृभ्यः आभर।

४ हे अग्ने देव द्युमन्तम् अजरम् त्वाम् वत् आ इधीमहि, स्या ते पनीयसी समित् याति, दीदयति इषम् स्तोतृभ्यः आभर।

५ हे अग्ने शोचिषः पते शुक्रस्य ते, हे सुश्चंद्र दस्म विश्पते, हे हव्यवाट् तुभ्यं हविः ऋचा हूयते। इषं स्तोतृभ्यः आभर।

६ प्रो त्ये अग्निषु आमयः विश्वम् पुष्यन्ति, हे वार्यं हिन्विरे, ते हिन्विरे, ते आनुषक् इयक्षन्त, इषं स्तोतृभ्यः आभर।

હે દિવ્ય યજ્ઞ સંપાદકો, અમે તમારૂં સ્તવન કર્યું છે માટે અમો માણસોના આ યજ્ઞ સમારંભમા વાયુવેગે આગમન કરો. ૭

ઇળા, સરસ્વતી અને મહી, એ ત્રણે મંગળપ્રદ અને કદીપણુ શ્રાપ ન દેનાર દિવ્ય શક્તિ આ કુશાસનપર વિરાજમાન થાઓ. ૮

હે ત્વષ્ટા દેવ, તુ કલ્યાણકારક અને સર્વ સ્થળવર્તી છે માટે અમારા ઉત્કર્ષ પ્રસંગે, અમારી પાસે આવ અને પ્રત્યેક યજ્ઞમાં કૃપા કટાક્ષથી અમારૂં સંરક્ષણ કર. ૯

હે વૃક્ષરાજ (યૂપા) જે જે ઠેકાણે દેવોના ગુપ્ત નામો (અને સત્કૃત્યો) વિગેરે માહિત છે તે ઠેકાણે (સ્વર્ગ લોકમાં) આ અમારા હવિ તુ પહોંચતા કર. ૧૦

અગ્નિ પ્રીત્યર્થ, વરૂણ પ્રીત્યર્થ, ઇંદ્ર પ્રીત્યર્થ, મરૂત પ્રીત્યર્થ અને બીજા દેવતાઓની પ્રીત્યર્થ આ હવિર્ભાગ "સ્વાહા" શબ્દના ઉચ્ચાર સાથેજ અપાય. ૧૧

## सूक्त ६.

॥ ઋષિ–અત્રિ । દેવતા–અગ્નિઃ ॥

જે દિવ્ય (સંપત્તિ) નો ભંડાર, પોતાનુ ઘર સમજીને જેના આશ્રયે પ્રકાશરૂપ ધેનુ, વેગવાન ઘોડેસ્વાર, અને કદી ને બદલનાર વિશ્વાસુ વીર આવે છે તે અગ્નિનુ હું ચિંતન કરૂં છુ, માટે હે ભગવાન્, તું સ્તોતૃજનોને ઘણુ બળ આપ. ૧

---

७ हे दैव्या होतारा इष्ठिता सुजाम् वातस्य पत्मन् इमं नः मनुषः यज्ञं आ गतम् ।

८ इळा सरस्वती मही तिस्रः देवीः मयोभुवः, अस्रिधः बर्हिः सीदन्तु ।

९ त्वष्टः, त्वम् शिवः इह आ गहि, उत त्वम् विभुः त्वमेव पोषे यज्ञे यज्ञे नः अव ।

१० हे वनस्पते यत्र देवानां गुह्या नामानि वेत्थ तत्र हव्यानि गमय ।

११ अग्नये स्वाहा, वरुणाय स्वाहा, इन्द्राय मरुद्भ्यः स्वाहा देवेभ्यः हविः "स्वाहा" (शब्देन) हूयते ।

१ यः वसुः यं अस्तं धेनवः यं अस्तं आशवः अर्वन्तः, यं अस्तं नित्यासः वाजिनः यन्ति तं अग्निं मन्ये, हे दक्ष, स्तोतृभ्यः इषं आभर ।

सूक्त ७.

॥ ઋષિ–અત્રિ । દેવતા–અગ્નિ ॥

હે મિત્રો, તમે તમારા યોગ્ય મનોત્સાહ અને સ્તોત્ર, તે અગ્નિને અર્પણ કરો. સર્વ જનોમાં તે અત્યુત્કૃષ્ટ, તેજનુ પોષણ કરનાર પ્રતાપી વીર છે, તેને સમર્પણ કરો. १

તે બળવાન્ ગમે ત્યાં ન હોય તોપણ તેનુ આગમન થતાંજ શૂર પુરૂષ પોતાને ઘેરેઘેર હૃષ્ટચિત્ત થાય છે, માનનીય સજ્જન તેને પ્રગટ કરે છે અને ગમે તેવો ક્ષુદ્ર માણસ હોય તે પણ તેને પ્રગટ કરે છેજ. २

જ્યારે અમે તેની પાસે સાત્વિક ઉત્સાહ પ્રાપ્ત થવા માટે વીનંતી કરીએ છીએ, જ્યારે ભક્તજનોના હવિર્ભાગ અમે તેને અર્પણ કરીએ છીએ, ત્યારે તેના ઐશ્વર્યના પૂર્ણ આવેશથી સનાતન ધર્મનો અધિકાર તે પોતાની પાસે લેછે. ३

(ભક્તજન) પાવન, જરા રહિત અગ્નિ, જંગલના જંગલો બાળીને નાશ કરે છે ત્યારે પણ દૂર રહેલા મનુષ્યોને પોતાની પ્રકાશ ધ્વજાથી માર્ગદર્શકજ થાય છે. ४

જેની સેવા કરતા કરતાં (જેની) પ્રાપ્તીના માર્ગમાં હોવા છતા ભક્તજન પરસેવાથી અકળાઇને જેને આહુતિ આપે છે. એવા ભક્ત તે (અગ્નિ) ને પોતાના બાળકો પ્રમાણે જે પ્રમાણે જમીનપર પર્વત છે તે પ્રમાણે તે ભક્ત (અગ્નિની) પીઠપર સુખે ચઢી બેસે છે. ५

---

१ हे सखायः वः समयम् इप स्तोमंच क्षितीनाम् वर्षिष्ठाय उर्जः नपूते, सहस्वते अग्नये सम् कुरुत।

२ यस्य समृतौ नृपदने नरः रण्वाः, यम् चित् अर्हन्तः इंधते, जंतवः संजनयंति, सः कुत्र चित् वर्तते।

३ यत् इषः सं वनामहे, यत् मानुषाणाम् हव्या वनामहे, सः द्युम्नस्य शवसा ऋतस्य रश्मिम् आ ददे।

४ सः पावकः अजरः वनस्पतीन् यत् प्रमिनाति स्म, सः नक्तं चित् दूरे आसते केतुं आकृणोति स्म।

५ यस्य वेषणे, यस्य पथिषु स्वेदम् अवाभि जुह्वति। तदानीम् पृष्ठा भूम रुरुहुः तद् इव स्वजेन्यम् ईम् (अभि रोह) स्म।

અગ્નિ, તારી તે જવાળા સત્વ વીર્યવાન્ થઇને અતિશય વૃદ્ધિગંત થાય છે, તે, તારી (જવાળાથી પ્રકાશરૂપ) ધેનુના ટોળાને ચોતરફ કુદકા મારતી સ્વચ્છંદપણે બરાડવા લાગી, માટે હે દેવ અમને (સ્તોતૃજનોને) પણ તારૂં બળ અર્પણ કર. ૭

હે અગ્નિ, અમને (સ્તોતૃજનોને) નવા નવાં સારા સ્થળો અને મનની ઉત્સુકતા પણ અર્પણ કર. ઉંચ્ચ સ્વરે તારૂં સ્તોત્ર ગાયન કરેલું અને તને અમારો પ્રતિનિધિ સમજનાર અમે દીન જનો તારા થઇએ એમ કર, અને ઘેરેઘેર તારા સ્તોતૃવર્ગને બળ આપ. ૮

હે આલ્હાદપ્રદ સ્વરૂપી, ઘીથી પૂર્ણ બન્ને દરવી (ચાંચવાળી પળીઓ) ને તું તારા મોંમાં જગા આપે છે, માટે હે પ્રતાપી પ્રભુ સામ ગાયનમાં અમે લીન થયા હોઇએ ત્યારે અમને પૂર્ણપણે કૃતાર્થ કર અને તારા સ્તોતૃજનોને ઉત્સાહ બળ આપ. ૯

આ પ્રમાણે અગ્નિ દેવને ભકતોએ સ્તુતિથી અને યજ્ઞથી એક સરખી રીતે આમંત્રણ કરીને પોતાનો કરી લીધો છે. અમારામાં તે ઉત્કૃષ્ટ શૌર્યની સમૃદ્ધિ કરે. અને જેના ઘોડા ઘણાજ ઝડપી છે એવા અસંખ્ય ઘોડેસ્વાર અમારા આશ્રયે રહે તેમ કરો. હે દેવ, તારા સ્તોતૃજનને તું ઐાત્સુકય બળ પ્રાપ્ત કરી આપ. १०

---

७ हे अग्ने तव त्ये मंहि वाजिनः अर्चयः ऋधन्त ये पत्वभिः गोनाम् शफानां व्रजाः भुरंत, इषं स्तोतृभ्यः आभर।

८ अग्ने नः स्तोतृभ्यः नवाः सुक्षितीः इषः आभर, ये वयं त्वा वृतासः दमे दमे आनृचुः ते वयं ते स्याम। इषं स्तोतृभ्यः आभर।

९ हे सुचंद्र सर्पिषः उभे दर्वी आसनि श्रीणीषे उतो शवसः पते उक्थेषु नः पुपूर्या इषम् स्तोतृभ्यः आभर।

१० एवा गीर्भि यज्ञेभिः अग्निम् आनुषक् अजुर्यमुः। सः उत अस्मे दधत् आशुभस्म्यम् सुवीर्यम् इषद इषं स्तोतृभ्य आभर।

## सूक्त ८.

॥ ઋષિ–અગ્નિ । દેવતા–અગ્નિ ॥

હે અગ્નિ, સદ્ધર્મ આચરણમાં ઉત્સુક પુરાતન ઋષિઓએ પણ પ્રસાદ પ્રાપ્તિ માટે પુરાણ પુરૂષને (તને) પ્રજ્વલીત કરીને તારી સેવા કરી. હે પ્રતાપ-પ્રદ દેવ, તું આલ્હાદદાયક, પૂજનીય, વિશ્વંભર, આત્મસંયમી ગૃહસ્વામી, અને સર્વોત્તમ છે. १

હે અગ્નિ તુ જે ભક્તનો પુરાતન અતિથિ છે ને તને તેજોમય કેશમંડિત ગૃહ સ્વામીને ભક્તજનોએ વેદીપર સ્થાપન કર્યો છે. તારી જ્વાળારૂપી ધન વિશાળ અને રૂપમાં અસંખ્ય છે; તું (ભાગ્ય) ધન યથા વિભાગ દેનાર છે, તારો સુખાશ્રય સર્વોત્તમ છે, તારૂં સંરક્ષણ નામાંકિત અને તું સર્વ જીર્ણ પદાર્થોને વ્યાપી નાંખીને પોતાના કરી લેનાર છે. २

હે અગ્નિ તું સર્વ હોત્ર જાણનાર, સદ્વિવેચક, અને ભક્તોને (રત્ન સંપત્તિ) અપરંપાર દેનાર છે. તું કોઈ કોઈ વખતે ગુપ્ત હોય છે, હે ભગવાન્, તુ સર્વ સાક્ષી છે, તારો અવાજ ભયંકર, પરંતુ તું સેવન કરવા યોગ્ય છે અને ઘીની આહુતીને વૈભવ માને છે, માટે એવું તારૂં યશો વર્ણન પણ આ માનવ પ્રજા કરે છે. ३

---

१ अग्ने प्रत्नास ऋतायवः त्वाम् प्रत्नम् ऊतये समीधिरे, हे सहस्कृत, त्वां पुरुश्चन्द्रम् यजतम् विश्वधायसं दमूनसं गृहपतिम् वरेण्यम् (समीधिरे)

२ अग्ने विशः त्वाम् पूर्व्यं अतिथिम् शोचिष्केश गृहपतिम्, बृहत्केतुम्, पुरुरूपं, धनस्पृतं, सुशर्माणं स्ववसं जरद्विषम् निषेदिरे ।

३ अग्ने मानुषीः विशः त्वाम् होत्राविदम् विविचम् रत्न धातमम्, ईळते; हे सुभग, त्वाम् गुहायन्तम्, विश्वदर्शतम्, तुविस्वनम्, सुयजम् घृतश्रिय (ईळते)।

સર્વને જે પ્રીય લાગે છે એવા જે અગ્નિને મર્ત્ય માણુસ આખા જગતની તૃપ્તી મ
પ્રગટ કરે છે, તે (અગ્નિજ) અમને અન્નરસની રૂચી ઉત્પન્ન કરે છે અને સચેતન પ્રાણીમ
ત્રને આશ્રયભૂત પણ તેજ થાય છે.

તે દાનશૂર છે, માટે પશુ પ્રમાણે ખા ખા ન કરતાં ઉથરો તે નિર્જળ પ્રદેશમાં
ખેડેલી જમીન પણ ધાન્યથી સમૃદ્ધ કરે છે. તેના (હજામત કરેલા) વાળ-સુવર્ણ જે
તેજસ્વી, અને તેના દાંત પવિત્ર અને ચકચકીત હોવાથી તે મહાચતુર છે; અને તેનું સામર્
અપ્રતિહત છે.

તે પવિત્ર તેજસ્વી છે; જે (ભક્ત) ને માટે અત્રિ ઋષિ સાથે રહે છે તે (ભક્ત)
માટે ધાર ચઢાવેલી ફરશુ (હથીયાર) પ્રમાણે તે પ્રજ્વલીત થાય છે. જેની કૂખ ઘણી સુદ
છે અને જેનાથી ફળ પ્રાપ્તિ થાય છે તે અરણી માતાએ તેને જન્મ આપ્યો અને તેથી
(ભક્તને) ભાગ્ય પ્રાપ્ત થયું.

હે અગ્નિ, જે (ભક્ત) તારો છે; તેની તૃપ્તી માટે પરમસુખ હોય છે. માટે તારે
તેજને વૈભવ અને કીર્તિ અને તારૂં ચિત્ત, એવાજ ભક્તમાં રાખ. ૯

આવી ઉત્કટ મનોવૃત્તિ તે ભક્તની હોય છે. તે અનિવાર્ય થાય છે (પણ) તું
(કૃપા કરીને) આપેલા પશુ (વીગેરે સંપત્તિ) નો સ્વીકાર કરે છે. માટે હે અગ્નિ જે તને
(ભગવાનને) ભજતા નથી તેનો અત્રિ ઋષિ પરાભવ કરે. અને અનાર્ય લોક તેમજ તેમના
આવેશનો પણ તે નાશ કરે. ૧૦

---

६ यम् पुरुस्पृहम् पितूनाम् स्वादनम्, आयने चित् अस्ततातिम् अग्निम् विश्वस्य धायसे मर्त्यः प्रविवदा

७ सः हिरम आक्षितम् धन्व दाता पशुः न आ दाति, स हि हिरिश्मश्रुः शुचिदन् ऋभुः अनिभृष्टः
तविषिः ।

८ सः शुचिः स्म, यस्मै पात्रिवत् स्वधितिरिवं प्रदीयते, यं सुपू माता क्षणा अस्तृत, यद धः भगम्
आनशे ।

९ सर्पिरासुते अग्ने, यः त्वम् आ, ते धायसे धाम् अस्तिं, एषु मर्त्येषु द्युम्नं आ, उत श्रवः आ,
(उत) चित्तम् आ धाः ।

१० इतिश्चित् मन्युम्, अध्रिजः त्वादातम् पशुम् आददे, आद हे अग्ने, अत्रिः अनुमता दस्यून
षहयात, इषः नृन् षहयात ।